# राणकदेवी.

"એક સોરઠીઆણી સતીનું સાચું પતિવ્રત".

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

**अनंतप्रसाद वि. त्रीकमलाल वैष्णव.**

રાધનપુરના નવાબ સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી.



**अमदावादमध्ये**

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને

જા. એ. કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

**રણછોડલાલ ગંગારામે છાપી.**



સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.

---

**કિમ્મત રૂ.૧-૪-૦**

( રજીસ્ટર કરાવેલ છે. )

૧૮૯૪

# પ્રસ્તાવના.

કરણઘેલાની લોક-પ્રિયતાથી ઉશ્કેરાઇને, તથા નાટકો અને નિબંધો કરતા "નૉવલ્સ" આજકાલ આપણી ભાષામાં મારા જાણવા પ્રમાણે થોડાં લખાએલાં છે, માટે એવા પુસ્તકની ચાહના સુજ્ઞ દેશીઓમાં વધારેછે એવું ધારી, ગુજરાતી ભાષામાં એક "નોવલ" લખવાની અંતઃકરણમાં ઉત્પન્ન થએલ ઉત્કંઠા ઈશ્વરકૃપાથી આજ પાર પડી.

"નોવલ" તરીકે આ મારો પહેલો પ્રયત્નછે. "કૂવામાં હોય તે અવાડામાં આવે" અને ખામી વિનાનું કામ માત્ર ઈશ્વરનું છે, એટલે આ પુસ્તક સારૂં નરતું કે સાધારણ ગણવું એ વાંચનારના વિચારપર છે. સુજ્ઞ સજ્જનો કૃપા કરીને ખામીઓ સૂચવશે તો આભારી થઇશ.

ગ્રંથ કર્ત્તા.



॥ श्री ॥

# अर्पण पत्रिका.



પરમ વિવેકી પરોપકારી વડીલસાહેબ શ્રી

**विजयशंकरभाइ वी. गौरीशंकरजी.**

નાયબ દીવાન સાહેબ.

**स्वस्थान भावनगर.**

મહાન પદ્દીએ હોવા છતાં અતિ નમ્રતા, નાગરી નાત તરફ અંતઃકરણથી પ્રીતિ, અને વિદ્યાને ઊત્તેજન આપવાની શુભ ઊત્કંઠાથી મોહિત થઇ આ પુસ્તક આપને નમ્રતા પૂર્વક અર્પણ કરવામાં અતિ આનંદ માનુંછું.



રાધનપુર.
જ્યેષ્ટ સુદ ૧૫.
તા૦ ૨૦ જુન સને ૧૮૮૩

આજ્ઞાંકિત સેવક
અનંતપ્રસાદ વી. ત્રિકમલાલ
વૈષ્ણવ.

# राणकदेवी.

## प्रकरण १ लुं.

વિક્રમના સંવતની બારમી સદીના મધ્ય ભાગમાં, સીંધના સીમાડા ઉપર પાવર નામથી ઓળખાતા પ્રદેશમાં, કડલી નામે કિલ્લો આવેલો હતો, તેનો આકાર સમચોરસ, એટલે તેની દરેક બાજુ આશરે બે બે હજાર ગજ લંબાઇમાં હતી. દરેક બાજુનો મધ્યમાં દરવાજો હતો. અને તેના ઉપરનો મેઢો, નીચે કૌંસાકાર હારો ટેગે મળેલી કમાનોની પેઠે હતી, તેના આધારે હતો. કિલ્લાની ભીંતની જાડાઇમાં આવી પાંચ હારો આવેલી, ને તેમના ઉપર પથ્થરની ગચ્છી હતી. દરેક ખૂણામાં ચોરસ પણ ખાંચા પાડેલા આકારનો એકેક બુરજ હતો, અને આ બુરજ તથા દરવાજાની વચમાં બબ્બે હથણીઓ સમચોરસ સમાન અંતરે હતી. કિલ્લાની ભીંતો થોડેથોડે અંતરે કોતરકામની આડી પટ્ટીઓથી સણગારેલી હતી; અને તેની ઉપલી બાજુએ અર્દ્ધગોળાકાર કાંગરા હારબંધ એક સરખા આવેલા હતા. પટ્ટીઓના ગાળામાં પક્ષી, ઝાડ, વગેરેનાં ચિત્રો કોરેલાં હતાં. તેમ દરવાજા ઉપરનું કોતરકામ પણ જોવા જેવું હતું. દરવાજાની મેઢી શોભાયમાન, ધોળા પથ્થરની, ઘાટીલી હથણીયોથી બંને બાજુએ જોડાએલી હોવાથી, તેની શોભામાં વધારો થતો હતો. કિલ્લાના પશ્ચિમ અને દક્ષિણ તરફના દરવાજાના વચલા ગાળામાં રાજગઢી હતી. તેનો દરવાજો શહેરના દરવાજા જેવો, પણ કાંઇક નાનો શેરેઆમ રસ્તા ઉપર પડતો હતો. આ દરવાજામાં પેસતાં જમણી તરફ તાજણ, કેસર, વગેરે વખણાએલી જાતનાં મજબુત, અને રૂપાળાં ઘોડાંઓથી ભરેલી નાની પાયગા હતી. ડાબી તરફ, હથીઆર, સરસામાન વગેરેના અગત્યને વખતે ઉપયોગમાં લેવા સારૂ ભરી રાખેલા ભંડારો હતા. વચમાં ખુલ્લો ચોક હતો. અને તેમાં મોટા બે કુવા ખૂણાપર આવેલા હતા. સામે એક ડહેલી તથા ટેની

આજુ બાજુ બારણાંઓ, તથા તે ઉપર રાજમહેલના સુંદર લાકડાંની કોરણીદાર ઝરૂખાઓ ઝુકી રહ્યા હતા. ડહેલીમાં પેસતાંજ બંને બાજુએ ચોરસ રંગીન લાકડાંની થાંભલીના ટેકા વાળી તથા નીચે કોરાદાર મોટી પડાળીઓ હતી. તેમાંની જમણી તરફની—ગુંદ અને શાહીનાં ધાબાંવાળી જાજમ, ગાદી તકીયા, ચોપડા મુકવાના ઉંચા પાટલા, તથા બાજઠ ઉપર મુકેલ પીતળની દીવીઓની આસપાસ વેરાએલા કાગળના કટકાઓથી-કામદારોની બેઠક, અને ડાબી તરફની,—પથારીઓ, ખીંટીઓપર વળગાડેલ તલવાર, ધનુષ, ભાથા, ઢાલો, પાણીનાં માટલાં તથા દેવતાનાં કુંડાંથી—પહેરેદાર રજપુતોની બેઠક હોવાનું જોતાંજ સમજાય એવું હતું. આગળ નાનો ખુલ્લો ચોક હતો તેમાં એક ખૂણામાં રાણીવાસમાં જવાનું બારણું તથા બીજા ખૂણામાં પથ્થરનાં પગથીઆંની નીસરણીથી સામે આવેલ મેઢીમાં જવાતું હતું. આ મેઢી ચોરસ આકારમાં હતી. તેની ચારે તરફ બારીઓ હતી. ઉપર ને ઉપર રાણીવાસમાં જવાનો માર્ગ પછવાડે આવેલી ખુલ્લી અગાશીમાં થઇને હતો. આ મેઢીમાં બંધ બેસતી સુંદર શેત્રંજી બીછાવેલી અને તેના એક ખુણાપર મુકેલ મોટી પીતળની દીવીમાં દીવો બળતો હતો. રેશમી ઝાલર અને સુંદર ભરતવાળો ચંદરવો છત તરફે બાંધેલો હતો. ભીતો સ્વચ્છ ધોળેલી તથા તે ઉપર ભાગવત રામાયણ અને મહાભારતમાં વર્ણવેલી હકીકતનાં ચિત્તાકર્ષક ચિત્રો રંગ બેરંગી કાઢેલાં હતાં અને તેમના ઉપરના ભાગમાં મોટા ઋષિયો, રાજાઓ, અને અવતારોની છબીઓ હારબંધ ચારેતરફ બાંધેલી હતી. અગાશી તરફ પડતી બારીના થડમાં રૂપાનાં પતરાંથી મઢેલી એક પાટ પડી હતી તે ઉપર બંધ બેસતો સુંદર ગાલીચો તથા અશીસે સફેત ગિલાફદાર તકીઓ હતો તેની નીચે સુનાની જડાવ મૂઠવાળું નાજુક ખાંડું પડેલું હતું. બંને બાજુ તરફ બે સુંદર તકીઆ તથા ગાલતકીઆ હતા. આ પાટ ઉપર એક પીસતાળીસેક વર્ષનો, ગોર રંગ અને મજબુત બાંધાનો મધ્યમ કદનો માણસ બેઠો હતો. તેનું મુખ ગોળ, લલાટ વિશાળ અને તેજસ્વી, તેની આંખો લાંબી ર-

તાશવાળી અને તાકીને જોઇએ તો રોબ પમાડે એવી, મૂછો વાંકી વળેલી તથા ડાઢી ગિરદ અને ઘટ્ટ હતી. તેણે મલમલની બંડી, જરીન કોરદાર કછ મારીને પોતડી પહેરેલ તથા માથે પીળો કીનારીદાર દુપટ્ટો બાંધેલ હતો ગળામાં લચ્છાદાર મોટાં મોતીનો કંઠો, જમણે કાને તેજદાર નીલમની છેલકડી તથા જમણા હાથની અનામિકા આંગળીમાં મોટા પહેલુદાર હીરાની વીંટી શિવાય વિશેષ ઘરેણાં આ વખ્ત ધારણ કરેલ નહોતાં તે ઘડીમાં લટતો ઘડીમાં ઉઠીને ટેલતો અને ઘડીમાં સ્થિર થઇ બેસી રહેતો; ઘડીમાં ચિંતાતુર અને ઘડીમાં આનંદિત ચહેરે,ઘડીમાં ચંચળ અને ઘડીમાં સ્તબ્ધ થઇ જતો હતો.તેને એક જવાન માણસ સુંદર પોશાક અને સુના રૂપામાં મઢેલો ઊભો ઊભો સુનાની દાંડી વાળા ઘુઘરીદાર પંખાથી પવન નાંખતો હતો. તેના અશીસા તરફ એક માણસ તેનીજ ઉમરનો કદાવર પણ તેનાથી જરા ઉતરતી કાંતિનો નીચે પલોંઠી વાળી બેઠેલ હતો. તેના પોશાક, ચહેરા અને કમરે ખોસેલ કટાર તથા પાસે પડેલ તલવાર ઉપરથી રજપુત સરદાર હતો એમ ઓળખવું કાંઇ કઠણ નહોતું. આ ત્રણે માણસનું ધ્યાન વિશેષ કરીને પાસે બેઠેલ બીજા બે માણસો તરફ લાગેલું હતું. આ બે માણસોમાં એક વૃદ્ધ ઘઉંવર્ણો ગરચલી પડેલ ફીકી ચામડી વાળો સાઠ વર્ષનો હતો. તેણે બાશ પચ્ચાસ દિવસની હજામત વધારેલી હતી. અને માથામાં ગાયની ખરી જેટલી જગ્યામાં લાંબી ગાંઠવાળેલી ચોટલી હતી. તેની આંખો ઊંડી ઉતરી ગએલ પણ જોવામાં બહુ કુશળ હતી. તેણે જાડું ખાદીનું કડીયું ગળામાં રુદ્રાક્ષની માળા હાથમાં અઢાર પારાનો બેરખો, તથા ચહેરાપર પુષ્કળ વિભૂતિ ધારણ કરેલ હતી. તેની પાસે મેલી ધોળી વીખાઇ ગએલી પાઘડી તથા એક જાડી વાંસના લાકડી પડેલી હતી તે એક રૂપાની દીવી પાસે રૂપાના પતરા વાળી પાટી ઉપર ગુલાલ નાંખી દાંતના ઘુઘરી વાળા વતરણાથી ઘડીકમાં આંકડા તથા કુંડળીઓ કાઢતો અને ભુંસતો અને ઘડીમાં ટીપણું ઉખેળી વાંચતો વેઢા ગણતો અને બડબડતો હતો. તે આ માથાફોડમાં એટલો તો તલ્લીન થઇ ગયો

હતો કે તેની પાસેની પાઘડી કે લાકડી કોઇ ઊંચકી જાય તો પણ તેને ખબર પડે નહિ. તેની જોડે એક બીજો માણસ તેના જેવાજ ડોળનો પણ ઉમરમાં ચાળીશેક વર્ષનો તમામ લુગડાં પહેરેલ બેઠો હતો. તેની સામે બે બાજઠો ઉપર બેરૂપાની કુંડીઓ પાણીની ભરેલી હતી.તેમાંની જમણીમાં એક ત્રાંબાની તળીઆમાં ઝીણા કાણા તથા પેટામાં અમુક આંકડાનાં ચિન્હો વાળી વાટકી તરતી મૂકી હતી તેમાં નીચેના કાણામાંથી પાણી બેમાલુમ ભરાએ જતું હતું તે ઉપર તેનું ધ્યાન લાગેલું હતું. આ વખત આશરે દેઢ પહોર રાત ગઇ હતી.

ચંદ્રમા પોતાના પૂર્ણ પ્રકાશથી આખા શહેર ઉપર ધોળી ચાદર પાથરી શીતળતા વરસાવી રહ્યો હતો. બહારથી તમરાંનો એક સરખો આવાજ, વખતે વખત જુદી જુદી દિશાઓમાં કુતરાંનું ભસવું, નીચે ડેહેલીમાં બેઠેલ રજપુતોની વાતો અને હુકાના ગડગટાટ, અને કોઇક ઠેકાણે ચાંદનીમાં ચારપાઈ નાંખી નીરાંતે પડેલ ગીત ગાતા શખ્સના રાગ શિવાય બીજું કશું સંભળાતું નહોતું. તેમ અંદર પણ પંખાની ઘુઘરીનો આવાજ તથા ડોસાનાં આંકડા કાઢવા ભુંસવા તથા ટીપણું ઉખેળવાના ખડખડાટ શિવાય ચુપ ચાપ હતું. થોડી વારમાં પેલા ડોસાએ પેઢા ગણવા વગેરે બંધ કરી પોતાના કામથી ફારગ થયો હોય તેમ વતરણું હેઠું મુકી હાથ લમણે દીધો ડોકું ધુણાવ્યું અને સ્તબ્ધ થઈ વિચારમાં પડ્યો એટલે પાટ ઉપરનો માણસ જે આ વખત લેટતો હતો તે એકદમ બેઠો થયો અને તેની તરફ આતુરતાથી જોઈ પુછવા લાગ્યો.– "જોશીજી કુશળ તો છે! આજ જગ્યાએ આજથી આશરે બે વર્ષઉપર તમે મને જે દીલાસો આપી આશા બંધાવેલ, અહા! સંસારિક સુખોમાં રહેલી ખામી પૂરી પડવા ઇશ્વરકૃપા થવાની છે એવું સૂચવેલ, તે દિવસથી આજ સુધી જોકે હજી મારૂં વાંઝિયામહેણું પૂરૂં ભાગ્યું નથી, મારા સંતાનનું નામ પણ દુનિયામાં કોઇએ ધારણ કરી મનને આનંદ ઉપજાવ્યો નથી, અને રાજપાટ, ધન સમૃદ્ધિ, યશ આદિ અનેક સુખો મળ્યા છતાં જેને હું એ બધા કરતાં ઉત્તમ સુખ ગણું છું તે પ્રાપ્ત થ-

યું નથી, તો પણ આશા, ભવિષ્ય ઉપર શ્રદ્ધા, અને આજ સુધી થતા આવતા પ્રસંગોની અનુકૂળતાને લીધે મારૂં અંતઃકરણ જે વિચિત્ર તર્કોથી આનંદમય રહેલું છે તે બધાનું પરિણામ હવે ટુંક વખતમાં આવી અટક્યું છે. મારૂં મન એજ વિચારોમાં ગુંથાએલું છે. મારા કાન રાણીવાસમાંથી આવતા દરેક આવાજ તરફ લાગી વારંવાર વધાઈ સાંભળવાની ભ્રમણામાં પડ્યા છે. મારી આંખ દાદરમાંથી હર્ષભેર દોડી આવતી ખવાસણ જોવાને ટમકારો પણ સુખે નથી મારતી, અને મારા સંકલ્પો ખરા પડશે કે ખોટા એ જાણવાને જીવ એટલો બધો ઉતાવળો થઈ ગયો છે કે હવે ઘડી બે ઘડીમા શું થવાનું છે એ જણાશે એમ જાણું છું છતાં બે ઘડી પણ આગળથી જાણવા ચાહી આપને પ્રશ્ન પુછી જવાબની અપેક્ષામાં છું તેવામાં તમે ડોકું ધુણાવ્યું મો ઉતાર્યું ને શિથિલ થઈ ગયા એથી મારે શું અનુમાન કરવું? તમારૂં કહેવું બે વર્ષથી આ પ્રસંગમાં બરાબર મળતું આવ્યુંછે જ્યોતિષ શાસ્ત્ર ઉપર અને તે તમે પરિપુર્ણ જાણોછો એવું અનુભવસિદ્ધ થયાથી તમારા ઉપર મને પૂર્ણ શ્રદ્ધા છે તેથીજ તમારા પ્રશ્નમાં આવેલું જાણવાની મને વધારે ઉત્કંઠા છે."

આ પ્રમાણે આ માણસ બોલી રહ્યો તેજ ક્ષણે કુંડીમાં તરતી વાટકી પાણીમાં ડુબી અને ઘડી પુરી થઈ એટલે જોઈ રહેનારે પાસે પડેલ એવી બીજી વાટકી બીજી કુંડીમાં મૂકી અને તેજ ક્ષણે દાદર ઉપર ધબકારો સંભળાયાથી તમામ માણસ ચોંકી તે તરફ જુવે છે તેવામાં એક જવાન ખવાસણ ઉપર ચઢી આવીને પાટ ઉપર બેઠેલ માણસની પાસે આવી દુખણાં લઈ "મહારાજ પુત્રી આવી" એટલું બોલી ફરીથી દુખણાં લઈ તુરત નીચે ચાલી નીસરી.

વાંચનારે પાંચે માણસને અટકળે ઓળખ્યા હશે પણ મારે વધારે જણાવવું જોઈએ કે પાટ ઉપર બેઠેલ તે શહેરનો રજપુત રાજા નામે શેર પાવર હતો. તેની પાસે તેનો મિત્ર સેનાપતિ બેઠેલો હતો. સાઠ વર્ષનો બ્રાહ્મણ રાજજોશી જન્મ થતાંજ ગ્રહ કરવા સારૂ આવ્યો હતો. ને તેની પાસે તેનો શિષ્ય વખત સમજવાનુ ઘડી માંડી બેઠો હતો. તેણે બાજઠ ઉપર કંકુના કરેલ ચાંડલા ગણી

ઘડી તથા વાટકીના જોઇ રાખેલા આંકડાના પળવિપળ જોશી બાવાને સૂચવ્યા કે તુરત તેમના હાથ અને હોઠ ચંચળ થયા, થોડી વારમાં તેઓએ એક કુંડળી ઘડી કહાડી અને તે પાટી ઉપરજ રાખી ફરી ફરીને તપાસી, આંગળીના વેઢાએ ધન મકર કુંભ ગણી, સામટી વાર લખી છેકીને કાગળ ઉપર કંકુથી ઉતારી લીધીને પછી તે ઉપરથી રાણીનો પલંગ કઈ તરફ ઢાળેલછે, પુત્રી પ્રસવતાં પાસે કોણ કોણ હતું પુત્રી રૂપે રંગે કેવીછે વગેરે કેટલીક નીશાનીઓ પોતાની કુંડળીની સાચાઈ સમજાવવા બતાવી જેમ જેમ હાથમાં કુંડળી લઈ મોહે બડબડવા તથા આંગળીના વેઢા ગણવા લાગ્યા તેમ તેમ વધારે ઉદાસ અને ઊંડા ઉતરતા જણાયા અને તેથીજ રાજાએ ઉપરાઉપર કેટલાક પ્રશ્ન પુછ્યા તે બધાના ઉત્તરમાં પોતે ઘેર જવાની રજા માગી અને ત્યાં પુસ્તકો તપાસી ખાતરી કરી, ઉત્તર આપવા વિનતિ કરી તે રાજાએ માન્ય રાખી એટલે તે તથા તેની સાથેનો માણસ ઊઠીને ચાલતા થયા.

"વાંઝિયામેહેણું ભાગવાને જેજે મેહેનત, ખરચ, અને તજવીજો કરી તે તમામ તો લેખે લાગી પણ ડાબે હાથે દેવ પૂજેલ તેથી પુત્રીની પ્રાપ્તિ થઈ. અહા! પુત્ર! બાળપણમાં રાજદરબારનું ખરૂં સજીવન અમૂલ્ય રત્ન અને માતપિતાનું મનોરંજક રમકડું, મધ્યાવસ્થામાં સંસારસાગરની ધીંગી ઢાલ, અને આપણાં વૃદ્ધાવસ્થા થએથી તમામ બોજો માથે રાખી આરામમાં દિવસ નિર્ગમન કરાવનાર, દુશ્મનોથી લઢી મરતાં વાંસે વેર વાળનાર, શ્રાદ્ધ સંવત્સરી અને પુણ્યદાન કરી સ્વર્ગે પહોંચાડનાર અને તમામ રાજવૈભવનો પ્રિય ભોક્તા અને કુળનું અને બાપનું નામ અમર રાખનાર, વંશવૃદ્ધિ કરનાર પુત્ર વિના તમામ સુખ સંપત્તિ બ્યર્થછે. પીત્રાઈઓનાં મહેણાં, મરણ પછી રાજ્ય અને સ્ત્રીઓની દુર્દશા, અને મુવા પછી મીંડું વળવાનો ભય તો કાયમ રહ્યો;ને પુત્રી! સસરો કહેવરાવવાને લજવાતા અને તેથી દુધપીતી કરનારી જાતના રજપુતને ઘેર પુત્રી! પરને સારૂ ઉછેરી મોટી કરવા, બેચાર ઠેકાણેથી માગાં આવે એકને દઈ બીજાથી લઢવા કપાવા, સાસરે દુખી થાયતો તે દેખી રીબા-

વા કુચાલી નીકળે તો ઝેર ખાઈ મરવા અને યોગ્ય વરજેની દેખી-
તી અછતછે તે ન મળે તો મોટી કરી દુઃખ પમાડી દુખી થવા પુ-
ત્રી જન્મી!” ધુંટણ નીચે તકિયો દાબી ઉપર હાથની કોણી મૂકી જ-
મણે હાથ દઈ વાંકી ડોક નીચેનો હોઠ કરડતો નીસાસો નાંખી ઉદા-
સ ચહેરે રાજા આ પ્રમાણે બોલ્યો કે તુરત તેનો ચતુર સેનાપતિ
સજ થઈ હાથ જોડી રાજા સામું જોઈ બોલી ઉઠયો “મહારાજ,
આગળથી કુતર્ક આણી વીટંબના કરોછો તેમજ થશે એવી શું
ખાતરીછે! હજી આપની વય કેટલી? રાણીજીની વય શી છે? કાલે
પ્રભુ ચાહશે તેવો પુત્ર આપશે. કેમ જાણ્યુંકે આટલેથી અવધિછે!
હવે આપના ઉપર પ્રભુની મહેર થવા લાગી મહા પ્રભુનો પાડ માનો
કે તેણે આજ આપનું વાંઝિયામેહેણું બાગ્યું. આપ જેવા સુપાત્ર
ભૂપને પેટ તો જરૂર સતીશીરોમણિજ અવતરે. એજ પુત્રી કોઈ કા-
ળે સતી થઈ આપની સાત પેઢીનો ઉદ્ધાર કરશે. એજ પુત્રીને કોઈ
સુપાત્ર રાજકુંવરને પરણાવતાં કન્યાદાનનું મહાપુણ્ય આપને મ-
ળશે. ઈશ્વર જે કરેછે તે સારૂંજ કરેછે એમ માનવામાંજ લાભ છે.
કદાચ પુત્ર પ્રાપ્ત થાય પણ તે અલ્પાયુષી, અથવા કુચાલી બાયલો
નીકળે ત્યારે તેના કરતાં તે ન હુવો શું ખોટો? માટે જે થાય તેમાં
સંતોષ માની ભવિષ્યની સારી આશા રાખી સુતર્કમાં પ્રભુની ઉ-
પર દૃઢ આસ્થા રાખી મગ્ન રહેવું એ આગળથી કુતર્ક આણી તે-
માં તલ્લીન દુખી અને અવિચારી થવાના કરતાં હજાર દરજે
ઉત્તમછે. વિધિએ ધારેલુંજ થાયછે પછી ફોગટ સોચ કરી આવ
પથ્થર પગ ઉપર પડ એવું કરવું એ શું ડાહ્યા માણસનું કામછે?”
આ પ્રમાણે બોલતાં રાજાની વૃત્તિ ઉપર અસર થવા લાગી જાણી
શાણા સેનાપતિએ તેને વિશેષ સમજાવ્યો ધીમે ધીમે વાતો કરતાં
રાજાએ પડતું મૂક્યું, કેટલીક વાર લટતે લટતે વાતો કરી થોડીવારે
ભાગી તુટી વાતો કરવા લાગ્યો અને છેવટ ચંદ્રમાની શીતળતામાં
થઈ આવતા મંદમંદ પવને, શાણા સેનાપતિના સમઝ ભરેલા શ-
બ્દોએ, અને પોતાની મનોવૃત્તિનું વલણ “થવાનું હતું તે થયું” એ
સિદ્ધાંત પર આવી સ્વસ્થપણામાં આવવાને લીધે તેની આંખો

બંધ થવા લાગી થોડીવાર વાતના જવાબમાં "હું" હું" કર્યા કર્યું અને અંતે નાકસોરાં બોલવા લાગ્યાં એટલે સેનાપતિ તલવાર લઈ ઊભા થયો પંખો કરનારને સાન કરી ચાલ્યો અને નીચે ઊતર્યો ત્યાં જલદી ચાલવાથી હાંફતા તથા પરિચ્છેદમાં ભોંજેલા હાથમાં ડાંગ સમેત હાંફલા ફાંફલા થતા જોશીજી મળ્યા તેમને સેનાપતિએ સમજાવ્યા કે રાજાજીએ આખો દિવસ ચિંતાતુર અને બેચેનીમાં ગાળેલછે માટે હવે નીરાંતે સુવા દેવા આપ આ વખત નિશ્ચિંત ઘેર પધારો સવારમાં વહેલા આવજો વગેરે કહ્યું એટલે તેઓ તેની સાથે પાછા વળ્યાને ગઢીના દરવાજા બહારથી બંને બે માર્ગે ફાટક્યા અને પોત પોતાને ઘેર ગયા.



## प्रकरण २ जुं.

અહા! માના હૃદયનો અનુભવ મા થાય તેજ જાણે. કોઈ રૂપને લીધે, કોઈ ગુણને લીધે, કોઈ દ્રવ્યને લીધે, કોઈ સત્તાને લીધે, અને એવી રીતે અમુક સ્વાર્થને લીધે માણસને માણસ ચાહે છે; પણ મા તો બચ્ચું જન્મે ત્યારથી અંત સુધી સ્વાર્થરહિત કુદરતી રીતેજ ચાહેછે. કદ્રૂપો, અકરમી છોકરો માને મારી તેની વ્હાલી વસ્તુ લઈ બહાર ફનાફાતીઆ કરી ઘેર આવી રીસાઈને ભૂખ્યો સુવાનું કરશે, તો તેમાથી કદી જોઈ રહેવાશે નહિં. કદાચ તે વખતે બોલાવ્યાથી તે ફરી મારશે, નુકસાન કરશે, અને સંતાપશે, એવી ધાસ્તી હોય, તોપણ તે ડરતી ડરતી તેની પાસે જશે, બનતી તદબીરોથી તેને સમજાવશે, તેનું મન મનાવવા અને તેની ગેરવાજબી હઠ પુરી પાડવાના જુઠા સમ ખાશે, વચન આપશે, પણ છેવટ જ્યારે તેને જમાડી સુવાડશે ત્યારેજ પોતે સુખથી નિદ્રા કરશે. માણસ માણસને પોતાનું અમુક સુખ મેળવવા ચાહે છે પણ મા તો,સુખ મેળવવું બાજુ ઉપર, ઉલટાં પોતાનાં સુખોનો પણ તેની ખાતર ભોગ આપેછે. પોતે ટાઢે મરીને તેને ઓઢાડે છે; પોતે જાગીને તેને સુવાડે છે; પોતે સ્વાદ તજીને તેને તનદુરસ્ત રાખે છે; અને પોતે

મહેનત કરી, ખુશામત કરી, યા બીખીને પણ તેનાં જોઇતાં સાધન પૂરાં પાડે છે. રાતદિવસ અત્તર ફુલેલમાં ગરકાવ રેહેનાર રાણીના ખોળામાં છોકરૂં હગશે, મૂતરશે, અથવા ગંદકી કરશે, પણ તેથી તે સુગાવાની નથી. જરા વધારે ભોજન ખારૂં કર્યું હોય તો રસોઇયાની ધૂળ કાઢી નાંખનાર શેઠાણી તેના માનીતા સંતાનની ખાતર કડવાં, ખાટાં, તીખાં, અને સ્વાદહીન ઓષધ ઘટક ઘટક પી જાયછે. સમી સાંઝમાં સુઈ રેહેનારી સ્ત્રી ફરજંદને માટે આખી રાત જાગેછે. જ્યારે છોકરૂં વર્ષમાં વીસ વખત માંદું થવાથી જીવશે કે નહિં એ વાત અનિશ્ચિત થઈ જાયછે; જ્યારે તે આટલી બધી મહેનત પોતાની ખાતર મા લેછે એ સમજતું તો નથીજ પણ ઉલટું તેને અનેક રીતે રંજાડે છે; આખો દિવસ તેની ચાકરી કરી જમવા બેસે તે વખત તેના ખોળામાં હગી તેનું ખાણું ખરાબ કરે છે, તેનાં કીમતી લુગડાં બગાડે છે અને તેને માથાફોડ કરાવે છે; આખા દહાડાના ઘરના ઢસરડાથી થાકી લોથ થઇને દોઢ પોહોર રાતે નીરાંતે સુવાનું કરે ત્યાં રોઈ કળકળી તેને ઉજાગરો કરાવે છે; તે ગમે તેવા અગત્યના કામમાં રોકાયલી હોય, ચાહે તેવી ભારે પીડાથી પીડાતી હોય, યા ફાવે તેવી આનંદદાયક વાતમાં મશગુલ હોય તોપણ નાહક રોઈ બરાડા પાડીને તેને જે કરતી હોય તે મૂકી દેવાની ફરજ પાડેછે; ત્યારે પણ તે તેની એક નિષ્ઠાથી નોકરી બજાવવામાં જેવી પહેલા સંતાનને માટે તત્પર અને ખંતી રહેછે તેવીજ પંદરમાને માટે પણ રેહેછે. ટુંકામાં કહીએ તો મા જે પ્યારથી, દિલથી, અને આનંદથી પોતાના બચ્ચાને ચાહેછે એ વાત અકથ્યછે. તેમાં પણ જેને ધન સમૃદ્ધિ, વૈભવ, ખાનપાન, દાસદાસી આદિ તમામ પ્રકારનાં સુખ હોય, અને માત્ર સંતાન સુખનીજ ન્યૂનતા હોય, જેને પાંત્રીસ વર્ષની ઉમર થયા છતાં અનેક પ્રકારે શ્રમ, ખરચ, અને તજવીજ કર્યા છતાં કાંઇજ સંતાન પ્રાપ્ત થયેલ નહિં, જેના અંતઃકરણમાં વાંઝિયાપણાની છાપ હોવાથી લાહ્ય લાગી રહી હોય, તેને કેળના ગર્ભ જેવી કોમળ, પુનમચંદ્ર જેવી કાંતિવાન, અને રતિ જેવી સુરૂપા પાંચ્નની, તેનું વાંઝિયામેહેણું ટાળવાને, તેનાં

સુખવૈભવ સફળ કરવાને, તેની ઉમરભરની ઉત્કંઠા તૃપ્ત કરવાને, તેને ધણીની માનીતી કરવા અને સંસારનો લ્હાવો લેવરાવવાને, પેટે અવતરે ત્યારે એ પુત્રી ઉપર તેની માને કેટલો પ્યાર હોવો જોઇએ! અને તે સાથે અનાયાસ વગર અપરાધે તે પુત્રીનો ત્યાગ! આવી પ્રાણાધાર સુરૂપાનો વીછોહ! મહા મહેનત અને ઇંતેજારીએ પ્રાપ્ત થયેલ ફળને હાથે કરીને ફેંકી દેવાનો સમય! એક નિરપરાધી, અજ્ઞાન, સર્વ પ્રકારે સુખીને પેટ અવતરેલ જીવનો વિનાકારણ તિરસ્કાર! અને તે હમેશને માટે,-ફરી કદી પણ તેનું મોં ન જોવાને માટે-તે જીવતીને મુઈ સમઝી લેવાને માટે-અમૂલ્ય વસ્તુને મફત ખોઈ નાંખવાને માટે-થાય ત્યારે તેના મનની સ્થિતિ કેવી થાય! તેને કેટલો સંતાપ થાય! તે શી રીતે આ દુઃખ સહન કરી શકે!

આવી સ્થિતિમાં એક બાઈ આવી પડી હતી. તે એક મોટા મકાનના ઓરડામાં એક મોટા પલંગ ઉપર ચતીપાટ સુતેલ હતી. તેનું માથું એક રૂમાલથી બાંધ્યું હતું. શરીરમાં ગરમ કપડાં પહેરેલ હતાં. તેનું શરીર તગતગતું હતું તેથી તેને તુરતજ તેલ ચોળેલ હોય એમ જોતાં લાગતું હતું. તેના હાથમાં બે સુનાની નાની ચુડી અને ગળામાં મંગળસૂત્ર શિવાય શરીરપર કાંઈ ઘરેણું નહોતું. તેનો ચહેરો કાંઈ ફીકાશપર અને નરમ તોપણ તેજ મારતો હતો. તેના શરીરનો બાંધો અને અવયવો ધારીને જોવાથી તે આપણને પદ્મિનીજ લાગે. તેની પાસે એક વૃદ્ધ ડોસી બેઠી હતી, અને તેની પાસે એક રંગેલ રેશમી પાટીથી ભરેલ માંચી ને ઉપર લુગડાનો ડુચો હતો તે હાલતો હતો તેથી અને તેમાંથી તુરત જન્મેલ બચ્ચાના રડવા જેવા વખતા વખત સાદ આવતો હતો, તેથી તે ઉપર બચ્ચું સુતેલું છે એમ જાણવું સહજ હતું. એક ઓરત હાથમાં લુગડાના ગોટા લઈ પાસેની અંગીઠી ઉપર શેકતી તથા બીજી ઓરત સુતેલ સ્ત્રીને તે વડે શેક કરતી હતી. આ સુતેલ પદ્મણી રાજા શેરપાવરની રાણી, કાડલીના ગઢપતિની વ્હાલી સ્ત્રી! અણધારી આફતમાં આવી પડેલી અબળા! ઉપર કહ્યા મુજબ દયા ઉપજાવવા જેવી સ્થિતિમાં માત્ર એક વૃદ્ધ બ્રાહ્મણના જ્યોતિષી તર્કથી આવી પડી હતી. જોશી

મહારાજનું પરિબળ રાજમાં વિશેષ હતું. કાગનું બેસવું ને તાડનું પડવું થવાથી બેચાર ગપો મળી ગઈ હતી તેથી તેના ઉપર રાજા રાણીને પૂર્ણ શ્રદ્ધા હતી. ઓછામાં પુરૂં, આ છોકરીનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો ત્યારથી રાજાની પ્રકૃતિ સુસ્ત થતી ગઈ હતી. જોશી-બાવા મિથુન કર્ક સિંહ ગણી પાંચમો ફલાણો ને આઠમો ઢીંકણો ઠરાવી મહા મહેનતે કંસારીનાં કરડી ખાધેલાં થોથાં ઉપરની ધૂળ ખંખેરી વાંચી નક્કી કરી જન્મકુંડળી કાઢી લાવ્યા હતા, તેમાં નિર્માણ કર્યું હતું કે એ પુત્રી રાજ્યમાં રહે તો રાજ્યકર્ત્તાને મહા હાનિ કરે વગેરે–હકીકત રાણીને કાને પડી ત્યારથી તે બિચારીના હોશ ઉડી ગયા હતા. તેના મનની મનમાં રહી ને ધાર્યું ધૂળધાણી થયું. એક તરફ પુત્રી તરફનો પ્યાર અને બીજી તરફ જોશી મહારાજના જણાવેલા વિચારનો ચીતાર તેના મનપર વારાફરતો આવવા લાગ્યો, ત્યારથી તેની ઇંદ્રિયો બેહેર મારી ગઈ, બુદ્ધિ જડ થઈ ગઈ, શરીર પરથી લોહી ઉડી ફીકીફક થઈ ગઈ, અને તેના મનમાં ચિંતાની ભઠ્ઠી સળગી ઉઠી. સંતાનવિના રીબાવું પડ્યું તે ગર્ભ ધારણ કર્યો ત્યારથી બંધ પડવા માંડ્યુ, અને પુત્રી પ્રસવી ત્યારે નાશ પામી અંતઃકરણમાં આનંદ છવાઈ રહ્યો હતો; પણ તે બીચારી નહોતી જાણતી કે માત્ર આઠ પહોરને સારૂજ હતો. વાંઝિયાપણું અને પ્રસૂતાપણું બંનેની વેદના એક સરખી વેઠવાની થઈ. ચિંતાના કીડાએ તેના કાળજામાં એવા જોરથી કરડવા માંડ્યું કે તેનાથી આ વેદનાનો તાપ સહન ન થઈ શક્યો. લાંબી ચિન્તાકર્ષક આંખોમાંથી ચોધારાં આંસુ કોમળ ફીક્કા ગુલાબી ગાલ ઉપર થઈ પથારી ભીંજવવા લાગ્યાં, ડસકાં ઉપર ડસકાં આવવા માંડ્યાં, તેની છાતી મુઝાવા લાગી અને છેવટ તે બેભાન અવસ્થામાં આવી પડી તેના મોમાંથી ફીણના ધોધ આવવા લાગ્યા, હાથ પગ તણાવા લાગ્યાં, દાંતની જોડ સજડ ચોંટી ગઈ, અને આંખના ડોળા પણ ઠરડાવા લાગ્યા, કે તુરત પાસે બેઠેલ ડોસી ઝોકામાથી ચોંકી ઉઠી. તેણે પોતાની મદદે બીજી ખવાસણને બોલાવી. એકે દીવો જાગૃત કીધો, બીજીએ આંખ આડા હાથ દીધા, ત્રીજી હાથપગ દાબવાને તેને કકોડી ઘસવા લાગી,

ને ડોસી મોંમાં આંગળી નાંખી સજડ દાંતની જોડને જુદી કરવા લાગી. થોડીવાર માથાફોડ કર્યા બાદ તેના દાંત ઉઘડ્યા, હાથ પગ સ્થિર થયાં, અને ચેતન અવસ્થામાં આવી, એટલે ધીમે સાદે બોલવા માંડી.

"દુર્ભાગીજીવ! તું શું જાણેછે કે તું કયાં જન્મીછે. તારે માટે મારા મનમાં શાશા વિચારો હતા, શીશી આશાઓ હતી, અને હવે શું થાયછે, એ તું શી રીતે જાણે? પીસતાળીસમે વર્ષે રાજાને ઘેર વાંઝિયામહેણું ભાગવાને પુત્રી આવે ત્યારે કેટલો આનંદ વરતાય! તે પુત્રી ને કેટલી ખમા ખમા થાય! તેના સુખ અને આરામ માટે કેટલા ઉપાય, કેટલું ખરચ, અને કેટલો શ્રમ થાય! બીચારા પ્રાણી! ત જન્મ ધર્યો તે ન ધર્યા જેવો. મેં તારો ગર્ભ ધારણ કર્યો તે ન કર્યા જેવો. ત મારા વાંઝિયાપણાંનો ડાઘ હર્યો તે ન હર્યા જેવો, અને તારી જરા જેટલી કાયામાં વિધિએ કાંતિ અને રૂપનો ભંડાર ભર્યો તે ન ભર્યા જેવો!! ગાય જેવું રાંક પ્રાણી પણ પોતાની વાછડીને જરા છેડનારને ભેટી મારવા દોડેછે, કુકડી જેવું ક્ષુદ્ર પ્રાણી પણ પોતાના બચ્ચાને સ્પર્શ કરનાર તરફ હીંમતથી ધસેછે, તો હું માણસ જાત! વહાલી! ન સમજીશ કે કૂરછું. ન ધારતી કે બેકદરછું. ન જાણજે કે ડરકુંછું. શૂરી રજપુતાણીની કુખે અવતરીછું. તારા જીવને માટે અરે! તારો વાંકો વાળ ન થવા દેવાને મારો પ્રાણ આપવા તત્પર થાઉં એવીછું. હજારો માણસોના રાજાની માનીતી પટરાણીછું, અને તને પ્રાપ્ત કરવાને મહા સંકટો વેઠી ઘણા દિવસ ચિંતાતુર રહીછું; છતાં તને વિના અપરાધે, ઘોર વનમાં– તને હસતી રમતીને હમેશને સારૂ ગતિહીન મૂગી કરવા–તારી કોમળ સુંદર કાયાને ધૂળ કરવા- હરિ! હરિ! તારી ચળકતી કાંતિનો નાશ કરવા– અને મહા ચંડાળપણે તારો જીવ ખોળીયામાંથી દૂર કરવા–મારી પાસેથી લઇજવા દઉંછું!! અહા! હું જનિતા પોતે મારા સુખમય ખોળામાંથી ઊચકી મોતના પંજામાં સોંપુંછું! એથી મને કેટલું લાગતું હશે? મારૂં હૃદય કેટલું દાઝતું હશે, અને એ ઘા મારા હૃદયમાં કેટલો સાલશે, એ વાતનોઈશ્વર સાક્ષીછે !! પણ લાચાર!

ઈશ્વરની મરજી આગળ નિરુપાય!!" પાસે પડેલ માંચી તરફ નજર કરી આટલું બોલતાં બોલતાં તેની છાતી ભરાઇ આવી. તે ડસકાં ખાવા લાગી, અને તેનાથી વધારે બોલાયું નહિ. પાસે બેઠેલી ડોસીએ લુગડાના છેડાથી તેનાં આંસુ લોહી નાંખ્યાં, તેને પરાણે થોડું પાણી પાયું, અને પછી તેના માથા ઉપર ધીમેથી હાથ ફેરવી કહેવા લાગી. "રાણીજી આ શું કરોછો? ક્ષત્રીની પુત્રીને આવી રીતે ગભરાવું છાજે નહિં. દુનિયામાં ક્ષત્રી કુળની શુરતા અને દૃઢતાથી સીમા કહેવાયછે; તેઓ મોટામાં મોટું સંકટ-પોતાનું મરણ-તેની પણ થોડીજ દરકાર રાખેછે; તે પાસે આવ્યું હોય તોપણ તેને હર્ષથી ભેટવા જાયછે; તો આટલા ક્ષુદ્ર સુખ સારૂં આટલો બધો શોક તમે સમજણાં થઇને કરો એતે શું યોગ્યછે? આ પુત્રી તમને ગમે તેટલી વ્હાલી હોય, પણ શું તે રાજાધિરાજ-જેના હાથમાં તમારા ઉપર તેવાજ પ્યાર રાખનારાં તમારાં માતપિતાએ હમેશને સારૂં તમારી દેહ સોંપેલ છે, જેના પ્રતાપથી આજ સુધી અનેક પ્રકારનાં સુખ સંપાદન કરેલછે કરોછો અને કરે જશો, જેની હયાતીથી પુત્ર પુત્રીઓ ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થવાનો સારો સંભવછે, અને જે તમારી જીંદગીના આધારછે—તેના કરતાં, એવા સ્વામીનાથ કરતાં, ક્ષણભર પણ વધે? આઠ પહોરનો ગંધાતો માંસનો ડુચો તો શું પણ આખું રાજ્ય, અસંખ્ય દોલત, અને સંસારનું તમામ સુખ જતું હોયતો શી ચિંતાછે? તેમની ખાતર જેમ વધારે દુઃખ ખમો તેમ આનંદ પામવા જેવુંછે. તેમાં તમારી શોભાછે અને વિચારશો તો સમજાશે કે તમને લાભછે. ગાય ને કુકડીનું દૃષ્ટાંત યાદ કરવાના કરતાં, શૂરી રજપુતાણીઓ જેમણે પોતાના પ્રાણનાથની ખાતર તમામ સંસાર સુખનો ભોગ આપ્યો છે, અને જીવતી બળી મુઇછે, તેમના દાખલા યાદ કરો, શું આપણા રાજાધિરાજ કોઇના પણ સસરા કહેવાય! દીકરીને તો દુધ પીતીજ કરવી જોઇએ, તો આને તો તમારે પ્રિય પુત્રી ગણવા કરતાં કટ્ટી વેરણ સમજવી જોઇએ. એના પગ ઘરમાંથી જેમ જલદી ટળે તેમ સારૂં. ધણીખંમા તમારા સ્વામીને! ઈશ્વર દીર્ઘાયુષી કરે એ દયાળુ મ-

હારાજાને. તેમને વિઘ્નકર્તા એક તો શું પણ સેંકડો પુત્રી હોય તો-પણ તેનો નાશ કરવો જોઇએ. જે જીવ મહારાજના શરીરને હાનિકર્તાછે, તેનો નાશ કરતાં તમે કચવાઓછો, કષ્ટાઓછો, એમ કોઇ રાજાજીને ભરવે તેથી શું સમઝાય? જગત પણ શુંજાણે અને પરીણામ કેવું આવે? માટે ધીરજથી વિચારી શાન્ત થાઓ. તમે કાંઇ આશ્ચર્ય મોટાઇ કે નવાઇ નથી કરતાં. મહારાજાની આરોગ્યતાછે તો કાલે એવી પુત્રી અરે! પ્રભુ સામું જોશે તો કુળદીપક પુત્ર પ્રાપ્ત થશે. એમના સુખથી બધાં સારાં વાનાંછે"

આ પ્રમાણે વિકળ રાણીને જે માણસને માટે. ડોસી સમજાવી રહી હતી. તે માણસ—રાજા—ની સ્થિતિ પણ આ વખત એવીજ વિકળતામાં હતી.

પોતાની મેઢીની અગાશીમાં તે તરફડીઆં મારતો મુંઝાઈરહ્યો હતો. અને આવી રીતની મુંઝવણીમાં પડવાનું કારણ તેની જોશી ઉપરની દૃઢ આસ્થા હતી. તેના શબ્દોને તે થયેલાજ માનતો; બલકે સામા આવી ઊભેલા જોતો હતો. આ વખત પણ તેણે જોશીનું કહેવું ખરૂં માન્યું. જોશી મહારાજે પણ કાંઈ મોટી વાત નહોતી કહી. ફકત તેના ગ્રહનો યોગ એવો બતાવ્યો કે તે જો મોટી થઇને ઘરમાં રહી તો કુળનો નાશ કરશે!! તેમને આ પ્રમાણે ઇશ્વરી દાવાથી ભવિષ્ય ભાખવામાં તો કાંઈ અડચણ ન આવી, પણ તે સાંભળીને રાજા ના મનમાં મહા વિટંબના થઈ પડી. એ બીચારાને કશીરીતે ચેન ન પડે,શું કરવું તે ન સુઝે. અલબત પુત્રને બદલે પુત્રીનો જન્મ થવાથી તેને દિલગિરી થઈ હતી. તો પણ તેને તેના બાપ તરીકે અંતઃકરણમાં પ્યાર હતો. વળી તેનું વાંઝિયામહેણું ભાગવાને આ પુત્રી થઈ હતી એટલે એકદમ તેનો નાશ કરવો એ તેને મહાભારત સંકટ જણાયું. જોકે તેનું દિલ વજ્ર જેવું હતુ, તે દુશ્મનોનેજ નહિં પણ યુદ્ધમાં પોતાના પિત્રાઈઓ, કુટુંબીઓ અને એક વખતે વહાલા સગાઓને પણ સામા થાય તો પીંખીનાખી હર્ષ પામે, અને તેમના પોતાને હાથે ઝીણા કટકા કરતાં કદાચ ત્રાસ ન ખાય, તોંપણ આ વખત પોતાની પુત્રી– જે તેના કુળનો નાશ કરવા સા-

મી ઊભી રહી હતી- તેને બીજા માણસ પાસે, પોતાની પુંઠ પછ-વાડે ઠંડી કરવાની વાત સાંભળી તેનું હૃદય ધબકવા માંડ્યું. તેના ગાળા નરમ પડી ગયા. તેના મનમાં સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. જોશી બાવા ઉપરની શ્રદ્ધા, તેમનું મળી આવેલું કહેવું, અને તેમના ભવિષ્ય ભાખેલનો ચિતાર, તે સાથે રજપુતને ઘેર પુત્રી આવે એથી તેના મનને જરા ઉપજેલો સંકોચ અને છેવટ ગમે તેવી તોપણ પોતાના લોહીની એકની એક- ઉમરભરમાં પહેલી પુત્રી,- સંબંધી વિચારથી તે ચિત્તભ્રમ જેવો થયો, અને એથી તેના અંતઃકરણમાં ચિંતાનો અગ્નિ સળગ્યો તેની ઘણી માઠી અસર રાણીની પેઠે તેની તબિયત ઉપર થઈ અને તેથી જોશીજીએ પુત્રીના પગ પારણામાંથીજ પારખેલા હોય એમ તેને લાગ્યું. આવી રીતના વહેમમાં સીમાડા પર તોફાન થયાના સમાચાર સવારમાં આવવાથી સેનાપતિ તે તરફ ચઢી ગયો એ વાતે- જોકે એવું બહુ વખત બનતું તો પણ આ વખત તો-ટેકો આપ્યો; અને પાસેના જૂના પુરાણા ડોસાઓએ ખડપગી પુત્રીનો આ પ્રભાવ છે એવું સમજાવી રાંક જીવનો વેળાસર અંત આણવાનું કરવા માંડ્યું. રાજાનું મન જરા ડગમગતું જોયું કે "સાઠીને બુદ્ધિ નાઠી" એવી ઉમરના પુરૂષોએ દરબારની ખેરખ્વાહી, રાજભક્તિની ખાતર હદ વાળી નાંખી. અડધી હા ને અડધી ના થઈ કે તુરત એક માણસને આ કુકૃત્ય કરવા ભરોસાદાર શોધી કહાડી શણગારી એક તરફથી તૈયાર કરવા લાગ્યા. બીજી તરફથી રાણીવાસમાં ખબર કરી વાત એવી ભારે કરી દીધી કે રાજાનો દુશ્મન હોય તે આ વાતમાં નકાર કરે, રાણી પલંગ ઉપર તરફડતીજ રહી, રાજા પોતાના પાટ ઉપર ગડબડતોને તર્કવિતર્ક કરતોજ રહ્યો, ને ખાસાં માણસો- દરબારનું ભલું ઇચ્છનારાં- રાતદિવસ ઇનામ લઈ ઘર ભરનારાં-અને પોતાના મનથી સમજણાં ડાહ્યાં અને વાકફગાર હતાં તેમણે- ગરીબ પ્રાણી- નિરપરાધી બાળા- તેની માની આંખની કીકી- અને બાપની જીવન દોરી—અરે! પરમેશ્વરના ઘરના એક મૂગા અજ્ઞાન પ્રાણીનો- ઘડો લાડવો કરવા ગુપચુપ દોડ ધામ કરી મૂકી. ક્ષણવારમાં ધારેલ માણસ તૈયાર થઈ દરબારગઢની પાછલી બારીથી

જ્યાં આપણે રોતી રાણીને સુવાવડી સૂતી મૂકી છે ત્યાં આવ્યો. અંધારામાં ઊભા રહી "હું હાજર છું" એટલું ઉપર બતાવ્યા પ્રમાણે ડોસી સમજાવતી હતી ત્યાં બોલ્યો કે એક ખવાસણ કીમતી શાલ ઉપાડી લાવી; બીજીએ ધીમેથી છોકરીને તેમાં મૂકી; ત્રીજીએ અંધારામાં ઊભેલ માણસને પાછલે બારણે જવા કહ્યું; ચોથાએ ત્યાં જઈ એ વિશ્વાસુ માણસ- ગરીબ બાળાના કાળ- નિર્દય ઘાતકના હાથમાં સોંપી તેને બહાર કાઢી બારી વાસી, અને એ રીતે આગળથી કરી રાખેલા સંકેત પ્રમાણે ઝપાટામાં હાથો હાથ નિમકહલાલીના કામમાં ગજાસંપત્ત હિસ્સો લઈ પૂરૂં કરી સહુ વેરમ્ એરમ્ થયાં.

એક બુઢા જોશીના કહેવા ઉપરથી આ બધું થયું. જો કદાચ તેનું વરતવું ખરૂં હોય, એટલે અમુક મુદતની આ છોકરી થાય ત્યારે રાજાના કુળનો નાશ થવાનો હોય, તો તે શું આ પ્રમાણે કરવાથી મટી જાય એમ હતું? જેમ માતાને બકરૂં કે પાડું આપવાથી ધારેલ કામ થાય, ભૈરવ કે વીરની સાધના કરવાથી અને તેમને અમુક દાન આપ્યાથી ધારેલ કામ થાય, તેમ વિધિના ઘરમાં પણ જીવની ખોટ હશે એટલે એક બાળાનો ભોગ આપવાથી તે તેનો નિયમ ફેરવી નાંખશે એવો વિચાર શું જોશીબાવાને આવ્યો હશે? હરિ હરિ! ઈશ્વરનું નિર્માણ કોઈ પ્રકારે કોઇથી ફરતું નથી. પછી કદાચ આગળથી જોશીઓને જણાતું હોય તોપણ તે ન કહ્યું હોત તો તે વાત થતાં સુધી તો બધું ઝંપ જંપ રહેત. રાજા તથા રાણીને નાહક આજથી બેચેન કીધાં. નિરપરાધી બાળાનો પ્રાણ લેવાની ખાસ યુક્તિ રચી તે કરતાં ચુપ રહ્યા હોત ને થવા કાળ હોત તે વખત તે મુજબ થાત તો ત્યારે કોઈ ખોટા ગ્રહ કરવા માટે તેમને ઠપકો દેવા ન આવત. પણ એ બધું ફોગટછે. જો તેઓ ખરૂં ભવિષ્ય જાણે તો "વૈદ્યનાં મરે નહિં ને જોશીનાં રાંડે નહિં." પ્રભુની કરેલ કુદરત નજરે જોવા છતાં સમજાતી નથી તો થવાની વાત જાણવાનાં ફાંફાં મારવાં એ કેટલી મૂર્ખાઇછે! તેની કુદરતનો ભેદ તેજ જાણેછે. પણ જે કાળે જેમ બનવાનું હોય તેમ સાહિત્ય મળેછે ને આવખત પણ તેમજ થયું એટલે હવે આપણે જોશી મહારાજને ક્ષમા કરીએ.

# પ્રકરણ ૨ જું.

કડલીના કિલ્લાથી બે ગાઉ ઉપર આવેલું એક ઉજડ મેદાન ઉન્હાળાની મધ્ય રાતે ઉજ્વળ દૂધ જેવું દેખાતું હતું. બરોબર માથા ઉપર આવેલ ચંદ્રનાં કિરણો સફેત રેતાળ જમીન ઉપર પ્રકાશી ર-હ્યાં હતાં તેથી રેતીની અંદરના કેટલાક રજકણો ઝગમગતા હતા. વચમાં વચમાં થોર, કેરડા, ખીજડા, અને બોરડીનાં ભોથાં કાળાશ પડતાં, ધોળા ચાંદરણાની જાજમ ઉપર ભાત પાડયા જેવાં દેખાતાં હતાં તેમાંથી તમરાંનો તીણો અવાજ આવતો હતો તે શિવાય ચારે તરફ નજર કરતાં શાન્ત જગ્યા માલમ પડતી હતી. દિવસના તાપથી તપી ગયેલી રેતી લગભગ ઠંડી થઈ ગઈ હતી તે ઉપરથી કદી કદી પવનની મંદ મંદ લહેરો આવતી હતી. ચારે તરફ ઝાંખાં ઝાંખાં ઝાડો દૂર નજર ખેંચવાથી જણાતાં હતાં, ને તેની પાસે પાસે તાપના ભડકા દેખાતા હતા તેથી, તથા વખતે તે તરફની પવનની લહેર સાથે કૂતરાંના ભસવાનો ઝાંખો અવાજ સંભળાતો હતો તેથી, તે ગામડાં હોય એમ લાગતું હતું. આકાશ નિર્મળ હતું; ને તેમાં તારાઓ ઝગી રહ્યા હતા. આસપાસની જમીન પડતર સુકી અને સપાટ હતી ને તેમાં એકે મોટું ઝાડ સમ ખાવાને પણ નહોતું. રેતી એટલી બધી પડી હતી કે તેમાં ચાલતાં પગ કાંડા સુધી ઉતરી જાય; બીજા દેશના ગમે તેવા જોરાવર બળધ હોય પણ તે થોડું ચાલતાં હાંફી જાય; અને જો જબરો વંટોળીઓ આવે તો માણસ ગુંગળાઈને આંધળો ભીંત થઈ જાય. આ જંગલની અંદર એક કદાવર માણસ જોરભેર કિલ્લા તરફથી ચાલ્યો આવતો હતો. તેણે જબરૂં સુંથણને કડિયું પહેરેલ તથા માથે ફાળિયું બાંધેલ હતું. બોકાની એવડી તો મોટી વાળી હતી કે તેના મોટા ગોળ ચળકતા ભયંકર ડોળા અને જાડી રૂછાં જેવી ભમર આસપાસના શાહી વરણા ચહેરાના થોડા ભાગ શિવાય કશું દેખાતું ન હોતું. તેણે જાડા લુગડાની કમર બાંધી તે ઉપર ચાંબડા-ના કમરપટામાં લાંબી તલવાર બાંધેલી હતી. એક ખભે પાવડો ને તે હાથમાં લોઢાની કોશ તથા બીજા ખભા ઉપર કીમતી શાલ

ના ગોટાળા જેવું હતું તેને કોશ વાળા હાથે ઝાલી રાખેલ હતું. તે ધોક ચીલાથી ઘણે દૂર ઉભાંગડ ચાલ્યો. આવતાં આવતાં એક થોરના ઝુંડા પાસે અટક્યો. સાસ હેઠો મૂકી હાથમાંથી કોશ તથા ખભેથી પાવડો હેઠો ફેંકી દીધો; અને ખભેથી શાલ વાળો ગોટાળો ઉતારી ધીમેથી નીચે મૂક્યો કે તુરત તે હાલવા લાગ્યો. તેમાંથી નાના છોકરાના રોવા જેવો આવાજ જારી થયો. તે હાંફતો હતો, તેને શરીરે પરસેવા એટલો બધો થયો હતો કે તેથી તેનું કડીયું થોડું ઘણું ભીંજાયું હતું; અને તેથી તે ઉતાવળો આવ્યો હોય એમ લાગતું હતું. આસ પાસ તેણે કેટલીક વાર લાંબી નજર કરી જોયા કર્યું. આમ તેમ થોડીવાર ભટકીને એક જગ્યા પસંદ કરી ત્યાં કેટલાક કાંટા અને મોટાં મોટાં ઢેફાં એકઠાં કર્યાં ને એક ખાડો ખોદવા લાગ્યો. લગભગ એક ઘન હાથ ખાડો ખોદી માંહેથી ધૂળ કાઢી રહ્યો કે તુરત તેણે પોતાની પીઠ તરફ પગસંચાર સાંભળ્યો. પાછું વળી જોવા લાગ્યો તો એક ઊંચો મજબૂત શાહીવરણો માણસ આવતો દેખાયો. તેના હાથમાં જબરી કડીઆળી ડાંગ તથા તીરકામઠું હતાં. તેણે ટૂંકું ફાટેલું મેલું અને પાંચ છ સળ વાળું સુંથણ પહેરેલ હતું. માથે એક ફાટેલો ચીંથરાંનો કટકો લપેટ્યો હતો તેમાંથી તેની કાળા વાળ વાળી ખોપરી તથા એક ખોસેલી ઠીકરાની ચલમ સ્પષ્ટ દેખાતી હતી. તેનું દિલ ઊઘાડું અને તે ઉપર પુષ્કળ જાડા વાળ ઘટ્ટ ઉગેલા હતા. તેના મો ઉપર દાઢી મૂછોના વાળોની ઘટા એવી હતી કે ઉમરભરમાં કદી તે ઉપર અસ્ત્રો ફરેલ હશે કે નહિં એ વાત નક્કી કરવી મુશ્કેલ હતી. શાલના ગોટાળામાંથી છોકરાનો આવાજ આવતો સાંભળી તેનું ધ્યાન તે તરફ લાગેલું હતું ને તેનો ઇરાદો તે તરફ જવાનો હોય એમ તેના હીંડ્યા આવવાના ધોરણ ઉપરથી પાસે આવતાં સમજાયું કે તુરત પેલો ખોદનાર માણસ સજ થઈ ઊભો થયો. પોતાની કમરમાંથી તલવાર ખેંચી નાગી કરી હાથમાં પકડીને શાલના ગોટાળા આડો આવીને ઊભો અને હોકારો કરી બોલ્યો "ખબરદાર છે. જો એક ડગલું પણ આગળ વધ્યો તો માર્યો જઈશ." આવા શબ્દો સાંભળતાંજ આવનારે પોતાનું કામઠું સજ કર્યું, ભાથામાંથી તીર કાઢી

પણછ પર ચઢાવ્યું કે સામા માણસે પોતાની પાસે પડેલ ક્રોશ તેના તરફ જોરભેર ફેંકી પણ તે તેની ધારણામાં નિષ્ફળ જઈ ભોંય પર પડી એટલામાં પણછ પરથી તીર છૂટ્યું અને ખાડો ખોદનારની છાતીમાં વાગ્યું. તુરતજ તે ઉછળ્યો, એક છલંગ મારી ક્ષણમાં દુશ્મનના મો પાસે આવી પડ્યો અને એવા તો જોરથી તગમગતી તલવાર તેના ખભા ઉપર ચોડો કે તેથી જનોઈની પેઠે ઘણો આડો જખમ ઉતર્યો. જખમીએ પણ ડગમગતે દિલે પોતાની જબરી ડાંગ ફેરવી પુર્ણ જોરથી ખાડો ખોદનારના લમણા ઉપર મારી એટલે તે તમર ખાઈ નીચે પડ્યો. જખમીને પણ જખમ ઠરવાથી તમર આવ્યું ને તે નીચે પડ્યો. જખમમાંથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું અને પરિણામ એ આવ્યું કે તે માણસ છેવટ હાલતો ચાલતો બંધ થવા લાગ્યો. તેનું મો અને ડોળા ફાટી ગયા હાથ પગ તણાઈ જવા લાગ્યા અને અંતે બીચારો વિના કારણ ઈશ્વર સમક્ષ હાજર થયો. તેનો સામાવાળો ઉતાવળિયો તો જેમ પ્રથમ પણ તલવાર લઈ અવલથી સામો થયો હતો તેમ ઈશ્વર પાસે પણ ડાંગ વાગતાંજ દોડી ગયો હતો. હરિ હરિ! માણસનું ધારવું કશા કામનું નથી. ક્ષણ પછી શું થશે એ તે જાણી શકતું નથી. ઈશ્વર જે ધારે છે તે થાય છે અને તેની આગળથી કોઈને ખબર પડતી નથી. આ ખાડો ખોદનાર રાજાનો વિશ્વાસુ માનીતો રાણીવાસમાં અંધારામાં આવી "હાજરછું" કહેનાર કોળી ઠાકરડો પેથાજી નામનો હતો. બીચારી બાળા! ન હોતી તેનામાં બોલવાની કે બૂમ પાડવાની શક્તિ, કે નહોતી તેનામાં દોડી નાશી જવાની કે સામા થવાની તાકત. નહોતું કોઈ તેનું મદદગાર, કે નહોતું કોઈ તેનું વાલી. અરે, જે તેનાં ખરાં વાલી હતાં તેણેજ તેનું મોત આણવાને માટે આ જગ્યાએ મોકલી હતી. તેને માટે ખાડો ખોદાઈ તૈયાર થઈ ગયો હતો અને તેમાં તેને મૂકી ધૂળ વાળી નાંખે એટલુંજ તેનાં સોએ વર્ષ પૂરાં થવામાં બાકી હતું. એવી અશક્ત અજ્ઞાનને અનાથ છોકરી મોતના પંજામાંથી સટકી ગઈ—તેની કબરના ખૂણા ઉપરથી બચી ગઈ. અને જે રાજાનો માનીતો, હથિયારબંધ, સાવધ, અને બહાદુર માણસ, જેના સ્વપ્નામાં પણ નહોતું કે મોત પાસે

છે, જે પોતે કાળરૂપ થઇને આવ્યો હતો, તે પોતેજ કાળના મોમાં ગયો. તેના ખોદેલા ખાડામાં હવે તેનેજ દટાવાનું રહ્યું. બીચારી છો. કરીના તો આખી ઉમર જાણવામાં ન આવ્યું કે તેના ઉપર આ- વાં આફત આવી હતી. જગન્નાથ ઈશ્વરે તેની સહાય કરી. જેનું કોઈ નહિં તેનો પરમેશ્વર એ આ વખત સ્પષ્ટ સિદ્ધ થયું. અને તેને વિ- ના અપરાધે મારનારને યોગ્ય શિક્ષા કરી. તેની જોડે પડેલ માણસ વગડાનો ભીલ હતો. તે બિચારો શું ઇરાદાથી બહાર નીકળ્યો હશે? તેનાં છોકરાં બઇરી તેની કેવી રીતે વાટ જોશે? તેના મનમાં શા શા વિચારો હશે? તેને તેનું મૃત્યુજ આ જગ્યાએ ખેંચી લાવ્યું. તેને પે- થાજીનું નામ પણ નહોતું આવડતું તેમ પેથાજી પણ તેનું નામ જાણતો નહોતો. માણસને ઘડી પછી શું થશે તેની ખબર પડતી નથી. પોતાની સત્તાથી તે ક્ષણભર વધારે જીવવા શક્ત નથી. પગ નીચે મોત ચાલ્યું આવે છે. ક્યારે ને કેવી સ્થિતિમાં પકડશે, એનો ભાસ પણ થતો નથી; છતાં માણસ તેને દૂરને દૂર સમજી અસાવધ રહે- છે, દુનિયાંમાં મહાપ્રભુને ભૂલી માથાફોડ કર્યાજ કરે છે એનું પરિ- ણામ શું આવશે? પાછળથી કેટલું પસ્તાવું પડશે? ત્રાહિ! વિશ્વનાથ ત્રાહિ!!

થોડી વાર સુધી જેમનું તેમજ રહ્યું. આશરે એક ઘડી બાદ એક માણસ ગધેડાપર સ્વાર થયેલો અનાયાસ ત્યાં આવી પહોંચ્યો. હાથ લાંબા કાળા છેડાવાળો તરફાળ તેણે માથે બાંધ્યો હતો. ખીણ- દાર પાસાબંધી કડીયું અને એક વેંત પગ ઉઘાડા રહે એવું ટુંકું સુંથણ પહેર્યું હતું. એક ખભાપર મોટી કડિયાળી ડાંગ તથા બીજા હાથમાં નાની તુરતની કાપેલી કેરડાની સોટી હતી. દૂરથી તેણે ધાર્યું કે આ કોઈ માણસો સૂતેલાં હશે પણ જ્યારે તે પાસે આવ્યો ને બરાબર ધારીને જોયું ત્યારે તે ઊંડા વિચારમાં હતો ત્યાંજ થંભ્યો. તુરત તે ગધેડા ઉપરથી ઊતર્યો અને પાસે જવું કે નહિ એ ગભ- રાટમાં પડ્યો. ઉઘાડી તલવાર, લોહીથી રાતી થયેલ રેતી, ખાંચમાં પડેલ કોશ તથા જખમી ભીલ જોઇને તેણે નક્કી કર્યું કે લડાઈ થ- વાથી આ માણસો પડેલાં છે; ને તેઓનાં વિકરાળ ફાટેલાં ફીકાં મો, જર્થર પથર લુગડાં, વેરમ્ ખેરમ્ અવયવ અને ગતિ તથા શ્વાસ-

હીન શરીર જોવાથી તે મુડદાંનું તેણે જાણ્યું. આસપાસ જોતાં તેને કસબી શાલ હાલતી લાગી એટલે ફરીને જરા ચમક્યો પણ તેમાં શું છે એ જોવાની અપેક્ષામાં અચકાતો સંકોચાતો પાસે જઈ જોતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. તે જાગે છે કે ઊંઘે છે, સાચું જુવેછે કે ખોટું. એ વિષે કેટલાકવાર સુધી ચિત્તભ્રમ જેવો રહ્યો. આ શાલ તરફ તેણે કેટલીક મિનિટ સુધી એકીનજરે જોયા કર્યું. અહા! રાતી ચોળ જરીન શાલના ગોટાળા વચોવચ ધોળું દૂધ જેવું હાથપગ હલાવતું છોકરૂં!! તેના તમામ અવયવ ઘાટબંધ ને મજબૂત હતા. તેની મુઠીયો વાળેલી હતી. તેના સુકાએલા જેવા વાળ હજી એક આછા સુતરના દોરાથી બાંધીને તે દોરો તેના ગળામાં લપેટેલો હતો. તેથી જણાતું હતું કે હજી તેના નાળ પણ ખરી ગયેલ નથી. અને એ બાળક એક બે દિવસનું જન્મેલું છે. આ ભૂત હશે કે માણસ!! કોનું બાળક, આહિં કેવી રીતે આવ્યું હશે. એ વિષે ઊંડા વિચારમાં પડ્યો. કીમતી શાલ તથા છોકરીની કાંતિ—જેમાં ચંદ્રના પ્રકાશથી વધારો થતો હતો—તે ઉપરથી તેણે નક્કી ધાર્યું કે એ કોઇ શ્રીમંતનું ફરજંદ છે. આસપાસ ફરી પોતાની જિજ્ઞાસા મટાડવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં ત્યારે તેને થોરના ઝુંડાના થડમાં ખોદેલ ખાડો કોશ તથા પાવડો નજરે પડ્યાં પણ એથી તે શું સમજે? છોકરીતો જીવતી હતી. તેની પાસે આવા બે જુદી તરેહના મરેલ માણસો પડ્યા છે એ શું હશે? આ બાબત તેણે આશરે બે ઘડી સુધી પોતાના મનમાં ગડમથલ કરી પણ કોઇ રીતનું સમાધાન થયું નહિં. અને થાય પણ શી રીતે? આ ભેદ સહજ સમજાય એવો નહોતો, અને હોય તો તે કલ્પનાથી સમજવા જેટલી તેનામાં અક્કલ નહોતી. આટલી વાર સુધી બાળક તથા મુડદાં હતાં તેમનાં તેમ રહ્યાં એટલે તેણે આ બાળક ભૂત નહિં પણ માણસ છે, તેને કોઇ ચોરી લાવ્યું છે, એમ તેના મનમાં નિશ્ચય થયો. છોકરીને ઘણી રૂપાળી જોઈ તેથી, પોતાને પેટે કાંઈ પણ સંતાન ન હોઇને તે થવાને માટે ઘણા ધડ પછાડા આખી ઉમર માર્યા છતાં કાંઈ નહોતું વળ્યું તેથી, અને પોતાનો વિચાર પોતાના બાઇનાં છોકરાં-

માંથી એકને ખોળે લેવાનો હતો તેથી, આ ન ધણિયાતી બાળા તરફ તેની દાનત દોડી, અને તેને ઉચકી લાવનાર તથા તેનો હરીફ બંનેને કદી ન ઉઠે તેમ પડેલા જોઈ વધારે હીમત આવી તેણે ઘડીભર મનમાં વધારે વિચાર કર્યો અને અમુક નિશ્ચય કરી આસપાસ જોઈ તુરત છોકરીને સંભાળીને ઉચકી લીધી. હવે તેને આંહિં ક્ષણભર વધારે રોકાવું સલામતી ભરેલું ન લાગ્યું એટલે તુરત ગધેડા ઉપર ચઢી બેઠો. અને આ બંને મુડદાંને આંહિ શિયાળ યા જંગલી જનાવરોના ચારાને માટે મૂકી, અનાથ-લાંબો વખત જીવવા, અનેક તરેહનો સંસારિક અનુભવ લેવા, અને જુદા જુદા ફેરફાર કરાવવાને માટે પેદા થયેલ-છોકરીને ઇશ્વરપ્રેરણાથી રક્ષણ કરવા પોતાની સાથે લઈ જોરથી એડિયો મારતો ચાલી નીકળ્યો.

સિંધનાં ગધેડાં ઊંચાં અને મજબૂત હોય છે. તેઓની ચાલ રેવાલ અને સુખકારક હોયછે. તે મુજબ આ ગધેડું પણ ઉત્તમ જાતનું હતું. એટલે તેને માર ખાઈને ચાલવા કરતાં ઇશારાથીજ ઉતાવળું ચાલવું પસંદ હતું. કારણ તે તેના ધણીનું માનીતું હોવાથી ખાધેલું પીધેલું અને શરીરે પુષ્ટ હતું. છોકરીને પણ રાણીએ પોતાથી જુદી પડવાની જાણી છેલ્લી વખતને માટે પુષ્કળ ધવરાવી મૂકી હતી તેથી તેણે પણ સેજસાજ "ઊહું" "આંહાં" કરવા શિવાય ઝાઝું રડીને હીંડવામાં ખલલ પાડી નહિં. તે સાથે સવાર પોતે તો જેમ બને તેમ જલદી ઘેર પહોંચવાને આતુર હતો એટલે આશરે પાછલી ચાર ઘડી રાત રહી હશે તે વખત તે પોતાના ગામની પડોસમાં આવી પહોચ્યો. ઝુંપડાં તથા ઝાડવાં બરાબર નજરે પડવા લાગ્યાં, લોકોના વાડા તથા ખળવાડો એક પછી એક આવવા માંડ્યાં. કુતરાંના ભસવાનો અને વાડાઓમાંથી વખતે વાછડાવાછડીનો આવાજ કાને પડવા માંડ્યો. અને છેવટ ઉકરડો મૂકવાથી તે એક મોટા કાંટાની વાડના ઝાંપા આગળ આવી પહોચ્યો કે તુરત ગધેડા ઉપરથી નીચે ઉતરી પડ્યો. ધીમેથી ઝાંપો ખસેડી કાંટાની વાડમાં પેઠો તો સામે બે માટિયર ઓરડા જણાયા. તેના આગળ ઘાસ અને ઝાંખરાંનું એક નાનું ઢાળિયું ખેંચ્યું હતું. ને તેને વાંકી ઝાડની

પાતળી ડાળિયોના ટેકા મૂકયા હતા. વાડની એક બાજુ તરફ મોટો કચરાનો ગંજ પડેલો હતો,બીજી તરફ પલાળેલી તથા કોરી માટી, બે ચાક, કેટલાંક કુઢલાં, ચપણાં, તગારિયો,તાવડિયો વગેરે કાચી માટીનાં છુટાં છુટાં પડેલાં હતાં તેથી તે સૂકવવા મૂકેલ હોય એમ સમજાતું હતું. ત્રીજી તરફ ઘડા લોટીયો વગેરે પુષ્કળ પકવેલાં વાસણોનો ગંજ મારેલો હતો. ઓરડાની વાંસે ખુલ્લી જગ્યામાં વાડની અંદર હારબંધ ગધેડાં ઊભાં હતાં તેમના તમામના પગમાં ગાળા હતા. આટલા ઉપરથી સાફ સમજાયું કે આ માણસ કુંભાર હતો. તેનું નામ હડમતીઓ હતું. તેણે આ છોકરીને પોતાને ઘેર પાળી પોષીને મોટી કરવા અને પેટની દીકરી ગણી રાખવા નિશ્ચય કર્યો હતો. ગામના પટેલ સાથે તેને વેઠ બાબત તકરાર થવાથી તે શેહેરમાં ગયો હતો ને ત્યાં કામદારોએ પટેલની રૂખ રાખી ગરીબનું ન સાંભળ્યું તેથી તે ઉચાળા કરી બીજે ગામ જઈ વસવાનો ઠરાવ કરીનેજ ઘેર આવતો હતો એટલે એક દિવસ ઘરમાં છોકરી છાની રાખી બીજે દિવસ રાતે નીકળી પડવું અને પછી દૂર દેશાવર અજાણ્યા ગામમાં આ પોતાના પેટની છોકરીછે એમ જાહેર કરવું તેને સલાહ અને ડહાપણ ભરેલું તથા સવડ પડતું લાગ્યું. ગધેડાને ત્યાંજ થાંભલીથી જેમ તેમ ટેકાવી તેણે પોતાના જમણા ઓરડાની સાંકળ ખડખડાવી. કેટલીકવાર ખડભડાટ કર્યો તથા હાકો મારી એટલે માંહે ખડબડ થતું સાંભળ્યું. સાંકળ ખડખડીને બારણાં ઉઘડયાં એટલે માંહેથી પુછપરછ કરતી વાળના ડુચા (સમા કરી માથે લુગડાનો છેડો નાંખતીને આંખો ચોળતી એક બૈરી બહાર આવી. તે તેની સ્ત્રી હતી. ધણીએ દીવા કરવા કહ્યું એટલે તેણે બીજી ઓરડીમાં જઈ ચુલો ખંખોળી ફૂંકી તાપ કરી દીવા કીધો, અને તે ભીંતમાં ખોસેલ બે લાકડાની નાની ખીંટીઓ પર મૂકી બે હાથે માથું ખણતી કુંભાર સામી આવી ઊભી એટલે તેણે તુરત યથાસ્થિત માંડીને વાત કહી અને પોતાની પાસેની છોકરી તેને સોંપી. કુંભારણ તો સ્વરૂપવાન બાળા જોઈ ગાંડીજ થઈ ગઈ. વારે વારે તેને બચી કરવા લાગી દીવા પાસે જઇને જોવા લાગી. અને છેવટ તે બીચી-

રીને એટલી બધી ચુંથી કે તે રડવા માંડી. સારૂં હતું કે તેનું ઘર બીજાં ઘરોથી જરા વેગળું હતું, નહિંતો તુરત આડોસી પાડોસી પુછપરછ કરત. કુંભારે બીજાં લુગડાં ઉતારી ફકત ચોરણો રાખ્યો. ચુલા પાસે જઈ હુકો ભરી આવી ગધેડું ઠેકાણે બાંધી ઝાંપો બંધ કરી ખાટલા પર આવી બેઠો કે ચંદ્ર અસ્ત થયો. ઘંટીઓના આવાજ આવવા લાગ્યા ગામમાં ધીમે ધીમે માણસોની બોલ ચાલને ખડભડાટ થવા માંડયો. વાછડાં, પાડાં, બરાડવા માંડ્યાં. કેટલાક ભકતો પડ્યા પડ્યા પરભાતિયાં લલકારવા લાગ્યા. ખેડુતો ધીમે ધીમે સાંતીડાં જોડી ખેતર તરફ ચાલ્યા. આસપાસનાં ઘરોમાંથી વલોણાંના આવાજ તથા તે સાથે બેસુરાં, જાડા સાદનાં ગીતોના સાદ કાને આવવા શરૂ થયા. કુંભાર પણ હુકો પીતે પીતે ઝોકાં ખાવા અને છેવટ લાંબા પગ કરી થાક તથા ઉજાગરાનો માર્યો નિદ્રાદેવીને વશ થઈ એટલા તો જોરથી ઘોરવા લાગ્યો કે તેનો આવાજ આસપાસ ચુપચાપ હોય તો ત્રીજા ઘર સુધી સંભળાય!! કુંભારણને સવાર સુધી નિદ્રા આવી નહિં. તેતો ગાંડી થઈ ગઈ હતી. ઘડી ભરમાં પડોસમાં રબારીને ઘેર જઈ બકરીનું દૂધ લઈ આવી છોકરાંને ચુસાડવાની માથાફોડ કરી અને એવીજ ગડમથલમાં સવાર પાડયું. આખો દિવસ કુંભારે પોતાને ગામમાંથી નીકળી ઉચાળા ભરવાની તૈયારી કરી અને ધારેલા સંકેત પ્રમાણે તમામ બંદોબસ્ત કરી રાતે પોતાનાં ગધેડાં લઈ નીકળી પડયો.



## प्रकरण ४ थुं.

એક દિવસ સવારમાં જુનાગઢ શેહેરના મહેલ્લા, બજારો, દુકાનો. ઘરો અને મોરી રસ્તાઓમાં બાળક ડોસાં અને જવાન પુરૂષ અને સ્ત્રીઓ એકજ વિષય વિષે આશ્ચર્યથી પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કલ્પના કરી ચર્ચા ચલાવી રહ્યાં હતાં. કારબારીઓ, કારકુનો, જાગીરદારો, સરદારો, અને તમામ સરકારી ઇજતદાર તથા હલકા નોકરો વેળાસર જમી પરવારવા અને ઉજળાં લુગડાં પહેરી

કચેરીમાં જવાની ધામધૂમમાં પડ્યા અને કેટલાક ઉતાવળિયા ભૂખ્યાજ બનીઠની રાજગઢી તરફ ધશ્યા. ચારણ, ભાટ, ભવાયા, ગવૈયા, અને માગણ જાત જેઓને કવિતા બનાવતાં, આવડતી હતી તેઓ નવી બનાવી કાગળો સાથે લઇને તથા જેઓ કાવ્ય બનાવી જાણતા નહોતા તેઓ જૂની આ પ્રસંગને અનુસરતી કવિતા મોઢે ગોખીને ઇનામ મેળવવાની આશામાં ઉલટભેર ઘરમાંનાં કડાં તોડા કંઠી વગેરે દાગીના દિલ ઉપર લાદીને શુકન જોઇને દરબાર તરફ ચાલ્યા. જોશી, પુરાણી, વૈદિયા, અને બ્રાહ્મણો મોટાં મોટાં ટીલાં કહાડી વિભૂતિ ચોળી હાથમાં માળાઓ લઇ સ્વચ્છ ચહેરા અને ધોએલ ધોતીઆં ધારણ કરી વધારે દક્ષણા મળવાને લાંબા પાઠ અને વધારે વાર પૂજા કરી ઘરમાંથી માંગલ્ય શ્લોક બોલતા નિસર્યા. શરાફો, વેપારી, અને બીજા શાહુકારો રા. નવઘણના ગાદી ઉપર બેસવા વખતના ચોપડા કહાડી તેમાંથી રકમ શોધી કહાડી તેટલા રૂપીઆ નવા રાજાને નજરાણો કરવા ખીસામાં નાંખી દીવાળીનાં લુગડાં પહેરી છોકરાઓને શણગારી સાથે લઇ ધીમા ધીમા રાજમહેલ ભણી ચાલ્યા. માળીઓ ફુલ લઇને, કંદોઈઓ થોડી મીઠાઈ લઇને, અત્તારીઓ અત્તરની બેચાર શીશીઓ લઇને, સાધુઓ, અતીતો, વૈરાગીઓ, શ્રીફળ લઇને, વેળાસર સારી જગ્યાએ જઈ બેસવાને ઉતાવળા નિકળ્યા. અને બાકીના ઉત્સવ જોવાને હોશીલા અને હરેક મેળાવડામાં વગર તેડે ધક્કા ખાવાને શોકીલા તથા અભ્યાસી સારી જગ્યાએ ઊભા રહેવાને દોડતા દોડતા જતા શહેરના હરેક ભાગમાંથી નજરે આવતા હતા. તમામ શહેરના લોકોનું મન અને તન દરબારગઢ તરફ ખેંચાતું હતું, અને થોડા વખતમાં બજારો સુની, મહેલ્લાઓ ખાલી, અને જાહેર રસ્તાઓ ઉપર વિરલાં માણસ હરફર કરતાં દેખાવા લાગ્યાં, અને ટુંકામાં, બૈરાં છોકરાં ડોસાંડગરાં માંદાં અને જેને અગત્યનું કામ હતુ તે શિવાય ગણુતરીનાજ મરદો આ વખત રાજમેહેલ ગયા નહોતા.

આ તમામ લોકો મોટા કિલ્લાના મધ્ય ભાગમાં એક વિશાળ ચોગાનમાં આવેલા પુરાતન પણ ભભકાદાર નકશીથી કોરેલા મજ-

બૂત પથ્થરોના બાંધેલા ગચ્છી વાળા સ્વચ્છ સફેદ મેહેલ આગળ જતા હતા. આ મહેલ સો હાથ લાંબો તથા પચાસ હાથ પહોળો, જમીનથી પાંચ હાથ ઉંચો હતો. તેની ત્રણે બાજુએ મધ્યમાં મોટાં મોટાં બાર તથા વચમાં ત્રણ ત્રણ હાથને અંતરે નાની નાની બારીઓ રંગબેરંગી હતી. ખાસ મકાનની આસ પાસ ત્રણે બાજુએ ઢાંકેલ ફરતી હતી. આ ફરતી ચાર હાથ પહોળીને તેના છેડા ઉપર વચમાં નકશીદાર સ્તંભો સુંદર કોરણીદાર કમાનોથી જોડાએલા હતા. ત્રણે બાજુ તરફ સળંગ પગથીઆં સફાઈદાર પથરોનાં બનાવેલાં હતાં. આ મકાનમાં પાંચ પાંચ હાથને અંતરે સુંદર કોરણીના રંગબેરંગી પથ્થરના સ્તંભો હાર બંધ ચોકડી પાડતા હતા ને તેથી મકાનની શોભામાં વધારો થયો હતો. આખુ મકાન ભભકાદાર ચીનીખાનાં, અરીસાઓ, તથા સામાનથી સમારેલું હમેશ તૈયાર રહેતું હતું. નીચે સુંદર રંગબેરંગી બુટ્ટાદાર ગાલીચાઓ બિછાવેલા હતા. આ મકાનની ચોથી બાજુ એટલે પશ્ચિમમાં એક મોટું બાર રાજમહેલના ખાનગી ચોકમાં પડતું હતું ને તે હાલ બંધ હતું. તેનાથી ચાર હાથને અંતરે અંદરવાર એક સોનાનું ચળકતું સિંહાસન ધારી ધારીને જોવા જેવું હતું. બંને બાજુ જોરાવર સિંહ પછવાડે પ્રકાશમાન સૂર્ય, સિંહના પગ જેવા પાયા, અને આસપાસ પુતળી, વગેરે રચના જોવા લાયક હતી. તેના ઉપરના ચળકતા સોનાના છત્રની કીંમત કરવી કઠણ હતી. આસપાસ મોતીની ઝાલર નીચે ધાટબંધ નીલમ લટકાવેલાં હતાં. અને ટુંકામાં, આ દેશના અસલના કારીગરોની ચતુરાઈ અને રાજ્યકર્તાની સમૃદ્ધિના નમુનારૂપ મધ્યમાં ખાલી પડેલું હતું. નીચે દસ દસ હાથમાં જરીન ગાલીચો હતો. જમણી તરફ આ ગાલીચા ઉપર ત્રણે ઉંચી ગાદીઓ બિછાવેલી ખાલી પડી હતી ને તે પછી ક્રમવાર આઠદસ ગાદીઓ અને ત્યાર બાદ સુઠનીઓ ઉપર સુનાહીરામાં લાદેલા રંગીન વસ્ત્રોથી શોભીતા સુનાની મૂઠદાર તલવાર તથા શોભીતી ઢાલો વાળા દેખીતા શૂરા કદાવર રૂપાળા રાજાના ભાયાતો, સરદારો, અને ખાસ ઈનામદાર અમીરો છટાબંધ બિરાજેલા હતા. તેમની નીચે ગાલીચા ઉપર

તેમના જેવા ડોળના પણ ઘરેણાં લુગડાં તથા દરજ્જામાં ઉતરતા અમીરો અને નોકરો હાર બંધ હોશીયારીથી બેઠા હતા. દરેક અમીરની પછવાડે તેના ખાસ નોકર હાથ બાંધીને ઊભા હતા. સિંહાસનની ડાબી બાજુએ મુખ્ય પ્રધાનની ગાદી ખાલી પડેલી હતી તેની જોડે કારબારિયો, દેસાઇ, મજમુંદાર, મહેતા, વૈદ્યો, અને બીજા નોકરો, જુદા જુદા પોશાક અને ડોળના ગાલીચા ઉપર હાર બંધ બેઠેલા હતા. સિંહાસનની જમણી તરફ અમીરોની હારથી પાંચ હાથ આગળ એક જુદી હારમાં શાસ્ત્રી, પુરાણી, વેદિયા, અગ્નિહોત્રી અને બીજા પવિત્ર વિદ્વાન બ્રાહ્મણો, કેટલાક અમુક ગામો અને કેટલાક એનરો ખાનારા, તથા બાકીના વર્ષાસન ખાનારા મફત કરતાં સોંઘો આશિર્વાદ દેવા એટલે સાડા ત્રણ બોલ બોલી તેના બદલામાં દક્ષણા લેવાને તત્પર કેટલાક દેશી અને કેટલાક પરદેશી હાર બંધ શોભીતા દેખાતા હતા; અને ડાબી બાજુએ શાહુકારો વેપારિયો, અને શેહેરના બીજા ઈજતદાર ગૃહસ્થ બેઠેલા હતા. સિંહાસનની સામે ગવૈયા ભવૈયા ભાટ ચારણ વગેરે માગણ પોતપોતાનાં સાજ લઈ આશાભેર બેઠા હતા. તેમની વાંસે વગ વાળા તમાશાગીર–હલકા વડના સીપાઈ ખીચો ખીચ ઊભા હતા. મકાનની આસપાસ ફરતીમાં તથા ચોગાનમાં બેશુમાર માણસો શોર બકોર કરતા, ધક્કમ્ ધક્કા કરતા, કેટલાક લઢતા, મજબૂત અને લુચ્ચાઓ આગળ ધસતા અને અશકત ગરીબો પાછળ પડતા, એટલા બધા એકઠા થયા હતા કે સાથે બે સીપાઈ "ખસો ખસો" કરનાર હોય તોપણ કચેરીમાંથી બહાર જવું તથા બહારેથી કચેરીમાં આવવું કેટલાકના ધક્કા ખાધા વિના અને લગભગ પા કલાકની વાર થયા વિના બની શકે નહિં. કચેરીના સ્તંભોને ટેકીને ઊભા રહેલા સોનાના તથા રૂપાની છડીઓ વાળા છડીદારો આવનારા માણસોની બેઠકના સવડમાટે વારંવાર બેઠેલાને ઉઠાડતા પાછા બેસાડતા કઈકને હડાહતા અને આમ તેમ એવા ડોળથી દોડ ધામ કરી રહ્યા હતા કે જાણે તમામ કારોબાર પોતાને માથેજ હોય!! સિંહાસનની સામેના બારણા તરફ બહાર નીચે જાત જાતનાં વાજાં વાળા તથા ઘડિકા

ઉપર નોબત વાળા વધાઇ વગાડવાની આતુરતામાં પોતાનાં વાજાં ઠોકી-ઠોકી-ફૂંકી-રાખી હુકમ મળવાની વાટ જોતા ઊભા હતા. આ જનસમૂહની પછવાડે ગાડી, રથ, મ્યાના, પાલખી, ઘોડાં વગેરે કચેરીમાં પધારેલા અમીરોનાં વાહનો આમ તેમ એટલાં બધા દેખાતાં હતાં કે તે ગણવા જતાં ભૂલી ગયા વિના રહેવાયજ નહિં. કેટલાક નોકરો ગાડીઓ અને રથો છોડી બળદો બાંધી તમાશા જોવા ચાલ્યા જતા અને તેમના બળદ છુટી જવાથી દોડમ્ દોડા થઈ રહેતી. ભોઇયો, પોતાની પાલખી મીઆનામાંના ગાદી તકીઆ કોઈ ઉપાડી જશે તેની ચિંતા રાખ્યા વિના લોકોનાં ટોળાંમાં શામીલ થઈ ગયા. કેટલાક રાવતો મસ્ત ઘોડાઓને પકડી ઉદાસ ચેહેરે પોતાથી જોવા ન જવાયાને લીધે લાચાર થઈ ઊભા હતા ને સર્વથી કનિષ્ટ નોકરી માની તેને ધિક્કારતા હતા. કેટલાક વૃદ્ધ રા. નવઘણને ગાદી ઉપર બેઠા વખતની વાતો કરી સંતોષ પામતા અને કેટલાક નિરાંતે બેઠા ઝોકાં ખાતા હતા.

આ વખત જુનાગઢનો મહારાજા—જેની હકુમત આખા કાઠીઆવાડ એટલે વઢવાણ સુધી હતી. તે—રા. નવઘણ ગાદી ઉપર હતો. તે અશક્ત, અને વૃદ્ધ, વધારે વાર જીવવાને તદન નિરાશ થઇ ગયો તેથી, પોતાની હયાતીમાં પોતાના ચાર પુત્રો વાંસે લઢી કલેશ ન કરે તેઓને યોગ્યતા મુજબ મુલક મળે માટે, પોતાના શાણા સામંત, મુત્સદી, અને સલાહકારોની ઉત્તમ સલાહ લઇ, તેમનો બંદોબસ્ત કરવા અને ચારેમાં શ્રેષ્ઠ હોય તેને રાજ્યાસન આપવાની ભાંજગડમાં લાંબા વખતથી પડ્યો હતો તેનું આ વખત પરિણામ લોકપ્રસિદ્ધ થવાનું હતું. અને તેથી કચેરીમાંના તથા બહારના માણસોની વાતનો વિષય એક, એટલે એજ હતો; પણ તેઓના દિલની ચાહત જુદી જુદી હતી. રા. નવઘણની કૃપાવાળા અમીરો, નોકરો, અને માણસો હવે પોતાનું શું થશે તથા રાજાજીએ જીવતાં જીવત આ વિચાર કર્યો ને કદાચ આયુષ્ય લંબાયું તો દુઃખી થશે માટે ફિકર કરતા હતા. કેટલાક પોતપોતાના વગીલા કુંવરને યોગ્ય ગણી તેને ગાદી મળવાનું કલ્પતા હતા. કેટલાક મોટાનેજ ગાદી

મળશે એમ ધારી તે ઉપર ધોરણ બાંધતા. પણ ત્રાહીત માણસો, અને કુલ સરવાળે રાજ્યનાં ઘણાં ખરાં માણસો, નાનો કુંવર હુંશિયાર, શૂરો ને પિતાને વ્હાલો છે, તમામ સરદાર નોકરો તેના પક્ષમાં છે અને પ્રજાનું હેત પણ ન્હાની વયમાં પોતાની સુચાલને રેહેમદિલીથી વિશેષ મેળવ્યું છે માટે તેજ ગાદી ઉપર બેસશે એમ કલ્પી તેજ બેસેતો સારૂં એમ અંતઃકરણથી ચ્હાતા હતા. સારાંશ સહુ પોતપોતાને સુજતા તર્ક કરતા અને પાસે બેઠેલ કે ઊભેલ માણસને એ વિષેનો ખુલાસો પુછતા. પણ વૃદ્ધ મહારાજાએ હજી કોઇને કાંઇ કહ્યું નહોતું. અને જેમની સલાહ લીધી તેમને પણ વાત ગુપ્ત રાખવા કહેલ તેથી ખાતરીથી કોઇ કશી વાત બહાર પાડી શકતું નહોતું.

આ પ્રમાણે એક પ્રહર પહેલ જે જગ્યાયે ગણતરીનાં માણસો હતાં ત્યાં આટલાં બધાં માણસો શું થશે તે જાણવાને અતિશય ખંતી, મનમાં ઉપજતા તર્કને ખરો માની તે ઉપર હવાઇ મહેલ બાંધતા અને ઘડીકમાં સંકલ્પ વિકલ્પ કરતા આ જગ્યાએ આવી રીતની મિસલથી એકઠા થયેલા જોઈ હરેક આંખને સાનંદાશ્ચર્ય પમાડનારૂં અને સોરઠના ધણીના સરદાર અને રૈયતના પ્યાર અને વૈભવ દર્શાવનારૂં લાગ્યા વિના રેહેજ નહિં. તોપણ મુખ્ય સિંહાસન ખાલી હોવાથી ચંદ્ર વિનાના તારાઓ જેવું ઝાંખું, મેહેતાજી વિનાના નિશાળીઆઓ જેવું બેબંદોબસ્તવાળું દેખાતું હતું. પણ જ્યારે તમામ કચેરી પૂરી ભરાયાની વરધી રાજાજીને પહોચી તેથી પોતાને જે કહેવાનું હતું તે ખાસ પ્રધાનો અને પુત્રો ને કહી ચુક્યા, જેના પ્રારબ્ધમાં જે નિર્માણ હતું તે મળી ચુક્યું અને જોશી મહારાજની ધારેલી પળ આવી પહોચી, એટલે વધારે વાર એમનું એમ ચાલ્યું નહિં. જેવું સિંહાસનની પછવાડેનું બારણું ઉઘડ્યું કે તમામ તુરત એવું ચુપાચુપ થઈ ગયું કે એક પૈસો ભોંય પર પડતો તે પણ સંભળાય. સર્વની નજર આ બાર તરફ એવી દોડી કે પાસેનો માણસ તલવાર ખેંચી ઝટકો મારે તોપણ તે વાગતાં સુધી ખબર ન પડે. લોકોની અજાયબીનો–અટકળોનો–ને આતુરતાનો–છેડો આણવાને બારણા-

માંથી વીશેક માણસનું ટોળું આવતું જણાયું, એટલે તમામ બેઠેલા ઊભા થઈ ગયા.

આ સમૂહના અગ્રભાગે બે કદાવર મોટી ફાંદોવાળા, પુષ્ટ, વિભૂતિ અને ચંદનથી ચિત્રાએલા ચહેરાના, ગળામાં રુદ્રાક્ષની માળાવાળા, આનંદમય ચહેરે ચાલ્યા આવ્યા હતા. તેમાંના એકના પાઘડીમાં ટીપણું દેખાતું હતું તેથી તે રાજજોશી હોય એમ જણાયું. જો કે તેના જમણા હાથમાં મોટી માળા હતી ને તેના મણકા એક પછી એક પડવા સાથે તેના હોઠ હાલતા હતા તો પણ તેના મનમાં તો જુદાજ તર્કો અને વિચારોની માળા ફરતી હોય તેમ તેના ચહેરા કહી દેતા હતા. તેની જોડે તેના જેવા બીજા માણસના હાથમાં સોનાની રિકાબી ને તેમાં કંકાવટી ફુલના હાર ને બીજો એવોજ સામાન હતો. આ બંને આગળ ચાલતા હતા તે યોગ્ય હતું. કારણ કે આ વખતે તેઓ હુકમદાર હતા. તેમના બતાવેલ વખતે, ફરમાવ્યા મુજબ, રાજાને તન મન અને ધનથી કરવાનું હતું. તેમની વાંસે આવનાર માણસનું વર્ણન બરાબર કરવુંજ જોઇએ. કારણ જેમ આ બધો મેળાવડો તેને જોવા સારૂજ આંહિં થયો હતો તેમ આપણને પણ આખા મેળાવડામાંથી તેનીજ ઓળખાણ આગળ કામ આવશે.

આ ભાગ્યશાળી પુરૂષનું નામ રાખેંગાર હતું. તેની ઉમર આશરે પચીસ વર્ષની હતી. તે કદે મધ્યમ, અને શરીરે પુષ્ટ, ગોર રંગ અને ઘાટીલા અવયવ વાળો હતો. તેજસ્વી વિશાળ લલાટ નીચે કાળી ભમરો જોડાએલી હતી. લાંબી અને રતાશ વાળી આંખો મીઠીપણ રોબદાર લાગતી હતી. સીધા અણીયાળા નાકની નીચે કાળી ઘટ્ટ મૂછો વાંકી વળેલી હતી. રાતા હોઠની સાથે દાઢી વચમાંનો ખાડો (ચિબુક) મુખાકૃતિની શોભામાં વધારો કરતો હતો. ગૌરવર્ણા ગાલ ઉપર વખતા વખત જવાનીની રતાશ વધારે તરી આવતી હતી. તેની ચામડીનો રંગ ગોર તો પણ રતાશ પડતો હોવાથી તેણે ધાતુ ખાધી હોય એમ લોક જુઠું અનુમાન કરતા. તેની ગરદન ઉંચી હતી. અને તેના હાથના ભુજા પગની પિંડલી અને શરીરનો બાંધો તથા દેખીતી ચપળતા ઉપરથી તે બાળકપણથી કસરતનો પુરો અભ્યાસી છે એવું

જોતાંજ જણાતું હતું. વિધાતાએ તેના દરજાને છાજતું રૂપ ચહેરા ઉપર તેજ તથા બળ આપવામાં કસર નહોતી કરી. અને તેમાં તેના આ વખતના આનંદદાયક સમય તથા શણગારે એટલો વધારો કર્યો હતો કે તેના સામું જોતાં આંખ તૃપ્ત થાયજ નહિ. ઉમરના પ્રમાણમાં ચહેરા પર ગંભીરતા વિશેષ હતી. મજબુતાઇને સાથે સુકુમારતા કેવી શોભે છે એ જાણવાને તેને અવશ્ય જોવા જોઇએ. માથે લાલ મંદીલ ઉપર જડાવ શિરપેચની અંદરનાં દરેક નંગ ધારીને જોવા લાયક હતાં. કાનનાં કર્ણફુલ ગળાના લચ્છાદાર મોતીના કંઠા અને હાથના જડીત્ર બાજુબંધની કીમત સાંભળી આશ્ચર્ય ઉપજે. હાથમાં વીંટી તથા પગમાં બેસતો સુનાનો તોડો પણ ઘાટમાં કારીગરીના નમુના હતા. રાતા કીમતી શેલાને કમરે બાંધી તે ઉપર જડાવ ચકીતદાર કમરપટો ઘણો સરસ દેખાતો હતો. જમણા હાથમાં મોટી માણકની મૂઠવાળી તરવાર રાજ્યના ખજાનામાં એકજ પણ દેશ પ્રસિદ્ધ હતી, અને તેની સાથેની મોતીની ભરેલી ઢાલ જોવાનું દરેક ઝવેરીને મન થતું. સુગંધીના લેપનનો તો તેને અભ્યાસ હોવાથી તેના પરસેવામાંજ ખુશબો રહેતી પણ આ વખત તેનાં લુગડાંએ લગાડેલું અત્તર તમામ પરદેશી ખુશબોઇના સંગ્રહસ્થાનમાં પહેલે નંબરે ઘણાજ વખાણને સાથે ઇનામ મેળવે એવું હતું. સામું જોનારની આંખને ઝાંખવી નાંખે એવો તેજસ્વી રાજપુત્ર લટકતી ચાલે બારણામાંથી બહાર નિકળતાં પૂરો દેખાયાથી ભલભલા અમીરો અને કહેવાતા રૂપાળા પુરૂષો મનથી ઝાંખા પડી ગયા. તેની વાંસે સોનામાં ગરકાવ સોહામણા બે માણસો ચમ્મર તથા મુરછલ લઈ અદબથી રાજ્યરીત પ્રમાણે ચાલ્યા આવતા હતા. તે પછીના માણસો એવા ગબડસબડ ચાલતા હતા કે તેમનું વર્ણન કરવું કઠણ હતું અને આ વખત એવા જુજ સરદારો ને કારભારી કે ખીજમતદારોના સામું જુવે પણ કોણ? બે બ્રાહ્મણ રા. બેંગાર તથા વાંસે વૃદ્ધ પ્રધાન સિંહાસનને પડખે થઈ તેના મો આગળ આવ્યા. ચમ્મર અને મુરછલ વાળા સિંહાસનની પછવાડે ઊભા રહ્યા. અને કચેરીમાં બેઠેલા વિદ્વાન બ્રાહ્મણોમાંથી પણ મોટા મોટા આગળ સિંહાસન પાસે આવ્યા.

કુળદેવ ઇષ્ટદેવ અને વડીલોનું સ્મરણ કરી સૂર્યદેવ સામા પ્રણામ કરી ઇશ્વરનું ધ્યાન શુદ્ધ અંતઃકરણે કરતાં સિંહાસનપર પગ દીધો તેવો એટલો બધો ઘોંઘાટ થયો કે તે સાંભળી ગર્ભણીનો ગર્ભ છુટી જાય, કાચો પોચો માણસ ચિત્તભ્રમ થઇ જાય, કાનના કાચા પડદા વાળો માણસ બહેરો થઇ જાય, અને માંદા માણસને સનેપાત ઉપજે. રાજગોરે રાજાના કપાળમાં કુંકુમનો ચાંદલો કીધો, અક્ષત ચોડ્યા, ફુલના હાર પહેરાવ્યા. એકદમ રૂપાસુનાની ધૂપદાનીમાં કસ્તૂરીની બત્તીઓ સળગાવી લોકોની ભીડથી બગડેલી હવા સુગંધમય કરી નાંખી. અને છેવટ તમામ બ્રાહ્મણો ચહેરા ઉપર નસો તરી આવી એટલા જોર તથા ઘડીભરમાં સાદ બેસી માથું દુઃખવા આવ્યું એટલા જોરથી માંગલિક તથા આશિર્વાદના મંત્રો બોલી પાંદડાંઓ વતે પાણી છાંટવા તથા અક્ષત ફેંકવા લાગ્યા. ચમર તથા મુરછલ થવા લાગ્યાં. ચોબદારોએ નેકી પોકારીને તમામ રૈયત "સોરઠપતી રાખેંગારનો જય" બોલ્યા કે પુરે જોશથી ફુટી તુટી જવાનો ભય રાખ્યા વિના વાજંત્ર વાળા પોતાનાં વાજંત્રો વગાડવા લાગ્યા. નોબત સરણાઇનો આવાજ વધારે દૂરથી નહિં સંભળાય એમ કલ્પી તેના વગાડનાર વધારે ફૂંકીને તથા ઠોકીને વગાડવા માંડ્યા. બહારના લોકોમાં નવા રાજાને નિરખવાની આતુરતા એટલીબધી વધી કે સામટી ધકમ્ ધકા તથા ઠેલમ્ ઠેલા થઇ. કેટલાક ચગદાયા, કેકની પાઘડી ગઇ, કેટલાક પડી ગયા તથા લોકોના પગના ઠેસા ખાવા તથા બૂમો પાડવા લાગ્યા. કેકનાં ધોતિયાં નિકળી ગયાં ને "જબરો જીતે" એવો ડોળ તે વખત થઇ ગયો. અને જોવાનું પણ એવુંજ હતું. આવા ઠાઠ માઠથી આવી સભામાં આવા સિંહાસન ઉપર અને આવો રાજ્યપતિ કેવો દેખાતો હશે તેની કલ્પનાજ મનને આનંદ પમાડે છે. બ્રાહ્મણના આશિર્વાદ પૂરા થયા કે જમણા હાથમાં રૂમાલમાં સોના મ્હોરો અથવા રૂપા નાણું મૂકી ડાબો હાથ અડાડી તમામ નાના મોટા બંને મિસલ વાળા નજરાંણા તથા નછરાવળ કરવા એટલે રાજાને માથેથી અમુક નાણું ઉતારી પછવાડે ઊભેલ માણસને આપવા માંડ્યા. આ કામ બહુ ઝડપથી ચાલ્યું મહારાજા નજરાણાને ફક્ત હાથજ

અડાડતા હતા ને પાસે ઊભેલ માણસ તે લેતો હતો પણ તેમાં સારો વખત ગયો ગવૈયાં ભવાયા ને ગણિકાઓ પણ પોતાનાં સાજ સહિત આ શોર બકોરમાં કોઈ સાંભળે કે સામું પણ જુવે તેમ નહોતું છતાં પોતાનું કામ કરવા લાગ્યાં.નજરાણા થયા પછી કવિયો ભાટો ને ચારણોએ પોતાની કવિતા છંદ ને ડીંગળ કહ્યાં.ગોર મહારાજ તથા જોશી બાવાને એકેક મોટું ગામ મળ્યાનો હુકમ પ્રસિદ્ધ થયો. કડાં કંઠી તોડા વેઢ મંદિલ દુપટા શાલ પાઘડીઓ ગાયો ભેંશો ઘોડા અનાજ અને છુટક રૂપા નાણાની લખ લૂટ ચલાવવાનું કામ એક મોટા અમીર ખજાનચી અને બે કારકુનને સોંપવામાં આવ્યું. પણ પરચુરણ વહેંચવાનું કામ કચેરીમાં ગડબડ ન થાય માટે પાછલા પહોર ઉપર રાખ્યું. તો પણ સાકર વહેંચવાનું કામ કચેરીમાં અને મેદાનમાં એટલું બધું ચાલ્યું કે કોઠારીને સાકર ખુટી પડવાનો ભય લાગવાથી બજારમાંથી માણસ ઉપર માણસ મોકલી સાકર મંગાવવા અને વેચનારાઓને ઠપકો દેવા તથા તેમના "વરનારનું વરે ને તારૂં પેટ બળે" એવા જવાબ સાંભળી ઉદાસ તથા ફિકરમંદ થવા માંડ્યો. બંદીખાનાના કેદીઓને મુક્ત કરવા, ને આંધળાં પાંગળાં અશક્ત નવારસને જમાડવા તથા વસ્ત્ર નગદી આપવા ખાસ માણસ નક્કી ઠર્યાં.પુણ્ય દાનના કામનો બંદોબસ્ત થયો કે મહારાજાએ વૃદ્ધ પ્રધાન જે પોતાની ગાદી ઉપર બેઠો હતો તેના સામુ જોયું એટલે તેમણે ઊભું થવાનું કરતાં તમામ માણસો ઊભા થઈ ગયા બહારના ટોળામાં ગડબડાટ વધ્યો. ટોળા બંધ અમીરો શાહુકારો નોકરો એક પછી એક પ્રણામ કરવા લાગ્યા. વાહન વાળા નોકરો પોતાનાં વાહન સજ કરવા દોડ્યા અને સર્વના જાણવામાં આવ્યું કે મહારાજ બારોબાર ગુરુ દત્તાત્રેયનાં પગલાંનાં દર્શન કરવા પધારે છે તેથી લોકો એકદમ તે તરફના રસ્તા ઉપર વેરાવા લાગ્યા. રાજાજીના ઊભા થતાં જય જયકારનો શબ્દ એટલા શોરથી નિકળ્યો કે વાજીંત્રોના નાદ તેમાં ડુબી ગયા. અમીરો પોત પોતાના વાહન તરફ ચાલ્યા પણ ગડબડ એટલી થઈ કે અમીરને ગરીબ બેસનારાને ઊભા રહેનાર તમામ શેળ ભેળ થઈ ગયા. તેમના ટોળામાંથી માર્ગ કરતા રાજાજી ધીમે ધીમે કચેરીના દરવાજા બહાર આ-

બ્યા. મણિમય સુવર્ણની અંબાડીવાળા મદોન્મત્ત ઊંચા કાળા રૂપાળા હાથી ઉપર નાની રૂપેરી નિસરણી પર પગ દઈ ચડ્યાને પુંઠે વૃદ્ધ પ્રધાન પણ ચંમર લઈ બેઠા કે જયકાર ને વાજીંત્રની સલામી સાથે હાથી ઊભો થતાં સર્વ જનસમૂહને રાજાને નિરખવાનું સમું પડ્યું તેથી તથા તે સાથે પોતાનો પ્રિય વજીર બહાલ રહેલો જોઈ પુર આનંદમાં આવી ગયા. વાજતે ગાજતે છડી સવારી લોકોના ટોળાથી ઘેરાએલી શહેરના જે રસ્તા ઉપર થઈ ચાલી તે રસ્તા પર આવેલા ઘરોના ઓટલા બારી ને છાપરાં ઉપર લોકો જય જય શબ્દ ઉચ્ચારતા તથા હાથી પાસે આવે ત્યારે ફુલથી વધાવતા અનહદ આનંદમય દેખાતા હતા. સવારી કિલ્લા બહાર કુળદેવીને મંદિર અટકી. ત્યાં ઉતરી માતાજીનાં દર્શન કીધાં. અને ત્યાંથી સુખપાલમાં બિરાજી દત્તાત્રેય તરફ ખાસ છડી સવારી ચાલી. બાકી તમામ સામાન ત્યાંજ રહ્યો. સાથે જબરા અભ્યાસી સીપાઈ ઘોડા જેવી ઝડપથી હરણની પેઠે ઠેકતા ચાલ્યા ને આગળથી કીધેલ સવડ મુજબ ટપાલે ટપાલે બદલાતા ગયા તેથી ઝડપથી ત્યાં પહોંચી. પાંચ મિનિટ ત્યાં રોકાઈ એવીજ ઉતાવળથી પાછા પધાર્યા એજ સુખપાલમાં રાજગઢીને બારણે આવી સહુની સલામ લઈ રાજમહેલમાં પધાર્યા.

શહેરમાં ઘરો ઘર દરેક માણસ આ હકીકત વિષે વાત કરી રહ્યું હતું. જેઓ જોઈ આવ્યા તે કહેતા તથા ઘરમાં રહેલ માણસો ઉલટભેર સાંભળતા હતા. કેટલાક સારી જગ્યા મળ્યાનું કહી આનંદ પામતા હતા ને કેટલાક કચરાવાથી કાંઇ ખોવાથી અથવા બરોબર ન દેખાયાથી કચવાતાને પાસે ઊભેલનો દોષ કાઢતા હતા. કેટલાક રાજાના રૂપને, કેક તેના ગુણને, કોઈ કચેરીના ઠાઠને, ને કોઈ થયેલ દાન ખેરાતને વખાણતા હતા. જેઓને ધાર્યા મુજબ કે વધારે મળ્યું તેઓ આનંદ પામતા, ને જેઓ લોભી હતા, જેઓના આશા પૂર્ણ ન થઈ તેઓ મફત વગર શ્રમે મળેલ ઉપર સંતોષ ન પામી ઉદાસ થતા હતા. આપનારને નિંદતાને બીજાનું સાંભળી અદેખાઇથી બળતા હતા. નવા રાજાની બુદ્ધિ, સ્વભાવ અને શૂરેથી લોક માહીત હતા તેથી તેઓ તેને આશિર્વાદ દેતા. તેની કબુલે-

ક્ષી ચારે પ્રતિજ્ઞાઓ નિર્વિઘ્ને પાર ઉતરે એમ પ્રભુ પાસે માગતા અને તે રા. નવઘણથી પણ સારો નિવડશે એવું ધારતા હતા. આ પ્રમાણે વાતો કરવા, સાંભળવા, અને તે ઉપર વિચારો આપી તર્કો બાંધવાનું કામ તેઓની ક્ષુધાએ વધારે વાર ચાલવા દીધું નહિં. તમામની વૃત્તિ ભોજન તરફ દોડીને તેથી સહુ પોત પોતાને ધંધે વળગ્યા.

મહારાજા રા. ખેંગાર સુખપાલમાંથી ઊતરી રાજમહેલના એક ભવ્ય ઓરડામાં પેઠો તેની આસપાસની બારીઓ બંધ હતી. અને તેમાં ગણતરીનાજ ચાકરો હતા. એક મોટા સોનેરી છત્રપલંગ ઉપર સાઠેક વર્ષની વયનો એક ડોસો પાસાભેર સૂતો હતો. કરચલી પડેલી તથા સુકાયા જેવી તેની ચામડી, ઊંડી ઉતરેલ અને તેજહીન આંખો, હાડપિંજર જેવું લોહી માંસ વિનાનું ને તેમાં તમામ નસો અને હાડકાં બહાર તરી આવેલ એવું શરીર, કરમાઈ ગયેલ ફીકો ચહેરો, અને એવાં બીજાં ચિન્હો ઉપરથી તે હવે આ દુનિયામાં થોડા દિવસનો મીજમાન છે એમ સ્પષ્ટ સમજાતું હતું. આ માણસ રા.નવઘણ હતો. તેના આગળ આવતાંજ લાયક પુત્ર રા.ખેંગારે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા અને પાસે આવી બેઠો એટલે સૂતે સૂતે માયાળુ પિતાએ તેના માથા ઉપર હાથ મૂક્યો અને ખોખરે અવાજે ભાગ્યા તુટ્યા શબ્દોથી વચમાં ઉધરસ અને દમથી અચકાતો ડોસો બોલ્યો કે "પ્રિય પુત્ર! રાજા થવું કેટલું જોખમદારી ભરેલું, કેટલું ખબરદારી રાખવાનું, અને કઠણ કામ છે એ તું જાણે છે માટે પ્રજાનું રક્ષણ કરી તેને સદા પ્રસન્ન રાખી આશિર્વાદ સંપાદન કરવામાં તન મન અને ધનની દરકાર નહિં રાખેતો સુખી થઈશ. વધારે શું કહું!" આટલું સાંભળી હાથ જોડી નમ્રતાથી પ્રતાપી રા.ખેંગાર બોલ્યો "પૂજ્ય પિતાજી આટલા દિવસ હું સ્વતંત્ર હતો. મારા તન મનનો મુખ્તિયાર હતો. પણ હવે હું પરતંત્ર સોરઠની પ્રજાનો મોટો નોકર થયો. એ હું સમજ્યો છું. એવા કોણ મૂર્ખ હશે કે હજારો લોકનું અય કરવાનું પોતાના હાથમાં હોવા છતાં તે ન કરી ઇશ્વરની અપ્રસન્નતા, દુનિયામાં અપયશ, અને મુવા પછી નઠારૂં નામ મૂકી જવા ચ્હાશે! એ-

વો કોણ પેટભરો અસીલજ્વાન હશે કે બીજાનું રળેલું અને તેની મહેનતથી મળેલું તેનો કોઈપણ રીતે બદલો વાળ્યા વિના મફત ખાઈપી મોજ મારી ગમે તેમ ઉડાવી નાંખશે ? એવો કોણ માથાફરેલ અને અજ્ઞાન હશે કે ઇશ્વરઆજ્ઞા ઉલ્લંઘન કરી પોતાની ફરજ, લોકોનું કલ્યાણ કરવા તેમને ન્યાય આપવા અને રક્ષણ કરવાનું ભૂલી આખી ઉમર પડી રહી નીશાપત્તા અને કુનાતિમાં તમામ વખ્ત ગાળશે, અથવા મરવું છે, મહા પ્રભુને જવાબ દેવો છે એ ભૂલી બિચારી પ્રજાને ધોળે દિવસે અન્યાયથી લૂંટશે, શહેર વચ્ચે ધૂતશે અને ખરાબ કરી તેની આંતરડીનો શાપ લેશે ? રૂપાળા, બહાદુર, પૈસાવાળા હોશિયાર અને પ્રતાપી પુરૂષના પુત્ર થયા એટલે તરી પાર ઉતર્યા, રાજ્યાસનને લાયક થયા એમ નથી, પણ પોતાનું કર્તવ્ય કર્મ તે બધાના ઉપયોગી થઈ કરી બતાવવામાં લાયકી છે. રાજાની કાંઈ જાત નથી. તે કાંઈ ઇશ્વરને અધિક પ્રિય નથી. જેમ વિશ્વમાં બીજાં માણસ છે તેમ તે પણ છે. પ્રજાની પ્રીતિ, મરજી અને તેના પ્રતાપથીજ રાજા થવાય છે. જ્યારે હજારો લોકો મહા શ્રમ, યત્ન અને વખત ખરચી પેદા કરેલ દ્રવ્યમાંથી તેને ભાગ આપી અનેક પ્રકારે મોજ મજા, દુનિયામાં સ્વર્ગ સુખનો સ્વાદ ચખાડે છે, ઇશ્વર ઉતરતું તેને માન આપે છે, તેને માટે પોતાના તન મન અને ધનની દરકાર નથી કરતા, અને તેને ધણી, મહારાજ, કહી કહીને તથા આશિષો દઈ દઈને પોતાની જીભ ઘસવી નાંખે છે, ત્યારે તેના બદલામાં રાજા જે કરે તે થોડું કહેવાય. એટલા બધા આભારનો બદલો એક તો શું પણ અનેક ભવમાં આપવો કઠણ છે. માટેજ હું રાજા થયો ત્યારથી એ પ્રજાના હિત સારૂ તેમને શાન્તિમાં રાખવા સારૂ, મારૂં સુખ મારી ઊંઘ વિશ્રાંતિ અને ખુશી, અરે! વખ્ત આવે તો મારી દેહ અને અમૂલ્ય જીવ પણ ઘોળ્યાં કરવા શુદ્ધ મનથી નિશ્ચય કર્યો છે. ગમે તેવો પ્રતાપી શૂરવીર, ગમે તેવી મોટી સેનાવાળો રાજા, મારી પ્રજાના સામે જ્યાં સુધી હું એ પ્રજાનો રાજા છું અને મારા ખોળિયામાં જીવ છે ત્યાં સુધી તાણીને આંખ પણ કરી શકનાર નથી તો પછી શું મગદુર છે કે મારા નીમેલા, તાબાના, મારા લૂણથી ઉછરતા માણ-

સો કોઇ રીતની કનડગત કરે? જેમ હું તેમને માથે બોજારૂપ રહે-વાનો નથી તેમ મ્હારા કોઇપણ, વહાલા, સગા, અમીર મુત્સદી કે મોટા સરદારને પણ આળસુ રહેવા, મફતમાં ખાવા, અને મન-માં આવે તેમ વર્તવા દેવાનો નથી. મારા પોતાના જીવ અને વૃત્તિ-ઓને નિયમમાં રાખીશ તો એથી વહાલું બીજું કોણ છે કે તેની ખા-તર હું મારા નિયમ તોડીશ ? મારા મનમાં ઘણી ઘણી ગોઠવણો અ-ને ધારણાઓ છે. ઈશ્વર સારી નિવાડે એ ધારણાઓ! ઈશ્વર પાર પાડે એ ગોઠવણો! પિતાજી, વખત તંગ છે એટલે અધિક શું કહું? પ-ણ ટુંકામાં એટલુંજ કે આપનું કહેવું હું યથાસ્થિત સમજ્યો છું. ઈ-શ્વર આપના પુણ્યપ્રભાવે અને આશિર્વાદથી મારી સુમતિ રાખી મારી એ આશાઓ પાર પાડવામાં સાહાય્યકારી રહો !" હાજર રહેલા તમામ બોલી ઉઠ્યા "તથાસ્તુ". રાજાની આંખમાં હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં તે મનમાં બહુ સંતુષ્ટ થયો અને તુરત પોતાના લાયક પુત્રને ભોજન કરવા જવાની આજ્ઞા આપી.

આ પ્રમાણે રા.ખેંગારને રૂપથી, ગુણથી, સ્વભાવથી ઓળખા-વતાં એક વાત રહી જાય છે ને તે આ પ્રસંગેજ જાણવા યોગ્ય છે. રા.નવઘણને ચાર પુત્રો હતા ને તેમાં રા.ખેંગાર સહુથી નાનો હતો. પણ તેને ગાદી ઉપર બેસાડવામાં તેના આ સદ્‌ગુણોજ સાધનરૂપ થઈ પડ્યા. તેણે બાલ્યાવસ્થામાંથી પ્રજાની,નોકરોની, અને પિતાની પ્રીતિ મેળવી યોગ્યતા પ્રસિદ્ધ કરી હતી. પણ તેમાં તેણે છેવટે જતાં છોગું મૂક્યું અને તેથી તેને રાજ્યાસન તુરત મળ્યું. રા.નવઘણ મહી-કાંઠામાં ઉમેટાના રાજાને જીતી તેની કન્યા પરણ્યો ત્યારે કન્યાના ભા-ઈ હંસરાજ મહીડાએ તેને "કોઈક દિવસ વેર વાળી મારીશ" એવી ધમકી આપેલ. કન્યા પરણી ઘેર આવતાં જસદણ ભોંયરાનો રાજા ભોંયરાનો કિલ્લો ચણાવતો હતો તે બોલેલ કે કિલ્લો પૂરો થઈ રહ્યો હોતતો આ ઠકરાળાને હુંજ રાખત. એક વખત પંચાળમાં સિદ્ધરાજ જયસિંહે તેને પકડી દાંતતરણું લેવરાવી છોડેલ તથા તે વખત એક દસોંદી ભાટે તેની મશ્કરી કરેલ. આ રીતે ચાર વાર તેનું માનખં-ડન થયાથી તેણે ચારે જણ પર વેર લેવા પ્રતિજ્ઞા કીધેલ તે મરણ-

સમય આમાથી રહી જતી હતી તેથી ચારે પુત્રોને બોલાવી કહેતાં મોટા ત્રણે- રાયધણ-શેરસિંહ- અને ચંદ્રસિંહે- એકેક વાત ક્રમવાર કબુલી તે પાર પાડવા સમ ખાધા, પણ સહુથી નાના રા. ખેંગારે ચારે વેર પોતે પાળવા હિમત અને હોંશ બતાવી પ્રતિજ્ઞાથી કબુલાત આપી તેથી રાજાએ બીજે દિવસ એ બાબતનો નિર્ણય કરવા ઠરાવ્યું અને તે ઉપરથી પાત્રતા ગણી આપણે ઉપર જોયું તેમ રા. ખેંગારને ગાદી આપી. બાકીના મોઠા રાયધણ- (રાયજાદા રજપુતોના મૂળપુરૂષ) ને ચાર પ્રગણાં ને ચંદ્રસિંહ- (ચુડાસમાનો મૂળપુરૂષ) અને શેરસિંહ (સરવૈયાનો મૂળપુરૂષ) ને થોડાં થોડાં ગામો આપ્યાં. આ પ્રમાણે રા. ખેંગાર નાનો હતો છતાં તેને રાજ્યાસન મળ્યું. આપણે તેને, તેના વૈભવને, તેની પ્રજાને ઓળખ્યાં તેની અગત્ય આગળ ઉપર સમજાશે.

---

## प्रकरण ६ ठुं.

સોરઠપ્રાંતમાં ઓઝત નદીના કિનારા ઉપર મઝેવડી નામે ગામ વસેલું છે. તેનાં ઘરો માંહેના ગડગડીઆ પથ્થરના, એક માળના બાંધેલા, એક ઘરની કોટડીની પછીત આ નદીના તડ ઉપર આવેલી હતી. તેમાં મધ્યમાં એક ચોરસ બારી, આશરે એક ગજ લાંબી તથા પોણો ગજ પહોળી, લોઢાના સળીઆદાર જાળીવાળી હતી. આ કોટડી માંહેથી લીંપેલી, સોળ ચોરસ ગજ હતી. તેના ખૂણામાં એક ખાળ, તથા મધ્યમાં વાણનો ભરેલો ખાટલો, ઉપર એક ગાભાના ગોદડા તથા અસીસા સમેત હતો. નીચે એક પાણીનો કળસો પડ્યો હતો. આ ખાટલા ઉપર એક કુમારિકા બે હાથ જોડી, મો ઊંચું કરી, સ્થિર બેઠેલી હતી. તેને તેર વર્ષ પૂરાં થઈ ચઉદમું અડધું ચાલી ગયું હતું. તે તનદુરસ્ત, બહુ જાડી નહિં તેમ બહુ પાતળી પણ નહિં એવા મધ્યમ કદની હતી. તોપણ તે ઘણીજ નાજુક હતી. તેના શરીરના અવયવ ઘાટીલા અને ખામીરહિત હતા. તેના રૂપનું યથાસ્થિત વર્ણન કરવું અશક્ય હતું. કારણ તે પૂરી પદ્મિની હતી. તેનું મુખ પૂનમના ચંદ્ર જેવું ગોળ અને કાન્તિમાન, તથા તેનું વિશાળ પણ નમ્રતા બતાવતું હોય તેવું નીચું લલાટ, નજરે પડતાંજ તે પૂર્ણ ભા·

ચશાળી દેવાંગના કે અપ્સરા હોય એમ ભાન થતું. તેની ધનુષ્યાકારની સ્પષ્ટ કાળી ભમરો, અને તેની નીચે મ્હોટી પણ લાંબી અણીઆળી આંખો, તેની અંદરની સફેદ દૂધ જેવી પિંડી, તથા તેમાં ગોળ કાળી પુતળીથી વગર અંજને તેના ચહેરાની શોભાની અવધિરૂપ હતી એટલુંજ નહિં પણ તેના સામું ધારીને જોતાં જે મીઠાશ અને મોહની લાગતી હતી અને તેમાં તેના આમ તેમ માછલીની ચપળતાથી ફરવાને લીધે જે વૃદ્ધિ થતી તે હૃદયભેદક અને ભૂખ દુઃખને વીસરાવે એવી હતી. તેનું ન્હાનું સીધું નાક અણીઆળું હતું. અને તેની આસપાસ ભરાવદાર મ્હોટા ગાલ ઉપર જ્યારે ગુલાબી રંગ છવાઈ જતો, અને જ્યારે તેમાં તેના ન્હાના દાડમના ફુલ જેવા રંગના હોઠવાળી ન્હાની મ્હોની ફાડમાંથી મંદહાસ્ય કરતી વખત સમાકાર, દાડમની રતાશ પડતી કળી જેવા દાંતોની હાર દેખાવા સાથે ખાડા (ગાલમાં) પડતા, તે વખત તેના ચ્હેરા સામું જોતાં મન ધરાયજ નહિં એવું હતું. તેની ડોડીની વચ્ચેના ખાડા (ચિબુક) માંનું લીલું ત્રાજવું અને તેના ગાલ ઉપરના કાળા શાહી જેવા તલ, એ બેમાંથી કોને વધારે વખાણવું એ ગુંચવડા ભરેલું લાગતું. તેના પાતળા સુકુમાર ન્હાના કાન અને પાતળી લાંબી ગરદન, એ તેના ચહેરાના રૂપને છાજતાં હતાં. અને તેનો કમરથી નીચે પડતો કાળા સુંવાળા વાળવાળો ચોટલો અને તેના મધ્યમાંની શ્વેત સેંથી, તેના ધોળા ગુલાબી ચહેરાની શોભામાં, અને તે જ્યારે છુટો હોય ત્યારે તેના શોભીતા સુંવાળા શરીર ઉપર પડતો ત્યારે તેની ખૂબીમાં, એવો વધારો કરતો કે તેની કલ્પના કરવી અશક્ય છે. તેનાં કાંડાં પાતળાં, તેની આંગળીઓ સીધી તથા ન્હાની, અને તેને છેડે હીરા જેવા ધોળા ચળકતા નખ બીજના ચંદ્ર જેવી કોરવાળા હતા. તેની કમર પાતળી તથા તેના ધોળા કણક જેવા પાતળા પેટમાં ત્રણ વાટા પડેલા હતા. તેના હાથ કમળ જેવા અને તેના પગનાં તળિયાં મેંદીથી રંગેલાં હોય એવાં દેખાતાં હતાં. તેની શુદ્ધ ગૌર રંગની ચામડી પાતળી પારદર્શક જેવી હતી તેથી તેનું ગુલાબી લોહી તથા નસો પણ તેમાંથી દેખાતી અને તેથી તે ગુલાબી જેવી લાગતી હતી. અને ટુંકામાં કહીએ

તો જગત્કર્તાએ તેને પોતાનેજ હાથે ફુરસદ અને આનંદને વખતે સ્વર્ગની અપ્સરાનો ગર્વ ટાળવા દુનિયાંમાં પેદા કરી હતી. જેમ જેમ તેની ઉમરમાં વધારો થતો તેમ તેના રૂપમાં પણ વધારો થયે જતો હતો. અને તેની પોતાની કાન્તિ તથા સૌંદર્ય એટલાં બધાં હતાં કે તેને બીજા કશાની જરૂર રહેતી નહિં. આ વખત જો કે તેને માથે ફક્ત કાળું કાજળ જેવું લોકીઆ જાડું ઓઢણું પડેલું હતું, પણ તે ઉલટું તેના સુંદર મુખને વધારે પ્રકાશિત કરતું. તેના વાળ છુટા અને તે કમર નીચે ગોદડાને અડતા હતા પણ એથી ઉલટી તેના શરીરની શોભા વધતી હતી. હજી સૂર્યોદય થયો નહોતો તેથી તેણે ઉઠીને દાતણ પણ નહોતું કર્યું, છતાં તેના મ્હોમાંથી સુવાસ નાકળતી હતી. પણ ખરૂં કહીએ તો તેના શરીરની નાજુકાઈ અને સૌંદર્યથી તો તે મ્હોટા ચક્રવર્તી મહારાજાની માનીતી પટરાણી થવાને-હીરા રત્ન આદિનાં આભૂષણોથી સણગારવા અને કીમતી રંગબેરંગી સુગંધીથી તર કરેલાં રેશમી અને જરીન વસ્ત્રો પહેરવાને-અને થોડું બોલવા-થોડું ચાલવા-થોડું ખાવા અને જેમ બને તેમ થોડી મહેનત કરવાને, સરજેલો હોય એમ અનુમાન કરાય. પણ દૈવની ઇચ્છાથી, પ્રારબ્ધના ઝપાટાથી, અસ્તોદયના ચક્રપર ચઢવાથી, આ વખત એકલી ન્હાના ગામડામાં, ગરીબ માણસના ઘરની ઊંડી કોટડીમાં, હલકામાં હલકાં વસ્ત્ર પહેરી વાલની પણ વીંટીવિના, પુર વિચાર, ફિકર, અને દિલગિરીથી, ઘડીમાં ઉઠી આમતેમ ફરતી, ઘડીમાં ઊંધું મારી સૂતી, ઘડીમાં ગાલે હાથ દઈ વાંકી ડોક કરી આંસુ પાડતી, અને ઘડીમાં ઈશ્વરપ્રાર્થનામાં તલ્લીન થતી હતી.

આવી સ્થિતિમાં તે એકદમ બોલી ઉઠી-"હે ઈશ્વર ! હે જગન્નાથ ! હવે મારી સહાય કર. મારૂં મદદગાર, સલાહકાર, કલ્યાણ કરનાર, અને રક્ષક તારા વિના કોઈ નથી. અરે ! મારાં ખરાં વાલી, સાચાં માબાપ, ખરાં હિતેચ્છુ, કોણ જાણે કોણ અને ક્યાં કેવી સ્થિતિમાં હશે ! તેમણે પણ દૈવ જાણે શા કારણે મારો ત્યાગ કર્યોછે. હું પૂર્ણ સંકટમાં, ખરી બેચેનીમાં, ભવિષ્યનું અંધારૂં જોઈ અથડાઉંછું અને દુઃખી થાઉંછું. ત્યાં મારો હાથ ઝાલી તું રસ્તે નહિં

ચઢાવે તો મારી દયા કોણ આણશે? તારા વિના હું બીજા કોને યાચું, કોને કરગરૂં, અને કોને શરણે જાઉં! મારા મનની વ્યથા,મારા પેટની પીડ, મારા કાળજાનું કષ્ટ કોઇને કહેવાય એવું નથી.તું અંતરજામીછે. સચરાચરવ્યાપક સર્વજ્ઞછે. તારાથી કાંઈ છાનું નથી. તારા જેવું બીજું કોઈ સમર્થ દયાળુ નથી. માટે સમજણી થઈ ત્યારથી તારૂં શરણું પકડી તારી મદદને તારા ભરોસા ઉપર આશા બાંધી દિવસ નિર્ગમન કરૂંછું. મારી બુદ્ધિ અને યાદદાસ્ત પ્રમાણે મેં કોઇને દુઃખ દીધું નથી. છતાં કાંઈ અપરાધ તારી નજરમાં આવ્યો હોય તો ક્ષમા કર. એટલાજ સારૂં મને કપાતા કાળજાથી અષ્ટપ્રહર બેચેન રાખવા ધાર્યું હોય તો તે ટુંકું કર. મારી અજ્ઞાનતા, મારા મનની નબળાઈ, મારી કરગર, અને પ્રાર્થના સામું જોઈ તારા મ્હોટા દિલથી, તારા દયાળુ ક્ષમાવંત સ્વભાવથી, પતિત પાવન નાથ, મને ક્ષમા કર. ભૂલી પડેલી, અંધારામાં અથડાતી, સંકલ્પ વિકલ્પથી ગભરાતી, તારી રાંક પુત્રીનો હાથ ઝાલ. હે દેવા! મારો હવે એકે આરો નથી. મારી તમામ આશા માત્ર તારી કૃપા ઉપરજ આધાર રાખેછે માટે પ્રભુ સહાય થા!"

આ પ્રમાણે બોલતાં તેની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. તેની છાતી ભરાઈ ગઈ, તે ડસકાં ખાવા લાગી, તેનાથી વધારે બોલાયું નહિં, અને તે થોડીવાર સુધી ચિત્તભ્રમ થઇ ગઇ. અને એમ થાય તેમાં કાંઇ નવાઈ જેવું પણ નહોતું. કારણ કે તેની બાલ્યાવસ્થા, પૂર્ણ છૂટ ભોગવવાની, બેફિકરાઈવાળી, નિરપરાધી અંતઃકરણની, આનંદમય, સુખકારક અવસ્થા જોતાં જોતાં તેની બેસમજમાં ચાલી ગઈ. તે ગમે તેના ખોળામાં કુદી પડતી, ગમે તેને વળગતી, ગમે તેની સાથે હસતી રમતી અને બોલતી,તેને અજાણ્યું ને જાણીતું, લાયક ને નાલાયક,કપટી ને ભોળું, બધું સરખું હતું. તેનું અંતઃકરણ રાગદ્વેષરહિત હતું. અને તે માટીના ઢેફાથી, ઠીકરાના કટકાથી,કે લાકડાનાં છોડીઆંથી,ગેલ કરીને એકલી આનંદમાં વખ્ત કાઢતી હતી. પોતાના રૂપનો, પોતાની હાલતનો, પોતાના ભવિષ્યનો, પોતાની અસલ નાતજાતનો, કશા વિચાર નહોતો તેથી અને

એવાં કારણોથીજ તેની બાલ્યાવસ્થાના દિવસો સહજ જતા રહ્યા. પણ જેમ જેમ તેનામાં સમજણ આવતી ગઇ, જેમ જેમ તેની આંખમાં શરમ, તેના મનમાં વિકાર, તેના શરીરમાં ફેરફાર, વધતો ગયો, જેમ જેમ તેની બુદ્ધિ ખુલવા લાગી ને અજ્ઞાનતાના અંધકારમાંથી, બાલ્યાવસ્થાના ઊંડા ઓરડામાંથી, બહાર આવવા લાગી, દુનિયાને, તેમાં થતા ખેલોને, તેમાંહેના વિકારોને, સાનંદાશ્ચર્ય પામી નવા નવા જોવા લાગી, પોતાની કીમત, પોતાની સ્થિતિ, અને પોતાનું ભવિષ્ય સમજવા લાગી, તેમ તેમ તે જેવી બેફિકર હતી તેવીજ ફિકરમંદ, જેવી શાન્ત હતી તેવીજ બેચેન, જેવી સંતોષી હતી તેવીજ અસંતોષી, અને કુલ બાબતમાં જેવી સુખી હતી તેવીજ દુઃખી થવા લાગી; અને જેમ જેમ તેની ઉમર વધતી ગઇ, તેમ તેમ તે બધું વધારેને વધારે થવા લાગ્યું. હવે તે પોતાનાં આડોસી પાડોસી, ઓળખીતાં અને વહાલાં, લોકોથી વાતો કરવાને પણ ખંચાવા, વેહમાવા, અને શરમાવા લાગી. હવે હસતાં, ગમે તેમ બોલતાં, ગમે ત્યાં જતાં. તેનું મન ના પાડવા, તર્ક વિતર્ક કરવા, અને ડરવા લાગ્યું. તે તાકી તાકીને, ઊંડી ઉતરીને, ઘણુંજ સોચીને, ભવિષ્યના અંધારામાં, ગમના પડદા વાંસે જોવા લાગી, અને સારામાં સારૂં પોતાને માટે નજરે પડવાની ઇચ્છા રાખવા લાગી, પણ તેમાં તેને કાંઇ સુઝતુ નહોતું. અને તેની હાલની હાલત તેના મુરબ્બીના વિચાર જોવાથી તેના મનનું સમાધાન કોઇ પણ રીતે થતું નહોતું. તેને એક દિવસ એક વર્ષ જેવો લાગતો હતો. એક ઘડીમાં સંખ્યાબંધ વિચારો આવતા, અને તે બધામાં તેને નાઉમેદી દુર્ભાગ્ય, ધારેલ વસ્તુ અલભ્ય માલુમ પડતી ત્યારે તેના મનમાં જે કષ્ટ થતું તે કોઇને કહી શકાય એવું નહોતું. તેથીજ તેણે સુખથી ખાવું, રાહતથી સૂવું, શાન્તિમાં બેસવું ઉઠવું, તજ્યું હતું, બલકે થાકનો વીસામો, દુઃખનો દિલાસો, શાન્તિના સ્નેહીરૂપ, નિદ્રા પણ તેની દુશ્મન થઇ પડી હતી; અને કદાચ ઘણું કળકળાવ્યા અને કષ્ટ આપ્યા પછી તેને નિદ્રા આવતી તોપણ ભયંકર સ્વપ્નાં-દુઃખને તાજું કરાવી નવી નવી વાતો ઉપજાવનાર-તેને વધારે દુઃખી કરતાં હતાં. આવી ત્રાસદાયક સ્થિતિના

ઊંડા કુવામાંથી નીકળવાને તેને એકજ દોરડું જોઇતું હતું. આવા ડોળાએલા મનમાં પ્રકટતી ચિંતાની. અગ્નિ ઓલવવાને એકજ શાન્તિકારક વસ્તુની અગત્ય હતી. તેના ભવિષ્યના તર્કવિતર્કનું અંધારૂં દૂર કરવાને માત્ર એકજ દીવાની જરૂર હતી. અને તે ખરેખરા શબ્દોમાં કહીએ તો તેના સુખ દુઃખની ભાગી, સંસારની સાચો સાથી, તેની આખી ઉમરને સારૂં એકજ, તેના મનગમતા, રૂપ ગુણ અને સ્વભાવમાં બરોબરીઆ, તેની નિર્મળ પ્રીતિની, તેના શુદ્ધ અંતઃકરણની, તેના અમૂલ્ય ગુણ અને અનુપમ રૂપની, અને તેના સાચા દેહાર્પણની કદર કરનાર, શૂરા શાણા પ્રતાપવંત ભાગ્યશાળી તનદુરસ્ત સ્વામીની તેને ખોટ હતી. તેને મેળવવા તે આતુર વિકળ અને દુઃખી હતી. હવે તેને ઠીકરાનાં રમકડાં, મહેલ્લાનાં છોકરાં, અને છેલ્લે ઓળખાણવાળા માણસોની સોબતથી કાંઈજ સુખ નહોતું મળતું. એ બધાં હવે ઉલટાં નિરુપયોગી અને કંટાળો ઉપજાવનારાં થઈ પડ્યાં હતાં. આશરે બાર માસ થયાં આવા સ્વામીની તેને જરૂર જણાઈ હતી. ને જેમ જેમ વખત જતો, જેમ જેમ તે આશા પાર પડવી અશક્ય લાગતી ગઈ, તેમ તેમ તેની અપેક્ષા અને કીમત તેને વધારે જણાતી ગઈ, અને તે એટલે દરજ્જે સુધી વાત આવી હતી કે જ્યારે જ્યારે એ વાતનું તેને સ્મરણ થતું ત્યારે તેની છાતી પુર જોસથી ધબકતી, તેનું લોહી આખા શરીરમાં ઘણા જોરથી વહેતું, તેનું શરીર તપી જતું, અને તેના મનમાં જે થતું તે તેનું મનજ જાણી શકે. તેના મનમાં અખુટ પ્રીતિનું ઝરણ વહ્યા કરતું હતું પણ તે કોને બતાવે? તેના અંતઃકરણમાં શુદ્ધ પ્રેમ ઉભરાઈ જતો હતો પણ તે કોને પાય? પ્રીતિ તેની રગે રગ પ્રસરેલી હતી પણ તે હમેશને સારૂં ગમે તેમ થાય તો પણ પાછી ન લેવા કે તેમાં કિંચિત ઘટાડો ન કરી દિનબદિન વૃદ્ધિ કરે જવા કોને સોંપવી એ તેને સુઝતું નહોતું. જો તેણે એ પ્રીતિ પોતાના પેદા કરનારને સોંપી હોત તો તે મોટી દેવી મોટી મહાત્મા મોટી ભાગ્યશાળી થઈ પડત. પણ તેને સંસારસુખ જોઇતું હતું અને તેટલા માટે તે સંસારમાં તેણે યોગ્ય પોતાના જેવું માણસ શોધતી હતી.

પ્રીતિમાં અસાધારણ શક્તિ છે. તે માણસમાં ચમત્કારી ફેર ફાર કરવાને સમર્થ છે. ઉંદર જેવા ડરકુને સિંહ જેવું હિંમતવાન, બકરી જેવા નબળાને હાથી જેવો બળવાન, એ પ્રીતિ કરી શકે છે. મોટા ઘરમાં સાંજે દિવસે ડરનાર ચોમાસાની અડધી રાતે ઘટાટોપમાં ઘોર વનમાં જવાને હિંમત ધરે છે. લોહીનું ટીપું જોઈ કમકમી ખાનાર પોતાના હાથ લોહીએ રંગી તરબોળ કરે છે. જરા તણખો પડવાથી "ઓયરે" કરનાર અગ્નિના ભડકામાં દોડતા જઈને પ્રવેશ કરે છે. એવી શક્તિવાળી પ્રીતિ છે. તે જેમ સુમાર્ગ લગાડે સુખકર્તા થઈ પડે તેમ કુમાર્ગે વાપરે હાનિકારક થાય છે. પણ આ કુમારિકાના અંતઃકરણમાં તો નિર્મળ પ્રીતિ હતી અને તેની ઇચ્છા તેને સુમાર્ગે લગાડવાની હતી અને તેમાં ઈશ્વરની સહાય હતી માટેજ તે વધારે દૃઢ અને વધારે પાયદાર થયે જતી હતી. અને જ્યારે તે પરિપૂર્ણ પક્વ થાય ત્યારે તેનો મનમાન્યો ઉપયોગ કરાવવાનું નિયંતાએ આગળથી નિર્માણ કરી રાખ્યું હતું, પરંતુ તે આ વખત શી રીતે જાણી શકે? તેના મુરબ્બીનો વિચાર તેને એક ગમાર ગામડીઆ બડોળા અને તેની સાથે સર્વ રીતે નાલાયક માણસને અર્પણ કરવાનો, રાક્ષસના ખોળામાં અપ્સરા બેસાડવા કદાવર કાળા જંગલીની ડોકે નાજુક સ્વરૂપાને વળગાડવાનો -મર્કટની કોટે મણિ બાંધવાનો-તેની પરાધીનતાને લીધે સંભવિત જણાતો હતો તે તેના મનમાંજ રહેવાનો હતો એ ગેબનો પડદો ઉચકી આગળથી જોઈ લઈ તેને કોણ કહે! વળી તેને જે જોતું તે તેનાં ઉછેરનારાં તેનાં સાચાં માબાપ નહોય એમ કહેતું તે જેમ તે સમજણી થતી ગઈ તેમ તેના મનમાં ઉતરતું ગયું. પોતાનું રૂપ શરીર અને મન તેમનાથી તદન નિરાળું જોઈ તે વાતને ટેકો મળતો, અને છેવટ અજંપાથી થતા ઉજાગરામાં રાતે તેનાં વાલીને વાતચીત કરતાં છુપકીથી "પોતે વગડામાંથી ઉપાડી આણેલી છે" એવું સાંભળી ગઈ ત્યારથી તેને એ વાતની સ્પષ્ટ ખાતરી થઈ ગઈ. આ ઉપરથી તેણે તેમને એકથી વધારે વાર હઠ પકડી છુપો ભેદ જાણવા પુછ્યું પણ તેમણે તેને અધર ઉડાવી. તે બિચારી પોતાની કલ્પના શક્તિને આડી અવળી ઘણી દોડાવતી, ફરીથી પોતાનાં વાલીને પોતા વિ-

બેની રાતમાં વાતચીત કરતાં છુપકીથી સાંભળવાને ઘણી વાર ઉ-જાગરા કરતી, પણ તે ખરી વાત- અંધારામાં ઊંડા કુવામાં પડેલી વાત- ગોતી ન કહાડી શકી. થાકી થાકીને કાયર થતી પણ ત્યારથી તે એકદમ જાણે બીજાજ ખોળીઆમાં પેઠી. ત્યારથી તેના ડગમગતા વિચારો સ્થિર થયા. પોતાનાં ઉછેરનારાં તરફ જોકે તેને પ્યાર હતો તો પણ તે પ્રથમ જેવા ન રહેતાં તે સાથે એ લોકો તેને પોતા જેવી ગણી ખરી વાત ન કહેતાં તેથી થોડો ધિક્કાર પણ હતો. ત્યારથીજ એનું મન એ લોકોથી વિરુદ્ધ થયું. ત્યારથી પોતે કોક નસીબદારની પુત્રી હોય, આપત્તિમાં આવી પડી અને દુર્ભાગી નીકળી હોય એમ માનવા લાગી, અને ત્યારથીજ તેના સંકટમાં એ વાતે પૂર્ણ વૃદ્ધિ કરી. પોતાની પરતંત્રતા, પોતાની પ્રારબ્ધયોગે થયેલી સ્થિતિ, અને પોતાનાં કહેવાતાં માબાપના અને પોતાના લગ્ન સબંધીના વિચાર તે તે યાદ કરતી ત્યારે તે ચોધારાં આંસુએ રડતી, થર થર કંપતી, બેભાન થતી, અને વખતે ગાંડી જેવી દેખાતી હતી. નિ-રાશાના દબાણથી દિલગિરીના દરીઆમાં તે ડુબી જતી, અને મહા કષ્ટાતી હતી. અને આ જે આપણે ઉપર જોયું તેવી સ્થિતિ થવાનું કારણ પણ તેજ હતું. અડધી રાતસુધી પછાડા મારી વિચાર્યા કર્યું અને છેવટ પ્રાર્થના કરીને થાકી ત્યારે સવાર સુધી આંખો મીચી પ-ડી રહેવાનો નિશ્ચય કરી સૂતી અને નિદ્રા દેવીને તેને બીજું કોઈ દિ-લાસો દેનાર ન જણાયાથી દયા આવવાને લીધે તે જંપી ત્યારથી મ્હોટા પરોઢ સુધી તેણે પોતાનાં કલ્પિત ભાગ્યશાળી માબ.પો, મનપસંદ પ્રાણનાથ વગેરેને સ્વપ્નમાં વિચિત્ર સુખો સાથે જોયાં, પણ તે ક્ષણિક સુખનો કોટડીની થડમાં ઘરમાં ચાલતી ઘંટીના ઘોરથી ભંગ થયો, અને તે ઝબકીને જાગી સ્વપ્નાનાં સુખ અને હાલની હાલતનો મુકાબલો કરવા લાગી એટલે તે બેશુમાર ગભરાણી અને જ્યારે ઉચાટ કરી રડીને થાકી ત્યારે ઉપર બતાવ્યા મુજબ ઇશ્વરપ્રાર્થના કરવા લાગી.

આ અનુપમ કુમારિકાનું નામ તેના કહેવાતા બાપ હડમતે "રાણકી" પાડ્યું હતું. જો કાંઈ વિશેષ ફેરફાર ન થાય તો વર્ષોનાં વર્ષો વાત કરતાં વહી જાયછે, અને આપણી "રાણકી" ની બાબ-

તમાં પણ તેમજ થયું. આપણને તેને માંસના લોચા જેવી ત્રણ દહાડાની જોયાને આજ તેર વર્ષ થયાં પણ તેટલામાં તેની સ્થિતિમાં કાંઈ વિશેષ ફેરફાર નહોતો થયો એમ તે હજી હડમતના કબજામાં છે એટલા ઉપરથીજ જાણી શકાએ તોપણ તે આજ આંહિ કેવી રીતે ક્યારથી આવેલી છે તે જાણવું ઘટિત લાગશે. પોતાનું ગામ છોડી હડમત રખડતો ભટકતો કચ્છમાં આવ્યો, ને એ દેશમાં તેણે બાર વર્ષ ગાળ્યાં. જ્યારે તેનું રહેઠાણ કચ્છના તે વખતના પાયતખ્ત કંથકોટમાં હતું ત્યારે ત્યાંના રાજા, રાવ લાખા ફુલાણીના જોવામાં આ કુમારિકા અચાનક આવી. અને તેના મનહર રૂપે તેના મનપર એટલીબધી અસર કરી કે તે તેજ ક્ષણે તેને પરણવાને પ્રતિજ્ઞા કરી બેઠો. કુંભારને બોલાવી પોતાના વિચાર જણાવી સામ, દાન, ભેદ, દંડ કરી તેની હા લેવા આવડ્યું તેટલું કર્યું. પણ પોતાની નાતના શેઠને ઘેર વરાવી માન મેળવવાને હોંશીલા, દીકરીએ દીવા રાખવા, વહેવાણોની ગાળો ખાવાને, વહેવાઈઓને કસુંબા પાવામાં પોતાની આખી ઉમરની કમાણીમાંથી અડધી ઉડાવવાને ખંતીલા હડમતે જુઠો વાયદો દઈ રાત લઈ કાઠીઆવાડનો રસ્તો ઝાલ્યો. તે સીધો મજેવડીમાં આવી અટક્યો ને ત્યાં દોઢ વરસમાં જૂનો પણ થઇ ગયો હતો. લાખા ફુલાણીને તો રાણકીનાં સ્વપ્નાંજ રહ્યાં ને તે મનમાં પરણી મનમાં રાંડ્યો ને આ કુમારિકા તો આજ આંહિ આપણે જોયું તેવી હાલતમાં બેઠી હતી. હજી તેના મ્હોમાંથી પ્રાર્થનાનો છેલ્લો શબ્દ નિકળતો હતો. તેની મનહર આંખોમાંથી મોતી જેવાં આંસુનાં બિંદુ તેના ગુલાબી ગાલ ભીંજવવા માંડ્યાં. તેવામાં સામેની બારીની તરડોમાંથી પ્રકાશનાં પીળાશ પડતાં અથવા સોનેરી કિરણોએ ડોકીઆં કરી સૂર્યનારાયણના ઉદય થયાની વરદી આપી. તે પોતાના નિયમ પ્રમાણે તુરત એ પ્રત્યક્ષ દેવનાં દર્શન કરવાને ઊભી થઇ. બારીનાં બંને કમાડ એક પછી એક ઉઘાડી જાળીમાંથી સૂર્યદેવ ભણી જેવી પોતાની દૃષ્ટિને દોડાવવા ગઈ તેવી તે સાફ નજદીક એટલે નદીના સામા તડ ઉપરજ અટકી અને ત્યાંથી એક કદમ પણ આગળ કે એક હાથ પણ આઘી પાછી જઈ

શકી નહિં. એટલુંજ નહિં પણ કલ્પેલા ઘોડાના રથમાં બેઠેલ માત્ર તેજના ગોળા રૂપ દેવને જોવું ભૂલી જઈ ખરેખરા સૂર્યદેવના ઘોડાની હરીફાઈ કરે એવા ઘોડાને સાથે તે ઉપર સૂર્ય જેવાજ તેજનો પુરૂષના આકારમાં પ્રત્યક્ષ દેવ તેની નજરે પડ્યો. સાધારણ આંખે જોતાં તો આ ઘોડો અને તેનો સવાર સૂર્યદેવના પ્રમાણમાં મહાસાગરના પ્રમાણમાં બિંદુ જેવા હતા; પણ તેની પ્રેમમય આંખોએતો એવુંજ તેજ આ સવારનું જોયું અને તેથી તે ઝંખવાઈ ગઈ. જેમ ગઈ રાતે તેને પ્રિયતમ સ્વામીનાથનું સ્વપ્નું આવ્યું હતું તેમ આ પણ ભ્રમિત આંખ ભૂલાવો ખાયછે એમ તેને કલ્પના થઈ. તેણે પોતાની આંખો ચોળીને પોતે જાગેછે કે નહિં એ વિષે મનથી બરાબર વિચારી સલાહ કરી ફરીથી જોયું તો તેને જણાયું કે ખરેખાત, તે જાગેછે અને સાક્ષાત્ કામદેવ તેના રૂપથી અભિમાન પામેલા મનને ઝંખાવવા આ દૃશ્યમાન થયેલછે. પોતાનાં તમામ સત્કર્મોના બદલામાં તેણે આ ક્ષણે આ સવારનું આંહિ વધારે વાર રોકાવું પોતાના ખરા મદદગાર વિશ્વંભર પાસે માગ્યું, કારણ તે બીજા કોને મોકલીને, કેવી રીત આ સવારને રોકે? અને તે મહાપ્રભુએ સ્વીકાર્યું. પોતાથી ખેંચાઈ એટલી આંખખેંચીને જરા પણ મટમટાવ્યા વિના તેણે આ સવાર તરફ પોતાની દૃષ્ટિ થોભાવી. એટલામાં આ સવાર પોતાના અનુપમ ઘોડા ઉપરથી તેની ગરદન થાપડી ઊતર્યો. પાસેના આંબાના થડથી ઘોડો બાંધ્યો અને પોતે પાણી પાસે જઈ બેઠો. માથેથી સાદી પાઘડી ઉતારી કોગળા કરી દાંત ઘસી મ્હો ધોઈ રહ્યો. એ વખત રાણકી તો તેના દરેક અવયવને જોવામાં પડી હતી.

આ વખત તો તેના ઉપર જગદીશ્વરે પૂર્ણ કૃપા કીધી. ઈશ્વરે તેને જે આંખરૂપ અનુપમ રત્ન આપ્યાં હતાં તેનો આજે સદુપયોગ થયો. તે કૃતાર્થ થયાં અને તેની કદર આજ રાણકીને બરોબર થઈ. ને પોતાના મનહર સવારના વાંકા સુંવાળા ગૌર ગાત્રને દીપાવતાં જુલફાં જુવે કે તેનું તેજોમય વિશાળ લલાટ તથા તેની નીચે મળી ગએલી કમાન આકારની કાળી ભમરો જુવે? તેની રોબદાર લાંબી રતાશવાળી પણ મીઠડી ચંચળ આંખો જુએ કે તેની ફાંકડી વાંકી

મૂછો અને ડોડી વચ્ચેનો શોભીતો ચિબુકનો ખાડો જુવે! તેનું કસરતી કદાવર બદન અને તે ઉપર ચુસ્ત આવેલા સાદા પણ શોભીતા શિકારી કચ્છાઈ પોશાકના દેખાવથીજ પોતે તેનો ઘાયલ શિકાર થઈ પડી અને તેના અંતઃકરણને ભેદી આ તેની મનહર છબી એવી પેશીને ચોટી ગઈ કે તે કદી ઉખડીજ નહિં. પણ આ શિકારીતો શિકાર કરવાજ આવ્યો હતો તેથી જેવા તે પોતાના હાથમ્હો ધોઇ માથે પાઘડી બાંધી તેની ચંચળ આંખોથી આમ તેમ સહજ સાજ જોઇ રહ્યો, પાંજરામાં પુરાએલ પદ્મિનીના હૃદયમાં મોહનાં બાણ અનાયાસ પોતાની અજ્ઞાનતા અને અજાણ સ્થિતિમાં ફેંકી રહ્યો, કે પોતાના વહાલા ઘોડા તરફ પાછો ફર્યો. તેવીજ રાણકી ઝાંખી પડવા, પોતાનું સ્વર્ગનુંસ્વપ્ન પૂરૂંથવા આવ્યું હોય એવું ધારવા, લાગી અને તે એવા સોચ કરતીજ રહી. પ્રભુ કરેને તે ફરીને સામું જુવે! જરા વધારે રોકાય! અરે! તેને ઘોડા ઉપર ચઢતાં પેંગડું તુટે, કે તેનો તંગ તુટે, ને તે દુરસ્ત કરવા નિમિત્તે અચકે! એવું ધારતીજ રહીને ચપળ સવાર લટકતી ચાલે ઘોડા પાસે જઈ તેને છોડી પોતાનો ભાલો, ઉપર છલંગ મારી સવાર થઇ, હાથમાં ઝાલી બીજે હાથે લગામ પકડવા, અરે રે! ચાલવા માંડ્યો. “શું તે જરા પણ પાછું વાળીને નહિં જુવે” આવું રાણકી સોચતી હતી તેવામાં તે અટક્યો, પોતાના ખુબસુરત ઘોડાને પાછો ફેરવી ઊભો, ને ચઢયે ઘોડે ફાંકડી બેઠકથી રાણકીનું મન પરિપૂર્ણ ઘાયલ કરવાને જરા રોકાયો; એવામાં તેની સામે બે સવાર ચાલ્યા આવતા જણાયા તે પાસે આવ્યા તેમના સામું જોઈ આ સવારે સ્મિત હાસ્ય મો મલકાવી કર્યું, ને એ છેલ્લી વખતનો હૃદયભેદક દેખાવ રાણકીની નજરે પાડી તેને પ્રેમપાશમાં કસકસીને બાંધી ઘોડો ઠેકાવતો ગયો તે ચાલ્યોજ ગયો. રાણકીની નજર પડી ત્યાં સુધી તેણે જોયા કીધું. અરે! તેનું ચાલે તો જો તેને પાંખો હોય તો તેની સાથે ઉડતી ચાલી જાય; પણ લાચાર! બિચારી બારીમાં ડોકું ઘાલી ઊભી હતી ત્યાંજ રહી,ને સામે જે ઠેકાણે તેને ઘડી પહેલ તેનો કામદેવ હતો ત્યાં મોટા પથ્થર ને રેતી તથા કાંકરી દેખી ચીડાઇને તેની નજર, જવાયું ત્યાં

સુધી પોતાના પ્રિયતમની વાંસે જઈ પાછી આવી, એટલે તે સ્થંભી આંખો મીંચી મનહરનું ધ્યાન ધરતી પોતાના પલંગપર આવી બેઠી, અનેતે પોતાના મનને મૂર્ખ ગણી સમજાવવાની કોશીશ કરવા લાગી. "અરે! તે કોણ! ક્યાંથી આવ્યો! ક્યાં ગયો? શું એ કોઇ કાળે પણ જણાવાનું છે! નદી ઉપરતો આ વખત કોઈ નહોતું અને કદાચ કોઈ આસપાસ હશે તો તેણે જોયું નહોતું. અને ક્યાંથી જુવે! એવાં ગામનાં ભટકતાં માણસો તો તે જોઇનેજ આવડી થઈ હતી. જે આંખોને ઝાંઝવાં આવતાં સુધી મટમટાવવાની ફુરસદ નહોતી, તેને આસપાસ જોવાનો અવકાશ ક્યાંથી! ખરેખાત તેણે મનહર છબીનું એકજ વૃત્તિથી દર્શન કરવાના લોભમાં તે હમેશને માટે ખોઈ. જો તેણે જરા પણ આસપાસ જોઈ કોઈ ઓળખીતાને જાણી લીધું હોત તો તેને પૂછીને વાકફ થાત, પણ હજી શું વહી ગયુંછે? કદાચ તપાસ કરતાં તે કોણ હતું તે જણાય તો પણ શું તે સ્વતંત્ર છે ? અને કદાચ પોતે સ્વતંત્ર પોતાના મનની માલીક હોય, તોપણ તેના મનહરનારની તોતે માલીક નહોતી. તેના મનથી તો તે એ સ્વારની પાસે તુચ્છ જેવી લાગી એટલે શું ધારવું! આવો ગડમથલ ઘણી વાર કરી પોતે પોતાના મનને સમજાવવા લાગી પણ ફોગટ! તેતો ફરી ફરીને એજ સ્વારનું ધ્યાન, એજ વખતનુ રટણ કરે ગયું. આ કામમાં તે કોની મદદ લે, કોની સલાહ પુછે, પોતાના મનનો ઉભરો કોની પાસે કહાડે! તેણે એક એવાર ઓખાહરણ સાંભળ્યું હતું, અને તેજ મુજબ આ વખત તેની દશા તેના વહાલા અનિરૂદ્ધના એકદમ દર્શન દઈ જતા રહેવાથી થઈ હતી. પણ અફસોસ! તેને ચિત્રલેહા શાણી સખી દુર્ભાગ્યે નહોતી. તેતો નિરાધાર એકલીજ હતી. અરે! પેલા સવારે તો તેનું મોં પણ જોયું નહોતું, તેનું નામ પણ સાંભળ્યું નહોતું, પછી તે શું સંદેસો કોની સાથે કહાવે? "ખરેખાત રૂક્મિણીનું હરણ થયું તેમ હું પણ સંદેસો કહાવું અને તે મારૂં હરણ કરે તો કેવું સારૂં! પણ પ્રભુ! તે તો જન્મની સુખી, રાજપુત્રી, રાજાના ઘરમાં હતી. તેને દાસ દાસીયો પુષ્કળ, પણ હું તો નિરાધાર, એકલી દુઃખી રાંકડી!" આવા વિચાર આણી તે નિરાશ થવા આ દેખા-

વને વિસારવા ઇચ્છતી, પણ પ્રેમમય પોચા હૃદયમાં પેસી ગયેલ છબી, કેમ બહાર નીકળે? છેવટ તેણે પોતાના સાચા સદાના સાથી સર્વેશ્વર ઉપર ચીઠી નાંખી તેને પ્રાર્થના કરવા માંડી, અને માત્ર તેના ભરોંસા ઉપર અલબત જો કે આ સ્વારનું ફરી મોં જોવું પણ અશક્ય હતું છતાં, પરણવું તો તેહેનેજ નહીંતો પ્રાણઘાત કરીને પણ મરવું અથવા ત્યાગી થઈ જવું એવો વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો. અને જેમ જેમ સમય જતો ગયો, તેની વિતેલી બિના સ્વર્ગનું સ્વપ્નું યાદ આવતું ગયું તેમ તેમ તે દૃઢ થતો ગયો—તેનો આ નિશ્ચય બહુ ઘેલો અને વગર વિચારનો હતો. કારણ આ સવાર જાતે કોણ, ગુણે કેવો, શું ધંધો કરનાર, ક્યાં રહેછે, એ કાંઈ નહિ જાણતાં એકદમ દેહાર્પણ કરવાની હામ ભીડવી એ મોટા જુગાર જેવું હતું. અને વખતે તેને એ બધું સમજાતું પણ ખરૂં છતાં, પૂર્વના સંબંધ અથવા તેના ભાગ્યમાંજ કાંઇક એવું નિર્માણ હશે એટલે તે પાછી ફરી ફરીને એજ નિશ્ચય ઉપર આવી, તેમાં શુદ્ધ મનથી સર્વેશ્વરની સહાય દર ક્ષણે કરગરીને માગવા લાગી. પણ તેનું પરિણામ શું આવેછે એ જોવાને આગળ ચાલીએ.

---

## प्रकरण ६ ठुं.

એક ગામ તરફ આપણે સમી સાંઝે નજર કરીયે. સૂર્ય અસ્ત થયાને થોડીજ વખત થયો હતો. ધીમે ધીમે પશ્ચિમ દિશાની ક્ષિતિજમાંથી રતાશ ઓછી થતી જતી હતી, અને એક પછી એક તારાઓ નજરે પડતા હતા. આકાશ સ્વચ્છ હતું. પવન હજી બરાબર ઠંડો થયો નહોતો. વખત જતો તેમ અંધારૂં વધતું જતું હતું, તેમાં ગામમાં થયેલ ધુમાડો અને જંગલમાંથી આવતાં જાનવર અને માણસના પગરવથી ઉડતી ધૂળથી એટલો વધારો થયો હતો કે પાંચ હાથ દૂર ઉભેલ માણસ બરાબર ઓળખી શકાય નહીં. બે મોટાં લાકડાં ઉભાં કરી તે ઉપર બાંધેલ શીધરીના તોરણ વાળા ઝાંપા આગળ ભીડ સામટી હતી. આખા દિવસની સખ્ત મહેનતના થાક અને તાપથી

કાયર થએલા ખેડુતો, મોટે સાદે દુહા ભજન અને રાસડા ગાતા, પાવા વગાડતા, વાતો કરતા અને કેટલાએક મુંગા, કેટલાક આનંદથી ઘર તરફ ઉતાવળે પગે ચાલતા, શીંગડાં હલાવતા બળધ અને ઘા-ધડીયાઓને હાંકતા, કેટલાક હળીયાં અને સાંતેડાં હાંકતા, કેટલાક ગાડાં હાંકતા એક પછી એક સામટા ચાલ્યાજ આવતા હતા. તેથી ગામ મોટું હોય એમ જણાતું હતું. આખલાઓ મસ્તી કરતા, ગાયો દોડતી, વાછડાં, પાડાં કુદકા મારતાં અને રમતાં ટોળાબંધ ગામમાં દાખલ થતાં હતાં. બકરાં અને ઘેટાંનાં ટોળાંને મોટી ડાંગ વાળા ઊંચા મજબુત રબારીયો પોતાના વાડામાં પૂરવાને લાવતા હતા. અને આખો દિવસ છૂટાં ચર્યા બાદ હવે તેમને કેદ પુરાવાનું હતું, તેથી તેઓ ધીમે ધીમે ખોટાઈ કરતાં ચાલતાં હતાં. પ્રખ્યાત ગીરની હાથણિયો જેવી કાદવમાં તરબોળ થએલી ભેંસો પોતે વધારે દૂધ દેતી તેથી જાણે મગરૂર હોય તેમ ધીમે ડોલતી ડોલતી જતી હતી. કેટલાક ખેડુતો ભારા બાંધીને, કેટલાક દાંતી કોદાળી પાવડો વગેરે લઇને આવતા હતા. ચોતરફથી જુદાં જુદાં ઢોરાંઓનો અવાજ આવી રહ્યો હતો. અને તેઓની ઝાંપા પાસે એટલી બધી ભીડ થઇ હતી કે, મોટા માણસને પણ એકદમ લાકડી વિના ગામમાં પેસવું સલામતી ભરેલું ન લાગે. ઠાકરમંદીર અને શિવાલયમાંથી નગારૂં શંખ અને ઝાલરનો અવાજ આવતો હતો, તેથી ત્યાં આ-રતી થતી હોય એમ જણાતું હતું. ગામને પાધર નદી ધિમા વેગ-થી વહેતી હતી, તેમાં ઉપરનાં તમામ ઢોરો પાણી પીને ચાલ્યાં જતાં હતાં. નદીના સામા કિનારા ઉપર નાંનાં મોટાં ઝાડો હતાં, અને ગામ તરફ એક મોટા મંદીરની પછીત પડતી હતી, તેમાં એક મોટી બારી મુકેલી હતી. આ મંદીર મોટું હતું અને તેમાં આસપાસ ધર્મશાળા હતી ને તેમાં ગીરનારની યાત્રા કરવા આવનારા તથા બીજા મુસાફરો આવતે જતે ઉતરતા હતા. એ મંદીરમાં પણ આ વખત આરતી થવા લાગી કે તુરત આસપાસના ઘરોમાંથી તથા રસ્તે જતાં આવતાં ભાવિક માણસો "બાવાજી જે સીતારામ" કહેતા દાખલ થતા હતા. અને થોડા થોડા દાણા મંદીર આગળ

વેરી હાથ જોડી હોઠ હલાવતા દેવ સામા ઉભા રહેતા હતા. નાંનાં છોકરાં પણ એકદમ દોડી આવ્યાં. એક ખૂણામાં લાકડાની તરખટીપર પડેલ નગારૂ ઠોકવા લાગ્યો. બે જણે ઝાલરો ઊંચકી લઈ લાકડાની મોગરીથી વગાડવા માંડી. મંદીરનો સાધુ શંખ ફૂંકવા લાગ્યો અને એક માણસ મંદીરમાં બાંધેલ ઘંટ વગાડવા મંડ્યો. મંદીરનો મુખ્ય સાધુ જમણા હાથમાં પાંચ બત્તીવાળી આરતી તથા ડાબા હાથમાં મોટો ઘંટ લઈ આરતી ઉતારતો હતો. ત્રણેક મિનિટ આરતી કીધા બાદ દેવવાળા ઓરડામાંથી બહાર નીકળ્યો. હનુમાનજીના મંદીર તથા તુળશીના કચારા પાસે જઈ થોડીવાર આરતી હલાવી પાછો આવ્યો. આરતી હેઠી મુંકી અને એક નાના પુજાના શંખમાં પાણી ભરીને તેમાંથી આંગળાંમાં લઈ દર્શન કરવા આવનારા લોકો ઉપર છાંટ્યું એટલે બધાએ પગે લાગ્યા. વાજીંત્ર વાગતાં બંધ થયાં, કેટલાક સ્તુતિ કરવા અને કેટલાક દંડવત્ કરવા મંડ્યા. એક સાધુએ આરતી હાથમાં લઈ તમામ લોકોને વંદાવી અને છેલ્લે તે અને મંદીરના બધા સાધુ એક અવાજે "સબસંતનકું જે જે સીતારામ" એટલે દર્શન કરવા આવેલાં માણસો "બાવાજી જે સીતારામ કહેતા ઊંબરમાં પડેલ પંચપાત્રમાંથી ત્રણવાર પાણી લઈ પીતા, કેટલાક બાવાજી પાસેથી તુળશીનું પાંદડું માગી લઈ તે વંદીને ખાતા વેરાવા લાગ્યા. લાંબે સાદે કેટલાક સાધુ આમ તેમ ફરતા ધૂન ગાવા લાગ્યા અને મુખ્ય સાધુએ દેવ મંદીરનાં બારણાં અટકાવ્યાં કે તુરત મંદીરના ડહેલામાં ઘોડાની પડઘી સંભળાણી એક સાધુએ "કોણછે" એવું પૂછતાંજ એક પછી એક એમ ચાર સ્વારો અંદર આવ્યા, અને તેમાંના એકે જવાબ દીધો "વટેમાર્ગુ" સાધુએ ફરીથી પુછ્યું "કયુંગામ" તેનો જવાબ દીધો કે "સિદ્ધપુર પાટણ" આ સવારોના હાથમાં રૂપેરી હુક્કા હતા, અને તે ઉપરના તગતગતા અંગારા દૂરથી દેખાય એવા હતા. તેઓની પાસે ભાલા પીઠ ઉપર મોટી ઢાલ અને કમરે રૂપેરી તલવાર તથા કટારી બાંધેલી હતી. ચારે એક સરખા પોશાકના, એક સરખા દેખાવના, એક સરખી ઘોડીયો ઉપર ચઢેલા હતા. આ ઘોડીયો રૂપાળી મજબુત

અને પાણીદાર હતી, તોપણ આ વખત તેઓ સ્થિર ઉભેલી અને થાકી ગયેલી જણાતી હતી, તેથી તેઓ દૂરથી મોટી મજલ કરી આવેલા હોય એમ લાગતું હતું. તેઓના લાંબા પટાની આસપાસ ગાલ ઉપર તથા કપાળ ઉપર કાળાશ હતી તેથી તેઓએ ઘણા વખત સુધી તડકો ખાધેલો હોય એમ જણાતું હતું. ધીમેથી તેઓ એક પછી એક ઘોડીયો ઉપરથી ઉતર્યાં, હુક્કા બાજુએ મૂકી ઘોડીયોને તોબરામાંથી મેખો કહાડી બાંધી, અને ભીડો ઉતારી પાસેની પડાળીમાં મુકવા લાગ્યા કે, મંદિરના એક બાવાએ દીવો લાવીને ગોખલામાં મુક્યો. સવારોએ ભીડ છોડી ગાદીયો પાથરી અસીસે પોતાનો સામન અને તેની પાસે હુક્કા મુકયાં. ખીંટીયો ઉપર હથીયાર વળગાડ્યાં, અને કમર છોડી ઘોડીયો ઉપરનો સામાન ઉતારી નાંખ્યો. મુખી બાવાજીએ ઠાઉકા મીજમાન જાણી ધીમે ધીમે તેમનાથી વાતચીત કરી વાકફ થયા. તેથી પોતાના ઘાસના ઓરડામાંથી કઢાવી ઘાસ નંખાવ્યું. ઘણા આગ્રહથી મંદીરના કોઠારમાંથી બાજરી કાઢી ઘોડીયોને તોબરા ચઢાવ્યા. હવે મીજમાનોને નિરાંત થઇ. ગામમાં આવતાંજ સારો સતકાર મળ્યો તેથી શુભ શુકન થયા માની મનમાં આનંદ પામ્યા, અને બીજાં લૂગડાં ઉતારી, પોતડી, બંડી તથા માથે ફેંટો બાંધી બાવાજી પાસેથી ચોખ્ખું પાણી માગી લીધું. બાવાજીએ રોટલા કરવા ઘણો આગ્રહ કર્યો પણ તેઓ થાકેલા બેવખતા આવ્યા હતા તેથી પાસેનો નાસ્તો ડબાઓમાંથી કાઢીને ખાધો. થોડું પાણી પીધું અને ફરીથી હુક્કા ભરી નિરાંતે હુક્કા પીતા વાતો કરવા મંડ્યા.

આ ગામ મઝેવડી હતું. હડમતને મઝેવડીમાં આવી વસ્યાને થોડા દહાડા થયા હતા, તેવામાં પાટણના ચાર ભાટ ત્યાં ફરતા ફરતા આવ્યા હતા. તેમના જોવામાં આ છોકરી આવી તેથી તેઓ ઘણાજ વિસ્મિત થયા. તેઓએ સ્વરૂપ, ચાલ અને ડોળ ડાળ ઉપરથી તેને પદ્મણી માની તેને ધારીને જોઇ ઇશ્વરની કુદરતનાં વખાંણ કર્યાં, અને આનંદ પામ્યા. શંખણી, ચિત્રણી અને હસ્તિની જાતની સ્ત્રીઓ તેઓએ જોઇ હ-

તી પણ આજ પર્યંત તે કોઈ પદ્મણી શાસ્ત્રમાં લખ્યા મુજબ ન- હોતી જોઇ તેથી આ કળિયુગમાં તે નહીં હોય અથવા એવી સ્વરૂપા સ્ત્રી હોતીજ નહીં હોય એમ તેમનું માનવું હતું, તે ખોટું પ- ડ્યું. ફરીફરીને એક બીજાને પૂછીને તેઓએ પદ્મણીનાં ચિન્હ સં- ભાર્યાં અને તે તમામ આ કુમારિકામાં દીઠાં, તેથી પોતાના મહા- રાજા સિદ્ધરાજ જયસિંહ સોળંકીના યોગ્ય આ કન્યા ધારી પૂર્ણ આશા અને ઉલટભેર પાટણ તરફ ગયા. ત્યાં પહોચ્યા અને દ- રબારમાં ઉતર્યા. પોતાના દસોંદી ભાટ હોવાથી સિદ્ધરાજ તેમને વધારે ચાહતો અને માન આપતો અને આ વખત પણ તેમજ થયું. હમેશ મહારાજા જે રાણીને મ્હેલ જમવા જાય, ત્યાં આ ભાટો પણ સાથે જાય તેથી તેમના જોવામાં તે રાણી આવે. પણ જમી રહી- ને તેઓ બહાર નિકળે ત્યારે એક બીજાના સામુ જોઇ માથું ધૂ- ણાવે. દરરોજ આમ થવા લાગ્યું તેથી મહારાજાને કાંઇ નવાઇ લાગી અને તેણે મુખ્ય ભાટને તેમ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે તે- ણે ઘણીવાર આનાકાની કર્યા બાદ કહ્યું "મહારાજા આપ રાજા- ઓના રાજા છો. માળવા, કચ્છ, મેવાડ, કાઠીયાવાડ અને દક્ષિણ સુધી આપની આણ વર્ત્તાય છે. આપ પૂર્ણ પ્રતાપવંત બીજી બ- ધી રીતે ભાગ્યશાળી છો. પરંતુ આપને મોટામાં મોટું સ્ત્રીસુખ પ- રીપૂર્ણ મળ્યું હોય એમ અમને લાગતું નથી. જ્યાં સુધી આપ ચ- ક્રવર્ત્તી રાજાના ઘરમાં પદ્મણી પટરાણી ન હોય ત્યાં સુધી તમા- મ રાજદરબાર સૂનું સમજવું. અમે આવ્યા ત્યારથી જોઇએ છીએ કે આપની એકે રાણી પૂરી પદ્મણી નથી. અને તેથી અમે એક બી- જાને ઇશારેથી કહેતા હતા. આજ આપે પૂછ્યુ ત્યારે લાચારીએ કહેવું પડ્યું અન્નદાતાજી ક્ષમા કરજો. આપ અમારા કરણ છો. ધર્મરાજ છો, પાલન કર્તા છો, તેથી આપને સર્વ રીતનાં સુખમાં જરા પણ ન્યૂનતા હોય ત્યાં સુધી અમને રાહત વળે નહિ." આવી રીતના ભાટના બોલવાથી અને તેણે પદ્મણીનાં ચિન્હ રૂપ આદિ વિસ્તારથી કહ્યાં તેથી, મહારાજાની વૃત્તિ તેની વાત તરફ વિશેષ ખેં- ચાઇ. તેની એવી સ્ત્રી મેળવવાની ઉત્કંઠા જાગૃત થઇ અને તેથી

ભાટોને સારી પેઠે લાલચ દઇને સમજાવીને પોતાને સારૂ પદ્મણી શોધી લાવવા કહ્યું. પ્રથમ તો ભાટોએ "આ વખતમાં મળવી કઠણ છે. ક્યાં હોય! કેમ ગોતાય?" વીગરે કહી ભાવ ખાધો, પણ સારી ખેંચતાણ કરી અંતે એવી કન્યા શોધી કહાડવા પોતાને માથે લીધું. મહારાજાએ દેશાંતરમાં ફરીને પણ પદ્મણી શોધી તેની સાથે સગાઇ કરી લગ્નનો દિવસ ઠરાવીને પાછું આવવા પુષ્કળ ધન સામાન આપી વિદાય કર્યા. પણ ભાટોએ તો આગળથી પદ્મણી ગોતીનેજ વાતનો આદર કર્યો હતો, તેથી પોતાને તે શોધતાં ખૂબ મેહેનત પડોચી એવો ભાવ બતાવવાને આમ તેમ અથડી એજ મઝેવડી ગામમાં આજ રાતે આવી પહોચ્યા અને આપણે આજે મંદીરમાં ચાર માણસને ઉતરેલા જોયા તે તેઓજ હતા.

લાંબી મજલના થાક તથા ઘણા દિવસના ઉજાગરાથી ભાટોને એવી મિઠી નિદ્રા આવી ગઈ હતી કે, ઘડી દિવસ ચડ્યા પછી મંદીરમાં મંગળા થઈ, અને સાધુએ આરતી થતી વખત નગારૂં જોરથી ધધડક ઠોક્યું, ત્યારે તેઓ જાગૃત થયા. હરિ સ્મરણ કરતા આંખો ચોળતા અને મંદીર સામું જોઈ આંખો ઉઘાડી હાથ જોડતા તેઓ એક પછી એક બેઠા થયા અને ભીડામાંથી કળશ્યો તથા અકેકું ધોતીયું કાઢી નદી તરફ ચાલ્યા. ધોતીયાં ધોઈ દાતણ પાણી કરી ઝાડે જંગલ જઈ આવી ન્હાઈ ધોઈ સ્વચ્છ થઈ તેઓ ઉતારે આવ્યા. અને મુખી બાવાજીને કહી હજામતને તેડવા એક સાધુ મોકલ્યો. એવામાં ગામનો પટેલ પણ દર્શન કરવા આવ્યો. તેણે જથર પથર ઢીલી કાછડી ને તેનો એકજ છેડો ખોસીને જાડા લુગડાંની પોતડી પહેરી તે ઉપર દોરાનો કંદોરો બાંધ્યો હતો. માથે એક ફાળીયું તથા દીલમાં પાસાબંધી બંડી પહેરી હતી. ગળામાં માળાનો કંઠો ને હાથમાં પણ એક માળા હતી. દેવના ઓરડા પાસે આવી ભોંય માથું અડાડી ત્રણવાર પગે લાગ્યો. ઉંબરમાં પડેલ ગોપીચંદન વાળા કાચલામાંથી કપાળમાં ધોળું ટપકું કર્યું, અને ગળે તથા કાંને પણ ધોળા ડાઘા કર્યા. એવામાં મુખી બાવાજીએ તેને જોડેના ઓરડામાં બોલાવ્યો. એક ખજુરીનાં પાતરાંની વણેલ સાદડી નાંખી બાવાજી

પટેલ તથા મુખ્ય ભાટ બેઠા, એવામાં હડમત પણ આવી લાગ્યો ને પટેલને રામ રામ તથા બાવાજીને "જેસીતારામ" કહી બેઠો. પણ તેણે પ્રથમ ભાટ પોતાના ગામમાં આવ્યા, છોકરીને ધારી ધારીને જોઈ ગયા એ બધું જાણ્યું હતું તેથી, અને આ વખત પોતાને તેડવા આવનાર સાધુથી પણ માહિતી મેળવી હતી, તેથી પોતાને શા માટે બોલાવેલ છે એ સમજ્યો હતો. બાવાએ ચુપચાપ ભાગી અને બોલ્યો "હડમત તારી દીકરીની હવે તારે સગાઈ કરવી છે કે નહીં? ભુંડા! બાર તેર વર્ષની તો કરી હવે કેવડી મોટી કરીશ? દીકરીની જાત ઉક-રડા જેવી, તેને વધતાં વારશી? રાતે વધે છે તે જુદી અને દહાડે વધે છે તે જુદી. હવે એમ તે કેટલાક દિવસ રાખીશ? કેમ પટેલ બોલતા નથી!" પટેલે પણ સાક્ષી પૂરી અને બોલ્યો "હા મોટાં છો-રૂ સાસરે શોભે." હડમત ધીમેથી બોલ્યો "મહારાજ મારો પણ વિ-ચાર તો ઘણા દહાડાથી છે. અને સગપણે ગોતું છું. પણ કોઈ વર ઘર બરોબર મન ગમતું હજી મળતું નથી. તમે જાણો છો કે અમા-રી નાતનાં સારાં વભાવાળાં ઘર તો જુનાગઢ, સોમનાથ પાટણ અને વંથળીમાં છે, અને ત્યાં મેં સંદેસાએ કહેવરાવ્યા છે." બાવાએ વધારે શબ્દો તેને ન બોલવા દેતાં પોતે બોલી ઉઠ્યો. અરે તને વર ઘર ને નાત જાતનું શું કામ છે? તારાથી હજાર વાર સરસ ઈંદ્ર રાજા જે-વો વર બતાવીયે પછી કેમ? હડમતે જવાબ દીધો, "ના અમારે ઈંદ્ર રાજા જેવા વર ન જોઈએ, મારા સમજવામાં વાત બધી આવી છે. પણ તમે નથી જાણતા કે મેં લાખા ફુલાણીને પણ ના પાડી છે, તે ફકત મારી નાતનો ગોતવા? અમારે મોટાનાં કામ નથી. મોટા કો-ઈ છોકરી નહી દે. રૂડા પ્રતાપ નાતના. માટે તમારે એ ભાંજગડ તો કરવીજ નહિ." હવે ભાટથી રહેવાયું નહિ, અને તેથી તે બોલી ઉઠ્યો. ભાઈ તું ધભરાયછે શાને? એકવાર મારી વાતપર ધ્યાન આપીને પછી તારે કહેવું હોય તે કહેજે. તું તારી દીકરી તારા નાતીલાને દેવા ચાહે છે તેમાં તારી ભૂલ છે. એમ કરવાથી વાંસેથી તને તારી મૂર્ખાઈ જ-ણાશે, ઘણો પસ્તાવો થશે અને એ કુમારિકાનો તને નિસાસો લાગશે. તું વિચાર કર કે એ અપ્સરા રાક્ષસી કદના કાળા જડ-

સાને યોગ્ય છે ! એ સુકુમાર નાજુકડી માટી ખોદવા, તડકો ટાઢ વેઠવા અને મજુરી કરવા શક્તિવાન છે? એનું શરીર એનો ધાટ જોતાં સાફ જણાશે કે એનાથી તારા ધંધાની કશી મેહેનત થવાની નથી. તેથી તું જેને દઇશ તેને બોજારૂપ થઈ પડશે. તેને બેઠે બેઠે એ બાઇનું પેટ ભરવું આકરૂં લાગશે, તેથી એ પરાણે એની પાસે મહેનત કરાવશે, અને તેમ કરતાં એ કુમળું ફૂલ ઉલટું કરમાઈ જશે. એ નાજુક વેલી ઉલટી લચકાઈ વધારે ભારથી તૂટી જશે. બિચારી અબળા અપાર કષ્ટ પામશે, ત્યારે તને અંતઃકરણથી શ્રાપ દેશે, અને અંતે મરશે, તેથી મહા પાપ લાગશે. તું એ કાળું કર્મ કરવાથી, એ બાઇનો ભવ બગાડવાથી એને કષ્ટ આપવાથી, કેટલો પાપી થઇશ ને ક્યાં છુટીશ? વળી એથી તને બિજો કશો લાભ થવાનો નથી. પાંચ પૈસા કમાયો હઇશ તે લગનમાં વાવરીશ એટલે પછી ખાખી થઈ રહીશ. તું અજ્ઞાન છે એટલે કાચનો કટકો ગણે છે અને તેથી ગધેડાની ડોકે બાંધવા ચાહે છે, પણ તારે હાથ એ ખરૂં રત્ન આવેલું છે. તેની જો તને કિંમત ઉપજાવતાં આવડશે તો તું ન્યાલ થઇશ. તું ન જાણીશ કે એ સેહજસાજ માણસ છે. ધારીને જો તો માલુમ પડશે કે એ દેવીનો અવતાર છે. માટે એને ખોટે ઠેકાણે નાખીશ તો તારૂં સત્યાનાશ વાળી નાંખશે. વિચાર કર કે એના જેવું આખા ગામમાં બલકે આખા દેશમાં કોઈ છે? એના જેવું રંગમાં- શરીરના ધાટમાં, મુખના સ્વાશમાં, ગળાના રાગમાં- વાણીની મિઠાશમાં, આંખના તેજમાં, ચહેરાની કાન્તિમાં, અને બીજી એકે વાતમાં એની સમાનતા કોઈ કરી શકે એમ છે? અને નથી, ત્યારે તું નક્કી માન કે એ સાધારણ માણસ જેવું માણસ નથી, અને માટેજ અવતારી કુમારિકા છે. તું એને માટે રખડે છે અને હજી રખડીશ, નહીંતો વેળાસર માની જા. એ દેવીને યોગ્ય રાજ્યાસન પર પધરાવી દે. એ સેવા કરવાને નહીં પણ સેવા કરાવાને સૃજેલી છે, એમ તેનું શરીર, તેના બંધારણ અને ધાટથી આપોપી કહી આપે છે. કુંમારને વરાવતાં ખરચ થશે તેને બદલે અમારૂં કહ્યું માનશ તો તારા ભવની ભાવટ જશે. તારે નહીં માટી ખોદવી

પડે કે નહીં મજુરી કરવી પડે. નહીં ગધેડાં પાળવાં પડે કે નહીં વેઠ બેગાર કરવી પડે. એકદમ સુખી થઈશ, લક્ષ્મી ચાંડલો કરવા આવે ત્યાં મોં ધોવા ન જઈશ. એ દેવીને તેં પાળીને મોટી કરી તેના બદલામાંજ તેણે અમારા મનમાં પ્રેરણા કરી છે. અમે અમારા મહારાજાને વાત કરી છે, અને તેણે અમારૂં કહેવું તુરત માન્ય રાખ્યું છે. આટલું બધું તેણે તારે સારૂં કર્યું છે. તેથી પ્રેરણાથીજ આ બધું થયું હશે ને હવે તને એ બદલો આપવા પોતાની મરજીમાં આવે ત્યાં યોગ્ય જગ્યાએ જવાનું કરે છે, ત્યાં તું આડો થઈશ તો માર્યો જઈશ. વિચાર કર. નહીં તો તું ક્યાં ને ક્યાં અમે? ક્યાં કંથકોટ ને ક્યાં મઝેવડી? ક્યાં પાટણ ને ક્યાં આ મંદીર. તું કુંભાર જાતનો છે. કુંભારથી સોળંકી કાંઇ જાય! ત્યારે તને એ વાતથી પણ શું અડચણ છે? તારી નાતમાં તારી ઈજત વધશે. તું ચાહીશ તે થશે. તને નાતનો મૂખી કરાવશું અને બધી રીતે તારી મનકામના, આ સંસારનું સુખ પૂર્ણ થશે. માટે તું અમારૂં કહ્યું સ્વીકાર. અમારો આભાર માન અને અમારા મહારાજાધિરાજ શ્રી સિદ્ધરાજ જયસિંહ સોલંકીને તારી પુત્રી દે. તું એ મહારાજાના નામ, સત્તા, રાજ્ય, વૈભવ અને કીર્તિથી સારી રીતે વાકેફ હઈશ. માળવાથી દક્ષિણ સુધીનો એ રાજા છે. સામટા રાજાઓ તેના તાબામાં છે. તેની દોલત સમૃદ્ધિથી વિશ્વ વાકેફ છે. વિચાર કર કે તું જાગેછે કે ઉંઘેછે. એક રાંક કુંભાર મજૂરે તેની પુત્રી વેરે રાજાઓના રાજાનું માગું! તારા ઉપર ઈશ્વર પ્રસન્ન થયા. તારે આજે સુનાનો સૂર્ય ઉગ્યો. આજ તારાં નસીબ ખૂલ્યાં. તું સમજ કે આ વાત પાર પડવાથી તારી દીકરી મહારાણી થવાથી તારા કુળનો અને તારા ગામનો ઉદ્ધાર થશે. તું પણ એક રાજા થઈશ. માટે માન. આવો સારો અવસર હાથે કરીને ન ખોઇશ. તું કદી અમારૂં કહ્યું નહિ માને તોપણ તારે કન્યા તો દેવી પડશે. એ રાજાધિરાજનો એક સરદાર આવશે તો તારા આખા ગામને મારી પળમાં તારી પાસેથી એ અપ્સરાને લઈ જશે, ત્યારે તું હાથ ઘસતો રહીશ, માટે હવે તેમ ન થવા દેતાં ખુશીથીજ માન. અને એ કુમારીકાનું મન

માન્યું થવા દે. નહીંતો તારૂં મૂળ નાબુદ થશે. જેનાથી મહા દુઃખ પામી મર્યો જઈશ ને અંતે પણ એ બાળાના ભાગ્યમાં તો રાજ્ય લખ્યુંજ છે. રાજાની મહારાણી થવાને દેહ ધારણ કર્યો છે, તે પાર પડવા દે. અનુપમ અપ્સરાને ઇંદ્રથી વરવા દે. સુખ ભોગવવા પેદા થયેલ સુકુમાર બાળાને સુખ માણવા દે. અમુલ્ય રત્નને રાજ દરબાર શોભાવવા દે. ચક્રવર્તિ રાજાને જન્મ આપનારી સ્ત્રીને રાજમાતા થવાને રાજમહેલમાં જવા દે. ને ભાગ્યશાળી દેવીને સિદ્ધરાજ દેવને વરવા દે.” ભાટનું આવું બોલવું સાંભળી કુંભાર થોડીવાર ચૂપ રહ્યો. તેના મનપર આથી સારી અસર થઈ તુરત તે ઉઠ્યો. પોતાને ઘેર પોતાની સ્ત્રીની સલાહ લેવા ગયો અને થોડીવારમાં પાછો આવ્યો. તેના વિચાર ભાટના બોલવાથી બદલાયા. તેણે જાણ્યું કે કંથકોટથી નાશીને અને આંહીંથી હવે ઘરબાર છોડી ક્યાં જાઊં. અને ક્યાંહીં જાઊં તો પણ રાજા સિદ્ધરાજનો ચોર થયો તો પાતાળમાંથી શોધી કહાડશે. સજા કરશે ને બળાત્કારે પુત્રી લેશે, તેના કરતાં રાજીખુશીથી, હા પાડવી ઉત્તમ છે. વળી રાજાના સસરા થવાની હોંશ, તે ઉપરથી બંધાતા વિચાર, સુખો મળવાના ચિતાર તેના મનપર એટલા બધા આવ્યા કે તે રાજી રાજી થઈ ગયો. ભાટોને હા પાડીને પોતાને ઘેર ચારે જણને તેડી જઈ બ્રાહ્મણ પાસે કંસાર રંધાવી જમાડ્યા. ભાટોએ પોતાની પાસેથી થોડી સોનામોહોરો તેને પુત્રીને ભણાવવા યથાયોગ્ય વસ્ત્રાદિક કરવા તથા તુટીફુટી હાલત સુધારવા આપી. આ પીળા સોનાના ગોળ કટકા જોઈને કુંભારણ તો જાણે ઘેલીજ થઈ ગઈ! તેને વારંવાર મનમાન્યું ખાવા પીવા ઓઢવા પહેરવા અને સુખથી આખો દિવસ બેશી કે સુઈ રહેવાના, પોતા સારૂ પોતાની દીકરી પાસેથી અમુક ઘરેણાં ઘડાવવાના અનેક વિચાર આવ્યા. અને કુંભારની પણ એજ સ્થિતિ થઈ. વાત બધા ગામમાં પ્રસરી, અને પ્રથમ તો લોકોએ ગપ માની, પણ જ્યારે તેમણે ભાટો જોયા ત્યારે ખાતરી થઈ. લોકો વારંવાર કુંભારનાં અને તેની છોકરીના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. અને જેને કાને વાત ગઈ તેની આશ્ચર્યતાનો પાર રહ્યો નહિ. ટોળેટોળાં કુંભારને વધામણી દેવા આવવા માંડ્યાં

અને તેના ઘરમાં એક મોટો મેળો થઈ રહ્યો. હડમતીયો મટીને એક ઘડીમાં હડમતભાઈ થયા. પટેલ અને ગામના સારા માણસો જે તેની પાસે પાણી તથા ચલમો ભરાવતા, વખતે પગ ચંપાવતા તે તેને પ્રેમથી બોલાવવા એક મિત્ર તરીકે ગણવા અને તેની મહેરબાની ઇચ્છવા લાગ્યા. ગામનાં બૈરાંઓ પણ કુંભારણને વધામણી દેવા આવ્યાં. રાણકી મટીને રાણકબાઈ થએલ કન્યાને ધારીધારીને જોવા લાગ્યાં. તેને પરાણે બોલાવવા તેનાથી બની શકે તો સ્નેહ કરી, રાખવા અને તેને જોઈ ગામની કહેવાતી રૂપાળી કુમારિકાઓ મનમાં અદેખાઈ કરવા લાગી.

આ પ્રમાણે ભાગ્યદેવીની કૃપાથી પુરૂષના કર્મ આડું પાંદડું હતું તે ઉડી જવાથી અણધાર્યો કદિ નહીં મનાય એવો ફેરફાર કુંભારના ઘરમાં થઈ ગયો. ઇશ્વરની ગતી ન્યારી છે. તે રાંકનો રાજા ને તરણાનો મેરૂ પળમાં કરી પોતાની કુદરતના ચમત્કાર માણસના મનપર આથી પણ વધારે મોટા દાખલા બતાવી ઠસાવે છે.



## प्रकरण ७ मुं.

એક સપાટ મેદાનમાં ટેકરી અથવા ગોઢ ઉપર એક નાનું કિલ્લાબંધ મકાન ઇંટો તથા ચુનાથી ચણેલું હતું. તેના મધ્ય ભાગમાં પથ્થરનું કોરણીદાર દેવાલય ઊંચા શિખરવાળું હતું, અને તે ઉપર ભગવા રંગની ધજા પવનના આવવાથી ફરકતી દૂરથી નજરે પડતી હતી તેથી તે શિવાલય છે એમ દરેક હિંદુ ધર્મ માનનાર સમજી શકે. આ મકાનની આસપાસ લીંબડા, ગુંદી, આંમલી વગેરેનાં છુટક ઝાડ મોટા મોટા થોર અને કેરડાનાં ગુંડાં અને નાંની બોરડીઓ તથા જંગલી છોડ ઉગેલા હતા. મકાનની સામે એક નાનું તળાવ ચોતરફ ચુના અને ઇંટોથી બાંધેલું સમચોરસ હતું. તેમાંનું પાણી લીલું છમ તથા પીતાં સૂગ આવે એવું થઈ ગયું હતું. કિનારે આવેલ ઝાડનાં પાંદડાં કચરો અને લીલ તેમાં પુષ્કળ હતી, અને તેથી મોહ્ટે ઝીણી જીવાતની પણ કાંઇ ખોટ નહોતી. મકાન પાસે ઉભા રહી ચારે

તરફ નજર કરતાં નજદીકમાં નાનાં મોટાં એઉલ ખેતર અને કેટ-લીક તરફ પડતર સુકી ઘાસ, અને લીલા જવાસાનાં ઝાયાં, તથા દૂર છુટક છુટક ત્રણે બાજુએ થોડે થોડે અંતરે નાનાં ઝાડનાં જુથ નજરે પડતાં હતાં, અને તે વસેલાં ગામ હોય એમ અનુમાન થતું. અને ચોથી બાજુએ પૂર્વથી પશ્ચિમ સુધી અર્ધગોળાકારમાં લાંબી ગયેલી ઝાડોની ઘટ્ટહારમાં મ્હોટી હવેલીઓ અને મેહેલોનાં મથાળાં તથા અગાશીયો અને દેવાલય મંદીરોનાં શિખરો ઝાંખાં વચમાં વચમાં નજરે પડતાં હતાં. આ દેખાવ એટલો બધો ભવ્ય હતો કે તે કોઈ મોટું શેહેર છે એમ અજાણ્યા માણસને પણ જોતાંવેંત સમજાય. આ મકાનને એક ચોરસ દરવાજો મોટા કમાડવાળો તળાવની સામે હતો. માંહે પેસતાં સામું શિવાલય તથા તેના બહા-રના ખંડમાં પોઠીયો તથા ટાંગેલ ઘંટ, અને અંદરના ભાગમાં પી-ળની જળાધારીમાં વેંત ઊંચુ શિવલિંગ હતું. તે ઉપર પાણીથી ભ-રેલ ત્રાંબાનું માટલું નીચે ઝીણા કાણાવાળું હતું, તેમાંથી પાણીનાં ટપકાં મહાદેવના લિંગ ઉપર પડ્યા કરતાં હતાં. આ મૂર્તિ ઉપર ચંદન લગાવેલ તથા બીલીનાં પાંદડાંને કરેણ તથા ધંતુરાનાં ફુલ પડેલાં હતાં, બાજુએ લાકડાની દીવી ઉપર ઘીનો દીવો બળતો હતો તેથી તથા પાસેના ઠીકરાના ધુપીયામાં ધુપ સળગતો હતો, તેથી હાલ કોઈ માણસ ત્યાં પુજા કરીરહ્યો, એમ જણાતું હતું. દેવળની આ-સપાસ ફરતાં ત્રણે બાજુએ ધાબાદાર ઢાળીયાં હતાં, અને તેમાં રાખના ઢગલા, છાણાના કટકા ને કચરા શિવાય બીજું કશુંનહોતું, તેથી અજાણ્યો માણસ અંદર આવતાં ધબરાય અને ત્યાં કોઈજ નહિ રેહેતું હોય એમ અનુમાન કરે, પણ જ્યારે તેની દરવાજાના મેઢા તરફ દ્રષ્ટી જાય, ત્યારે તેને ખાતરી થાય કે પુજારાનું રેહે-ઠાણ એજ હશે. મેઢાને માથે છાપરૂં તથા ચારે તરફ ચાર બારીયો હતી ને એક ખૂણામાં દાદર હતો.

આ મેઢામાં સવારના આઠ વાગ્યાના અરસામાં બે માણસ બેઠા હતા. તેમાંનો એક માણસ પચાસ વર્ષનો, ડાઢી મુછ વિનાનો બોડા માથા, કોરા કપાળ ને ભગવા ઝુરખા વાળો, એક મૃગ ચર્મ

ઉપર પલોઠો વાળી બેઠલ હતો. તેની પાસે એક પાતળી લાકડી તથા નાંની તુંબડી પડી હતી. તેની સામે બીજો માણસ ત્રીસેક વર્ષનો હતો. તેના કપાળમાં ત્રિપુંડ, ચોટલીને છેડે ગાંઠ, ઉઘાડું દીલ, ધોએલ ધોતીયું પહેરેલ, ખભે જનોઇ અને તે ઉપર એક માદરપાટનો ભીનો અંગુચો પડેલો હતો. તે પુજારો અને સામે બેઠેલ માણસ સંન્યાસી હતો. જેવો બ્રામણ નીચેથી પુજા કરી ઉપર આવી બેઠો તેવો દોડતા ઘોડાની પડઘીનો આવાજ સંભળાયો એટલે તે ઉભો થયો અને બારીમાંથી જોયું તો એક કાળીએર પૂર જોરથી દોડતો ઠેકો મારતો અને તેનાથી છ સાત હાથ દૂર એક સવાર જોશભેર ધશ્યો આવતો પોતે અને ઘોડો પરસેવામાં તરમતરા થએલ અને હાંફતા-હાથમાં ઉગામેલ ભાલા સહીત નજરે પડ્યો, કે તુરત તેણે આવાજ દીધો “હાં સરદાર! હાં ભાઈ! ક્ષમા કરો!!” અણધાર્યા અવાજથી તે પોતાની નેમ ચુક્યો ન હોત, તેનું મન ધારેલ વૃત્તીમાંથી ખસ્યું ન હોત તો તેણે વહેલોએ પોતાનો શિકાર, પોતાની મહેનતનો અંત મનમાન્યો કરી લીધો હોત, પણ કાળીએરના પ્રારબ્ધમાં હજી તેની હરણીયોથી મ્હાલવાનું અને દુનિયાંમાં સુખે જીંદગી ગાળવાનું નિર્મિત હતું તેથી સવારે આવાજ આવતો હતો તે તરફ જોયું, અને લગામને જરાક રોકી એટલે કાળીયર અને તેને ઘણું છેટું પડી ગયું, તેથી તે અચક્યો. પોતાના જલદ રાતી આંખવાળા ફુફાડા મારતા હરણની પેઠે કુદતા મસ્ત ઘોડાને ગરદન થાપડી સાબાશી દઇને ધીમો પાડતો મકાનના દરવાજા તરફ વળ્યો. આ માણસનો પોશાક સાદો શિકારી રજપુત જેવો હતો. તેની કમ્મરે બાંધેલ તલવાર અને હાથનો ભાલો પણ દેખીતાં સાદાં હતાં, તે રંગે ગોર, દેખાવમાં સોહામણો અને મજબુત ઘાટીલા શરીરવાળો હતો. તેનો ઘોડો કાઠીયાવાડી ઉભી અણીયાળી ટુંકી બંને મળી ગએલી કનોટીનો, કુમેદ રંગનો, બારે બાબતમાં પૂરો, મજબુત, પાણીદાર પુષ્કળ લોહીવાળો પણ ચંચળ હતો, અને ટુંકામાં તેના રૂપથી સિમા હતી. સવારે ખીસામાંથી રૂમાલ કહાડી પરસેવો લોહી નાંખ્યો, અને મકાનની સામે એક લીંબડા પાસે આવી ઘોડા ઉપરથી ઉતરી તેની

પીઠ થાપડી ઝાડના થડથી ઘોડાને બાંધ્યો અને પોતે મઢી તરફ ચાલ્યો. ઉપર ગયો અને "બાવાજી નમોનારાયણ" કહી સન્યાસીને પગે લાગ્યો, ત્યારે તેણે માત્ર "નારાયણ" એટલો જવાબ દઈ ડોક હલાવી. બ્રાહ્મણે તેના ચહેરાનું તેજ જોઈ તેને માન આપવા ઉભા થઈ "આવો ભાઈ બેસો" એવું કહ્યું, પોતાનું એક ધોતીયું પાથરી આપવા માંડ્યું, પણ પેલો સાદો સવાર તેનો ઉપકાર માની નીચેજ સન્યાસી સામો બેસી ગયો. એટલે સન્યાસીએ પૂછ્યું "તમે કોણછો?" સવારે હાથ જોડી નમ્રતાથી જવાબ દીધો, "હું પાસેના શહેરના દરબારમાં રહુંછું, મારા ઉપર દરબારનાં તમામ માણસ ઘણી પ્રીતિ રાખેછે અને અંતઃપુરની રાણીઓ વતીક મને ઘણાજ પ્રેમથી ચાહેછે તેથી આપ જેવા મહત્પુરૂષના પ્રતાપે હું સુખે દિવસ ગાળુંછું. પણ મહારાજ ! આપે મને શિકાર કરતાં કેમ અટકાવ્યો?" સન્યાસી બોલ્યો "એ કર્મ કરવામાં મહા પાપછે, એથી ઇશ્વર નાખુશ થાય અને આપણું અકલ્યાણ થાયછે. "સવારે ફરી હાથજોડી કહ્યું. મહારાજ મારા સમજવામાં એ આવતું નથી. માણસ દુનિયામાં સહુનો માલીકછે, તમામ વિશ્વ અને તે માંહેના પદાર્થો ઇશ્વરે તેને સારૂજ પેદા કર્યાછે, પછી તે કામમાં લેવાથી શું પાપ!"

સંન્યાસીએ પગઉપર પગ ચઢાવી એક હાથ તેનાતરફ હલાવીકહ્યું, "ભાઈ શાન્ત થા. એટલો બધો સ્વતંત્ર ન થા માણસ બિચારો કોણ! તે સહુનો માલીક ક્યાંથી? તે પોતાના દેહનો પણ માલીક નથી, તેનું પોતાનું શરીર પોતાના હુકમમાં નથી, તે કામ કરવાને ચાહેછે ને શરીર અશકત થઈ પડેછે. તે ઘણુંજ જોવાને ચાહેછે ને આંખો ધબ થઈ જાયછે, તેની પોતાની મેળવેલ વસ્તુ તેના હજાર પ્રયત્ન છતાં નાશ પામેછે, તે પોતેજ પરતંત્ર છે, તેનું પોતાનું કહેવાએલું હકીકતમાં તેનું નથી, તો બીજા પ્રાણીની શી વાત કરવી? પ્રાણી માત્રનો માલીક તેજછે કે જે તેનો કર્ત્તા ભર્ત્તા ને સંહર્ત્તા છે. બાકી તમામ તેના સૃજેલા જીવ તેના સરખા ફરજંદ છે. તે મોટા સાચા બાપના તમામ છોકરાં છીએ. અને તેથી માલીકીનો દાવો રાખવો ફોગટછે. તમામ વિશ્વ અને તે માંહેના પદાર્થો ઇશ્વરે મનુષ્ય સારૂજ સૃજ્યા છે એ માન-

વું સ્વાર્થી જીવનું-સંસારમાં લુબ્ધ થએલ માણસનું છે. અને તે કદાચ તેને ખરૂં લાગતું હોય,તોપણ સદુપયોગ સારૂ કે દુરૂપયોગ માટે ? ઇશ્વર જેમ પ્રાણીને વધારે જીવો ઉપર સત્તા આપે, તેમ તેણે વધારે માયાળુ, તેમનું વધારે હીત કરવાને દયાળુ રહેવું જોઇએ. પોતે મોટા સત્તાધીશ તો તાબાના જીવો તરફ કરૂણાદષ્ટી રાખવા,તેમનાથી ન્યાયે વરતવા કે વિના કારણ તેમને કનડવા અને તેમનો અમુલ્ય દેહ લેવા ! આ દુનિયામાં કોઇનું પણ દીલ દુખવ્યાથી ઘરમાં માબાપ અને શહેરમાં હાકમ સજા કર્યા વિના છોડતાં નથી, તો પરમ દયાવંત ન્યાયી પ્રભુ કેમ છોડશે ? જેમ તને તારાં કુટંબી સ્નેહી સ્ત્રીઓ વગેરેમાંથી છુટો પાડી કોઈ વિના કારણ મારી નાંખવા વાંસે દોડેતો તું અશકત હોવાથી જેવો કષ્ટાય તેવોજ આ કાળીએર કષ્ટાતો હતો. એથી જેમ તારાં સગાં કલ્પાન્ત કરે ને શ્રાપ દે, તેમ તે કાળીએરના ટોળામાંના દરેક હરણની આંતરડી તને શ્રાપ દે, તે બિચારાં કેવાં લાડતાં અને માણતાં હતાં ? અને તે તને જોઇને એ બધા સુખની દરકાર કર્યા વિના, શ્વાસ ખાધા સિવાય થાકની કે વાડ કાંટા કે ખાડાની દરકાર કીધા વિના પ્રાણ લઈ નાસતું હતું તેનું શું કારણ ? તેને પોતાની જીંદગી વહાલી પોતાને જીવવાની હોંશ શિવાય બીજુ કાંઈ ખરૂં ? અને નહીં ત્યારે તે જીંદગીનો નાશ, તેની તમામ આશાઓનો અંત તેના સંસારીક સુખનો છેડો તેના કુટંબની દીલગીરી જે થાત, તેનો જવાબ તારે પ્રભુ પાસે આપવો પડત કે નહિ ? તેને જીવવા મરવાની સમજ નહોત, જીંદગી ભોગવવાની આશા નહોત તો તે દોડત શું કામ ? જેમ આપણને લાગેછે તેમ તેમને લાગેછે, અને એટલા માટે માણસને ઇજા દેવાથી પાપ થાય તેમ જનાવરને દીધાથીપણ થાય. આ પાપી પૃથ્વી ઉપર કદાચ માણસ સ્વાર્થ અંધ થઈ અથવા પોતાના ભાઈ માણસની પક્ષ ખેંચી તેમનો ઇનસાફ નહીં કરે, એટલા માટે ન્યાયી પ્રભુ સર્વ સાક્ષી શું છોડી મુકશે ? તું ક્ષત્રી છે. માથાનો વાઢનાર શત્રુ પણ શરણ આવે કે નાસે તો જ્યાં સુધી હથીયાર પકડી સામો ન થાય ત્યાં સુધી તેને ગાફલ અશકતને ન હણવો જોઇએ, તો આ બિચારૂં પ્રાણી તને કાંઈ પણ હરકત કરવી

તો પછી, પણ પોતાનો જીવ લઈ નાસેછે તેની વ્હારે ધાવું કે હણવું? આ રાંકને મારવાથી તને શું યશ મળતે? એથી તારાં શું દાળિદ્ર જાત? પારકી મીલકત પડાવવી ગુન્હોછે તો વિના હકે પરનો દેહ તેના પ્રાણથી જુદો કરી લઈ લેવો એ કેવું અધમ કામ છે! હરિ હરિ!! ત્રાહિ ત્રાહિ! કર અને પ્રભુની ક્ષમા માગ." સન્યાસીનું આટલું બોલવું સાંભળી પોતાના મનનું સમાધાન થયું હોય એમ બતાવી તેને પગે લાગી રજા લઈ ઉઠ્યો, નીચે આવી ઘોડો છોડી સ્વાર થઈ ચાલવાનું કરતો હતો, તેવામાં દૂરથી તેને કોઈ સ્વારો આવતા જણાવા એટલે તે સ્થંભ્યો, અને સવારો પણ તેની નજદીક આવતા ગયા તેમ અચકતા ગયા, એક બીજાને પૂછવા અને સામસામા કરવા લાગ્યા, અને જ્યારે સાફ ટુકડા આવ્યા,ત્યારે ટપોટપ પોતાનાં ઘોડાંઓ ઉપરથી ઉતરી પેલા સવારને પગે લાગ્યા. તેણે તેમને ઓળખ્યા અને તુરત તેમનાથી સમાચાર જાણવાને પોતાની સાથે સાથે આવવા આજ્ઞા દીધી, તેથી તેઓ વાતો કરતા સાથે ચાલવા લાગ્યા. સન્યાસી તથા બ્રાહ્મણ બારીમાંથી આ ખેલ જોઈ ઘણું આશ્ચર્ય પામ્યા, અને છેવટ તેમના જાણવામાં આવ્યું કે એ સવાર સિદ્ધરાજ જયસિંહ પોતેજ હતો, ત્યારે તેઓ અજાયબી ભય અને થોડો આનંદ પામ્યા અને બીજે દિવસે મહારાજાએ તેમના શેહેરમાં બોલાવી સત્કાર કર્યો ત્યારે તેઓ સંતોષિત થયા.

સિદ્ધરાજ જયસિંહને છુપા પોશાકથી દુનિયાંનો તમાશો જોવા લોકોના વિચાર જાણવા અને તેમની વર્તણુકથી વાકફ થવા કોઈ વખત ફરવા જવાની ટેવ હતી, અને આજે પણ માણસો લઈ શિકારે નિકળ્યો તેવામાં આ કાળીએર નજરે પડવાથી પોતે તેની વાંસે દોડ્યો,અને સાથેનાં માણસોને ત્યાંજ રોકાવાનું કહી અહીં આવ્યો, અને જે કર્યું તે આપણે જોયુ. હવે તે ચાર સ્વારો જે હમણાં તેને આવી મળ્યા તે સાથે પાટણ તરફ રવાને થયો. આ સ્વારો તરફ આપણે જોતાંજ ઓળખીએ કે તેઓ બીજા કોઈ નહિ પણ પેલા મઝેવડીવાળા ભાટો હતા. મઝેવડીમાં કુંભારને સમજાવી સગાઈ કરી એ આપણે જાણીએ છીએ, બાદ તેઓએ થોડે ઘણે તેના ઘર

ખરચનો પોતાના નાણાથી બંદોબસ્ત કરી વધામણી દેવા તથા મનમાન્યો સીરપાવ લેવા પાટણ તરફ વળ્યા, તે આવી રીતે અનાયાસ મહારાજાને મળી ગયા.

મહાદેવનું મકાન છોડ્યું કે મહારાજા જે ઘોડાને અંગૂરી એ લાવતા આગળ ચાલતા હતા તેમણે ચુપ ચાપ ભાગી અને પછ. વાડે ચાલ્યા આવતા ભાટમાંના મૂર્ખાને પડએ ચાલ્યા આવવા કહી પુછ્યું "કેમ શું કરી આવ્યા?" ભાટને તો એટલુંજ જોઇતુ હતું. તેના મનમાં તો હર્ષ ઉભરાઈ જતો હતો. વાત બહાર નિકળવાને કુદતી હતી પણ "મહારાજાનું કામ" એટલે વગર પૂછે વખત, તર્બીયત, જાણ્યા શિવાય તેને અઘટીત લાગ્યું હતું, અને તેથી તેણે આટલીવાર પોતાના મોંને તાળું મારી રાખ્યું હતું, તે એકદમ ઉઘડ્યું એટલે તેની જીભ અને તેના હોઠ થાકી જવાનો ડર રાખ્યા વિના હાલવા મંડ્યા; અને જાણે મોટા કુંડ નીચે ખાળને ડુચો મારેલો કાઢી નાંખવાથી પાણી એકદમ વહેવા માંડે, તેમ તેના મોંમાંથી શબ્દો નિકળવા માંડ્યા. તે નખશીખ રાણકદેવી (હવે આપણે એ નામથી ઓળખવી જોઈએ) ના રૂપનું વર્ણન કરવા લાગ્યો, અને જ્યારે તે કરી રહ્યો તથા જરાક અટક્યો, ત્યારે મહારાજાએ પૂછ્યું "તે કોણ કોની દીકરી કયા ગામમાંછે?" હવે તે ભાટ જરાક ધીમો પડ્યો. કારણ પણીનાં વખાણ કરવાં એતો તે જાતે કવિ હતો, તેણે એ વિષે બહુ વાંચ્યું હતું, તેથી સહેલું હતું, અને એ વાત જેમ વધારે ચરચાય તેમ મહારાજનું મન રંજન થાય એવી હતી, પણ આ વિષયમાં તેમ ન હોતું, તે તુરત ઠંડો પડીને ધીમેથી બોલ્યો "રાજાધિરાજ! મઝેવડી નામે ગીરનારના થડમાં ચાર ગાઉ ઉપર એક ગામછે ત્યાં એક હડમતીયો કરીને કુંભાર રહેછે તેના ઘરમાં એ પદ્મણીછે." "કુંભાર" એ શબ્દ સાંભળી તેનો અત્યાર સુધીની વાત સાંભળવાનો રસ તો ઉતરીજ ગયો, પણ ઉલટો તેના પેટમાં ધ્રાસ્કો પડ્યો, અને તે બોલ્યો, "શું એક ગામડીયા કુંભાર, હાંડલાં ઘડનાર, ગધેડાના સંગીને ઘેર સિદ્ધરાજનાં માગાં?! માટીનાં ચપણાં ઘડતાં શીખેલ છોકરી રાણીપણું કરવાને યોગ્ય!! એ કેમ બને? એથી ઇશ્વર કરેને મારે

સંતાન થાય તો તે કેવાં નિવડે? નહીં નહીં. જેથી મારી પ્રજા નઠારી નિપજે, લોકો હમેશને સારૂ મારી વાતો કરે, મારા પોતાના સરદારો મારી મશ્કરી–મારી ટિકા અને નાલાશ કરે એ શા કામનું? આખર તમે ભાટ તે ભાટજ. તમારી બુદ્ધિ ઉત્તમ હોય તો તમે ભિખજ શું કામ માગો!!" રાજાની આંખ લાલ થઈ ગઈ, તેની ભમરો ઉંચી ચઢી, તે લંગૂરી ચલાવવી ચૂકી ગયો, અને ઊંડા વિચારમાં પડ્યો, પરંતુ રાજદરબારમાં ઘટ્ઠાએલો, સિદ્ધરાજના સ્વભાવથી વાકફ, બોલવામાં વખાણાએલો ભાટ એથી ધભરાયો–ડર્યો અથવા ચુપ થઈ રહ્યો નહીં. તે ધીરજથી હાથ જોડી, ધીમીવાણીથી વધારે નમ્રતા દેખાડી કરગરતે ચેહેરે બોલ્યો, "પૃથ્વીનાથ ક્ષમા કરો! આપની આજ્ઞાથી મેં શોધ કરી, આપના કહેવાથી હું ત્યાં વાક્યબંધ થયો, અને આપના ભરોંસા ઉપરજ મેં ત્યાં વાત બહાર પાડી. એ આપનીરાણી કહેવાઈ ચૂકી, હવે એ બધું ફોગટ જાય, આપનું કહેલું ફરમાન રદ્દ જાય, આપની કહેવાયલ રાણી બીજાને પરણે, અને તેથી અમારી અને આપની અપકીર્તિ થાય, એ કેવું કહેવાશે? હાથથી બાણ છૂટી ચૂક્યુંછે. થવાની વાત થઈ ગઈ એટલે આપ મને કદાચ—જો કે મેં પૂરી હોંશથી–ઘણી મહેનતથી ઘણા પૈસા ગાંઠના ખરચીને નોકરીકરીછે, સ્વર્ગની અપ્સરા આપને શોધી આપીછે, સ્વપ્નામાં ન ધારેલ પદ્મણી દુનિયાંમાં ગોતી રાખીછે—તેનો બદલો ગમે તેવો આપો, મને મારી નાંખો, તોપણ થયું તે ન થયું તો નહિજ થાય. પણ અન્નદાતાજી મારા મનથી મેં સો ગરણે ગળીને પાણી પીધુંછે. મેં ભૂલ ખાધી નથી. મારી એટલીજ વિનંતીછે કે આપ એક વખત એ અપ્સરાને તેડાવીને નજરે નિહાળો. એ કુંભારની પુત્રી હશે કે ઇંદ્રની અપ્સરા હશે, મનુષ્ય જાતી હશે કે રતીનો અવતાર હશે, એ વિશેની આપની ખાતરી કરો, અને પછી જો આપ પરણ્યા વિના રહો, જે માણસ જુવે તે આપના લાયક એ દેવાંગનાછે એમ ન કહે, અને સ્વપ્ને પણ ન ધારેલ એવી કુદરતની કારીગરીનો, રૂપમાં રંગમાં, નાજુકાઈમાં, સુઘડતામાં, વાણીની મિઠાશમાં, ગળાના રાગમાં, અને તેની હાલવા ચાલવા ને બોલવાની છટામાં અનુપમ, સેંકડો

વર્ષ સુધી શોધતાં લાખોના ખરચે નૂ મળે એવો નમૂનો ન જુવો, તો પછી મને તો શું પણ મારા આખા કુટંબને બીલાકાંટામાં આપ બાળી મૂકાવતાં જરા પણ દયા લાવો તો આકરા સમછે. મહા- રાજ હાથના કંકણને અરીસાનો ખપ નથી. હું પણ આપના પ- ગરખાં ઉપાડી આવડો થયોછું, આપનો ગુલામ કદી ભૂલ કરે નહિ. આપ ન સમજતા કે કુંભારની પુત્રીછે. સેવકે તે પણ તેને ભાળવીને સમજાવીને જાણી લીધુંછે, કે તેણે વગડામાંથી કાલડીની હદમાં એ દિવસની કીંમતી શાલમાં લપેટેલી લીધીછે. તેથી કદાચ ત્યાંના રાજા ની પુત્રી હશે. અલબત કુંભારને ઘેર ઉછરીછે પણ તે કુંભારની પુ ત્રી નથી, એવું તે રાક્ષસરૂપ કુંભાર અને રતીરૂપ પદ્મણીને મેળ- વ્યાથી દરેકને સમજાયછે. દરેક જોતાંજ એમ માનેછે, આજ સુધી જેણે જોયું તેણે માન્યુંછે, અને હજી જે જોશે તે માનશે. લાખો પુ લાણી તે રંભાને અગીયાર વર્ષની જોતાંજ આંધો થઈ ગયો હતો, અને આજપણ તેના નામની ઝંખના કરતો હશે, તેને સ્વપ્નામાં જોઈ પેટ બાળતો હશે, તે આજ ચૌદ વર્ષની તેની થતી જવાનીમાં છે. વધું શું કહું. પણ એને પરણતાં આપની કોઈ વાત કરનાર નથી. જસમાને માટે આપ અયોગ્ય કરોછો એવું કોણે કીધું હતું ? તો આતો દસ જસમાથી શ્રેષ્ટછે. આપ બત્રીસ લક્ષણા પુરૂષને તે પદ્મણી સ્ત્રી એવા એ છીપના મોતીમાં શું કસર રહે. ખચિત ઈ- શ્વર કરશે તો આપને ચક્રવર્તિ પુત્રએ પદ્મણીને પેટે પ્રભુ આપશે. શ્રી કૃષ્ણ યાદવ જાંબુવંતીને અને અનિરૂદ્ધ બાણાસુર રાક્ષસની પુત્રીને, બહાદુર ભીમ હીડંબાને, અને એવા સેંકડો દાખલા શાસ્ત્ર માંથી મળશે કે નીચા કુળની પુત્રી લેવામાં હરકત નથી, તો આતો જોવામાં માત્ર કુંભાર પુત્રી કહેવાઈ, બાકી હકીકતમાં તો તેમ પણ નથી, માટે મહારાજ શોક તજો. ઈશ્વર કૃપાથી કરેલાં તમામ પુન્ય દયા ને ન્યાયનાં કર્મોના બદલામાં સાંપડેલ ફળને પ્રેમે ખરીદો. અને દુનિયાંનાં તમામ સુખમાં મોટામાં મોટી ખામી સ્ત્રી સુખની ખામી છે તે ચક્રવર્તિ પુત્ર પામવાને સત્વર પરણો. આજ સુધી આપ સમાન એકે રાણી નથી મળી, માટે પુત્ર પ્રાપ્તી નથી તે આ પદ્મ-

ણીને વરી સંપાદન કરો. પ્રભુ માઝું વાક્ય સિદ્ધ કરશે."

આવી રીતના ભાટના અસરકારક બોલવાથી સિદ્ધરાજનો ગુસ્સો ઉતરી ગયો, એટલે તો ભાટે ભાટાઈ આદરી. અતિશયોક્તિ વાપરી તે કન્યાના રૂપ પ્રેમ અને અનુરાગની તારીફ છટાબંધ કરી અને તેમાં એટલે સુધી ફતેહ પામ્યો કે મહારાજાએ તેની વાત પસંદ કરી તેને સાબાશી આપી. અને જે ઉમંગથી પ્રથમ ચાલતા હતા તેજ ઉમંગથી ઘોડાને બાજી ઠેકાવતા જ્યાં પોતાના સ્વાર માણસ વગેરે હતા ત્યાં આવી પહોંચ્યા, એટલે ડંકાનો આવાજ થયો. ચોપદારો નેકી પોકારવા લાગ્યા. તમામ સરદારોએ હારબંધ ઉભા રહી સલામ કરી અને તેઓ રાજાજીને વેળાસર હર્ષભેર પાછા વળેલા જોઈ ખુશી થતા પાછા વળ્યા. સહુ પોતપોતાની મિસલ મુજબ ગોઠવાયા અને છડી સવારી પછવાડે ધૂળના મોટે ગોટાને સંખ્યાબંધ પગલાંની નિશાની કરતી શહેર તરફ ચાલી. ભાટોને ઘેર જવાની રજા મળી એટલે તેઓ રસ્તામાંજ રાજા મળ્યા, તેના મનપર છેવટ સારી અસર થઈ, અને પોતાની મેહેનત સફળ થઈ, એમ ધારી આનંદ પામતા, મૂખ્ય ભાટ પોતાની બોલવાની છટાપર મગરૂર થતો, અને બીજા તેને મોટો ભા બનાવી ફુલાવતા, સવારીને બીજે રસ્તે જવા દઈ પોતે પોતાના ભાટવાડા તરફ બૈરાં છોકરાંનું ધ્યાન ધરતા, થાકેલ ઘોડાંને જોરથી એડીયો મારતા, અને રસ્તામાં મળનાર ઓળખીતા તેમને ચાલ્યા આવતા જોતા હતા છતાં "આવ્યા કે!" "કેમ ક્યારે આવ્યા!" વગેરે હસવા જેવું પૂછતા તેમને જવાબ દેતા ચાલ્યા.

## प्रकरण ८ मुं.

એક મજબુત પથ્થરની બાંધેલી નાંની ગઢી સોરઠના એક ગામડાના મધ્યમાં આવેલી હતી. તેની આસપાસ ગામના લોકોના ઘરો ઝપડાં, કુવા અને વાડા હતા. ઘઢીના દરવાજા ઉપર મેઢો હતો, અને તે ઉપરથી આવાજ આવતો હતો, તેથી જણાતું હતું કે તેમાં કોક ઉતરેલછે. દરવાજામાં પેસતાં સામો છૂટો ચોક હતો તેમાં કાઠિયાવાડી

કદમાં નાંના પણ રૂપમાં અવધી મજબુત અને માતાં ઘોડાં અગાડી પછાડીથી મજબુત બાંધેલાં, ઘાસ ખાઈ રહ્યાં હતાં. એક ખુણામાં બે મોટા બળધ બાંધેલા હતા, ને તેમના થડમાં સુંદર ચાર પૈડાંનો રથ બે ઘુંમજદાર પડયો હતો. તેમાં એટલી બધી ઝાંઝરીઓ તથા ઘુઘરીઓ વળગાડેલી હતી કે તે જ્યારે ચાલતો હોય, ત્યારે તેમાં બેઠેલો માણસ તાણીને બોલ્યા વગર બીજા કોઈ ને કાંઈ કહેતો તે સંભળાય નહિ. સામે એક મોટું ઢાળીયું ને તેની આસપાસ તથા વાંસે છુટક નાંની મોટી ઓરડીઓ હતી. આ ઢાળીયામાં તમામ ખીંટીયો ઉપર તીરકામઠાં તલવારો ભાલા વગરે હથીયારો પાઘડીયો અને લુગડાં વળગાડેલાં હતાં. અને તે શિવાયની એક પણ ખીલી ખાલી ન હોતી. આ મોટા ઢાળીયામાં એક તરફ ઘોડાના સામન ગોદડાંના ઢગલા અને પથારીયો, અને લોકો આમ તેમ કેટલાક હુકા પીતા, કેટલાક વાતો કરતા, કેટલાક લેટતા, અને કેટલાક કાંઈ ગડ મથલ કરતા હતા. ઢાળીયાના મધ્યમાં નાંની જાજમ બિછાવેલ, અને તેના મધ્યમાં એક રંગીન પલંગ હતો. તે ઉપરની ચાદર ઘણીજ સ્વચ્છ અને ધોળી હતી. જાજમ ઉપર પાં-ચ માણસો રજપુતના પેહેરવેશમાં જુદી જુદી ઉમરના બેઠેલા હતા. અને પલંગ ઉપર બે જવાન એક બાવીસ વર્ષ તથા બીજો અઢારેક વર્ષનો રંગ રૂપમાં મળતા, ઊજળાં વસ્ત્ર અને જડાવ કુંદા પહેરી બે-ઠેલા હતા. તેઓ રંગે ઘહુ વરણા, કદે મધ્યમ, શરીરે પુષ્ટ અને તેજસ્વી હતા. તેઓ પાસે બેઠેલા માણસોથી હસતા વાતો કરી વખત ગાળતા હતા. જમવાનો વખત થઈ ગઓ હતો, તેથી સહુ જમીને મધ્યાન્હ અને ગરમી સખત પડતી હતી તેથી આમ તેમ એક પ-છી એક આરામ લેવાને પડયા. પલંગ પર બેઠેલ બે શક્ષ માંનો નાંનો એક ઓરડીમાં જઈ પલંગ પાથરેલ હતો તે ઉપર સુતો, અને બીજો મોટો માણસ પલંગના થડમાં બેઠેલ એક ગામડીઆના કાનમાં વાત કરવા લાગ્યો. થોડી વાર સુધી ધીમે ધીમે વાત કરી તેઓ અચકયા. પલંગ પર બેઠેલ માણસ ઉભો થયો, પગરખાં પહેર્યાં, અને ઘઢીની પછવાડેના ભાગ તરફ છુપગીથી સહુને સુતેલા જોઈ ચાલ્યો. એટલે પેલો ગામડીયો જવાન પણ તેની સાથે થયો. બને જણા ઘઢીની

પછવાડેની બારીમાંથી નીકળી ને આવ્યા.

આ વખત બાર ઉપર એક વાગ્યો હતો. તડકો ઘણાજ જોરથી પડતો હતો. અને તે સાથે પવન બીલકુલ બંધ થવાથી પરસેવાના રેલે રેલ થતા હતા. હાથમાં પંખો લઈ વા ઉરાડવાથી પણ ગરમ પવન આવવાને લીધે મનનું સમાધાન થાય એમ ન હોતું. આવે વખતે આ બંને માણસો ગામના છેવાડા ભાગ તરફ નદી કિનારે આવેલા શિવાલય તરફ ચાલ્યા. અને તેનું મોટું બારણું મૂકી પછવાડેની નદી ઉપર પડતી બારી જે ઉઘાડી હતી તેમાંથી માંહે પેઠા. ડેરાની પછવાડેની ફરતીમાં ધીમે ધીમે આવ્યા કે દહેરામાંથી તીણો પણ મધુરો કોયલ જેવો આવાજ તેમને કાને પડ્યો એટલે તેઓ ત્યાંજ અટક્યા, અને કાંન દઈ એક વૃત્તીથી જે મિઠા શબ્દો સંભળાતા હતા તે સાંભળવાને પૂર્ણ ઉત્કંઠાથી ઉભા રહ્યા. વળી આ જગ્યાએ ઉભું રહેવું ગમે એવું પણ હતું. આસપાસ નાંનાં મોટાં ઝાડોની ઘટા એટલી બધી હતી કે તડકો જરા માત્ર દેખાતો નહોતો, બલકે સુરજની ગરમીને પણ તેઓએ ઓછી કરી કદી કદી પવનની ધીમી લહેર આવતી તો તે પણ ઠંડી થઈને આવતી હતી. દહેરાની આસપાસ નીચે કરણ, ડોલર, ગુલાબ, અને એવા બીજા સુંદર છોડો ઉપર ફુલો લાગી રહ્યાં હતાં. બારીમાંથી સામે નજર કરતાં ધીમે ધીમે વહેતી નિર્મળ નદી નજરે પડતી હતી. કદી કદી સુંદર પક્ષીયોનો મધુર આવાજ કાને પડતો હતો, અને જો કે આ જગ્યા ઘણી વખાણવા જેવી નહોતી, તોપણ આવા ગરમીના વખતમાં અને આવા ગામડામાં તો તે તન મન અને નયનને ખુશ કરવાને બસ હતી. અને તેથી તેઓને ઉભા રહેતાં શરીરને ઠંડક આંખને રમુજ અને કાંનને કદિ નહિ સાંભળેલ એવા મિઠા સ્વરથી નીકળતા જાણવા લાયક શબ્દો મન માનતી રીતે સંભળાય એમ હતું, તેથી તેઓએ ત્યાં સ્થિર થઈ દહેરા તરફ પોતાના કાન ધર્યા, અને તેથી સાંભળ્યું કે—અહા ! હું ભલે ભણી. મારાં મોટાં ભાગ્ય કે આવા શાંણા શાન્ત ગુરૂજી મને મળ્યા. ખરેખાત હું કૂવાના દેડકા જેવી હતી. મારી પ્રથમની સ્થિતિ સંભારૂંછું તો જણાયછે, કે મને દુનિ·

વાંની કે ઇશ્વરની કશી ખબર નહોતી. વાહ વાહ ! મેં કેટલી બધી બાબતો જાણી, કેવું કેવું વાંચ્યું. અને એ બધા કરતાં ગુરૂજીનો જી-ભનો ઉપદેશ તો મારા મનમાં શબ્દેશબ્દ વસી જાયછે. શું રાણીના ધર્મ અને તેની ફરજો તેમણે વર્ણવી ! પણ એ બધું હજી માત્ર કાને સાંભળ્યું અને તેથી મનમાં ધ્યાનથી કલ્પિત જોયુંછે, પણ ખરી માહીતી તો અનુભવ મળશે ત્યારે થશે. પણ એ અનુભવ મારે ક્યાં સિદ્ધરાજના દરબારમાં મેળવવાનો ! શું એ મારો પતિ? અહા ! તે મોટો મહારાજા છે. તેની સાથેના સંબંધે મારી આટલી સ્થિતિ સુધરી છતાં મારા મનમાં તેને માટે જરા પણ પ્રેમ કેમ નથી ઉપજતો ? અરે ! હજીસુધી પેલા અજાણ્યા સ્વારમાંથી ક્ષણભર મારૂં ધ્યાન ખસતું નથી; તે દરરોજ મારા સ્વપ્નામાં આવેછે. વખતે હસાવે ને વખતે રડાવે છે. પણ અત્યારસુધી ફરી જાગૃત અવસ્થામાં દર્શન દેતો નથી. એ વખતનો ચિતાર મારા કાચા મનમાં સજડ બેશી ગયો તે નીકળતો નથી. સિદ્ધરાજ તો ઉમરે વધારેછે, તેને મારા જેવી બેચાર રાણીયો છે. તેના તરફ તેની ગંઠાએલી જુનીપ્રીત હશે, એટલે તે મને કેમ ચ્હાશે ? અને કદાચ પોતાની જુની પ્રિયાઓને તજીને મને ચાહ્યા તો પાછી મને જુની થતાં અને તજતાં વાર શી? એવા ક્ષણિક પ્યારની મને શું જરૂરછે ? એવો માણસ મારા સાચા દીલની કદર શી રીતે કરશે? અને નહિકરે તો શું મારે પતિસુખ શિવાય બીજાં સુખો ભોગવવા એટલે તે બધાં સ્વામી વિના ઉલટાં સંકટકર્તા થઈ પડે ત્યારે તેવા સંકટમાં અંતઃપુરમાં સડવા વખત આવશે! ભાટોએ પોતાનો સ્વાર્થ સાધવા મને અતિશયોક્તીથી વખાણી હશે, તેથી તેનું ભ્રમિત મન વળી મારી તરફ થયું હશે, પણ જ્યારે તે મને જોશે, અને પોતાની શાણી રાજ પુત્રી–રાજ કુટંબમાં રીતભાત શીખેલી–વ્હાલી રાણીયોથી સરખાવશે, ત્યારે હું વગર અનુભવની જંગલી સહજ જણાઇશ, એટલે યેઠ આવ્યા તો નાંખો વખારે એવું થતાં શી વાર ? હું કાંઈ એવા છળભેદ નથી જાણતી કે તેમને વિસરાવી હું આગળ પડું. ત્યારે મારા શા હાલ થશે! અને ખરેખાત તે ગમે તેવો હોય તો પણ મારા મનહરે સ્વાર જેવો તો

નહીંજ. પૃથ્વીમાં ઈશ્વરે તેને તો એકજ અનુપમ ઘડ્યોછે. પણ તે ક્યાં હશે!" આટલું બોલતાં તે ચુપ રહી, એટલે વાંસે ઉભેલા માણસે ધીમેથી ખડભડાટ કર્યા વગર વાંકા વળી જોયું, તો દેવળના એક સ્થંભને અઢેલીને બે પગ લાંબા કરી વાંકી ડોક નાંખી એક હાથમાં પાનાં અને બીજો હાથ ગાલ ઉપર દઈ આડી નજરે પડેલ તેજોમય અપ્સરા તેની નજરે પડી. તે વધારે જોવા આગળ ધસવાનું કરતો હતો, તેવામાં "કેમ બેટા વાંચી રહી હવે જવું હોય તો જા" આવો ઓખરો અવાજ મોટા બારણામાંથી કાને પડતાં તે પાછો હઠ્યો, ને દેવલની ઓથે આવ્યો, તેવામાં પેલી સુંદરી ઉઠીને ઉભી થઈ અને પોતાનાં પાનાં પુસ્તકવાળા રૂમાલમાં પુઠામાં બાંધી હંસની ચાલે ગુરૂ તથા મહાદેવજીને વંદન કરી ચાલવા માંડી એટલે તો પેલા પછવાડેના માણસથી ધીરજ ન રહી, તે પણ આગળ ધસ્યો. પરંતુ સામેજ એક વૃદ્ધ ડોસો ઉઘાડે દીલે કાને જનોઈ અને હાથમાં કળશ્યા સમેત દ્રષ્ટીએ પડ્યો એટલે તે સ્તંભ્યો, અને બે હાથ જોડી તેને પગે લાગ્યો. તેણે તેને મહાદેવના મંડપમાં પડેલ પાટલા તરફ બેસવાનું કહ્યું પણ પેલો સાદો માણસ નીચેજ બેશી ગયો, અને વૃદ્ધ બ્રાહ્મણ સ્વચ્છ થઈ આવુંછું, એવું કહી ઉતાવળે પોતાની અશુદ્ધીનો વહેમ ટાળવાની માથાફોડમાં પડ્યો. તેણે સાતવાર ડાબો હાથ માટી ફરી ફરીને લઈ ધોયો, પછીથી બંને હાથ ભેળા કરી પાંચવાર માટી લઈ ધોયા, આઠ કોગળા કર્યા અને પગનાં તળીયાં માટીથી ધોઈ કમર સુધી પાણીથી દીલ પલાળી બીજું પોતીયું પહેરી કાનેથી જનોઈ ઉતારી આવનાર માણસ સામો આવીને બેઠો. આ બધી માથાફોડ તે દીશાએ જવા જઈ આવ્યો હતો માટે કરી.

આ નવો માણસ ગામમાં રથમાં બેસીને ઠાઠ માડથી આવ્યો હતો એટલે તેને આ વૃદ્ધ ગુરૂજી તો ઓળખતા હતા, તેથી તેમણે વધારે પુછપરછ ન કરતાં ફકત "કેમ મહારાજ! આજ અમારા ઉપર આ વખત કૃપા કરી?" એવો સવાલ પૂછ્યો. અને તેનો જવાબ સીધો મળ્યો કે "ગરમીથી હવેલીમાં બહુ ધભરાટ થયો, ત્યારે સાંભળ્યું કે આ શિવાલયમાં ઠંડક છે તેથી વિચાર્યું કે ચાલો એક પં-

થ એ કાજ, આ શંકરનાં દર્શન પણ થશે ને ઠંડકથી વૃત્તિ પણ કાયમ થશે. પણ ત્યાં તો ત્રીજો લાભ આપ મહત્પુરૂષનાં દર્શનનો થયો. ગુરૂજી આપ ક્યાં સિદ્ધપુર ક્ષેત્રમાં રહોછો?" ગુરૂજીએ ડોકું ધુણાવી જવાબ દીધો, "હાજી. અમે મહારાજાશ્રીના પ્રતાપે એક ગામ ખાઇએ છીએ. આંહી તેમનાં નવાં રાણીને ભણાવવા આવ્યા છીએ. અમારા શ્રીમંતની ઇચ્છા ટુંક અવસરમાં લગ્ન કરવાની છે, અને તેથી અમે જરા શ્રમ પણ વધારે લઇએ છીએ. તેમ બાઇની બુદ્ધિ બહુ ચપળ ને સ્મરણ શક્તિ પ્રૌઢ છે, તેથી ઇશ્વર પ્રતાપે અમને સારો યશ મળશે." પોતાની અજ્ઞાનતા બતાવવાને પેલો માણસ બોલ્યો "કોણ તે હમણાં અમે આવ્યા ને ગઈ તેજ બાઈ કે? શું તે અહીં ભણવા આવેછે ?" ગુરૂજી બોલ્યા,"હા મહારાજ, તેજ"થોડીવાર આવી રીતે વાતચીત ચાલી પણ તે મન વગરની હતી. તો પણ જાહેર નિમિત્ત ગરમીનો વખત કાઢવાનું હતું. તેથી સારી વાર પરાણે બેસવું પડ્યું. અને તેમાં ગુરૂજીએ મુદ્દા ઉપર વાત આણી આગતા સ્વાગતા જીભથી કરી પોતાની દક્ષણા ખરી કરીલીધી. અને થોડા વખતમાં પોતે ગીરનાર યાત્રાએ જવાના હતા માટે ઓળખાણ કરી લીધી.-અને અંતે જરા તડકો ઢળ્યો એટલે પેલો માણસ સાથેના માણસ સહીત પોતાને સ્થાને ગયો.

હવે તો ખચિત જણાયુંકે આ આપણું મંઝેવડી ગામ અને ભણનારી શાણી રાંણકદેવી. પણ પેલો નવો માણસ ઓળખવો બાકી રહ્યો માટે અમે જરા તેની હકીકત આપી લઇએ. એ બાઈ સાહેબની ઓળખાણ આગળ ઉપર પણ કામ લાગશે. એ અને તેનીસાથેનો ઘઢીમાં પલંગઉપર બેઠેલ માણસ બંને સગા ભાઇયોહતા. તેઓ બંને સોળંકીજાતના રજપુત અને મહારાજાસિદ્ધરાજ જયસિંહના પિત્રાઈ ભત્રીજાહતા.તેમની મા જુનાગઢના રાય ખેંગારની બેન થતી હતી, અને તે રીસામણે આજ ઘણી મુદતથી જુનાગઢમાં હતી. તેથી પોતાના બે છોકરા પણ સાથે હતા. તેમાંનો મોટો જે શિવાલયમાં આવ્યો તેનું નામ દેસલજી અને નાંનાનું નામ વીસલજી હતું. આ બંને કુંવરને મંઝેવડી ગામ જોવાનો શોક થવાથી આંહી આવ્યા હતા.

દેસલજીને કાંને તે ગામના કુંભારની છોકરીની સગાઈ સિદ્ધરાજ જયસિંહ સાથે થયાની વાત આવી ત્યારથી તેને જોવાની તેની વૃત્તિ થઈ હતી, અને તેથી તેણે ગામડીયાને ભલામણ કરી રાખી હતી. નિયમ પ્રમાણે રાણકદેવી ભણવા શિવાલયમાં ગઈ, તે વખત ગામડીએ આવી દેસલજીને ખબર આપી અને તે થોડી વાર બાદ લાગ આવ્યાથી આપણે જોયું તેમ નિકળી પડ્યો, અને ત્યાં આવ્યો ત્યારે ગુરૂજી રાંણકદેવીને ભણાવી, આપેલ પાઠ યાદ કરવાનું કહી દિશાએ જવા ગયા હતા. પણ તેતો જૂદુંજ ગોખતી હતી. તેના પ્રેમ મય શરીરમાં બીજી વાત વધારે વખત ઠેરીશકતી નહોતી છતાં, તેને ભણવાનો શોક હતો, અને એથીજ તેના ગુરૂ તેના ઉપર પ્રસંનહતા.

દેસલજી શિવાલયમાંથી આવ્યો કે તુરત પોતાના ભાઇ પાસે ગયો અને તેનો મત લઈ ઘોડાં ઉપર સામાન નંખાવ્યા. થોડીવારમાં તમામ માણસો સજ થયા અને એ વાતની ગામના પટેલને ખબર પડવાથી તેણે તેમને રોકવાનું કર્યું, પણ તેઓએ તેજ દિવસ ઘેર જવાનું નક્કી કરી રાખ્યું હતું તેથી તેને સમજાવી ઘોડાપર શ્વાર થયા અને જુનાગઢને રસ્તે પડ્યા.

---

## प्रकरण ९ मुं.

રાજા પોતાના શોખને સારૂ પોતાનું દીલ ખુશ કરવાને ચાહે તે કરી શકેછે. જે દેશમાં પાણી ઊંડાં હોય, વરસાદ મનમાન્યો ન વરસતો હોય અને જમીન પણ ઉત્તમ પડની ન હોય ત્યાં પણ તે પોતાની રમુજ માટે પુષ્કળ દ્રવ્યને ઘણી યુક્તીયો કામે લગાડી સરસ બાગ બનાવી શકેછે, તો જ્યાં પાણીની પુષ્કળ નદીઓ ઠામઠામ બારે માસ વહ્યા કરે, પાંચ હાથમાં મીઠું પાણી જોઇએ ત્યાં નીકળે, જમીનપણ રસાળ અને ઉત્તમ પડની હોય અને જોઇતો વરસાદ વરશ્યા કરતો હોય, ત્યાંનાં જંગલ, મોટાં મોટાં વૃક્ષો, સુંદર વેલા ને અનેક જાતના ફૂલપાનના છોડથી બારેમાસ કુંજ જેવા દેખાયછે, ત્યાંનો રાજા અને તે મોટા મુલકનો માલીક પોતાની જાતે દેખરેખ રાખીને બ-

ગીચો બનાવરાવે તેમાં શી ન્યૂનતા રહે? કાશ્મીર જેવો પ્રાંત, દેવતાનું દીલ લલચાવનાર અપ્સરાઓ રમવા આવવાનું ઠેકાણું ત્યાંજ બની જાય એમાં શું આશ્ચર્ય?

એવા દેશમાં એક બાગ ઉપર આપણે નજર કરીએ; તે બગીચો ઘણી જમીનમાં હતો તેની આસપાસ સુંદર કાળા પથ્થરની પુરષભર દિવાલ હતી. ચારે બાજુએ ચાર દરવાજાને ફરતી પંદરવાર તથા ચારે દરવાજાના મોંથી સામે સાંધી સડકો સુંદર લીલાંઝાડોથી લગભગ ઢંકાએલી ચારે બાજુએ હતી. દરવાજાને મજબુત જાળીદાર રંગીન કમાડ અને તેના બંને તરફના સ્તંભો ઉપર સુંદર કોરણીદાર આરસ પુતળાં રાતને વખતે પાસે આવી ધારીને જોતાં સુધી ભ્રાંતિમાં પાડે એવાં સરસ ઉભાં કરેલાં હતાં. બાગમાં સડકોની ગોઠવણ એવી સરસ હતી કે જે રસ્તેથી જતા તે રસ્તે ચોક ચોપટની પેઠે આવતો હતો. દરેક ચોકના ચારે તરફના રસ્તા ઉપર વેલાઓથી ઢંકાએલી એવી ઘટ્ટ કમાનો છવાઈ ગઈ હતી કે તેની નીચે ઉભા રહેવાથી વરસાદનું ફોરૂં પણ ઝટ પડે નહિ. આ ચોક કેટલાક ચોરસ, કેટલાક ગોળાકાર અને કેટલાક અષ્ટખૂણ અને તેમાં તેવાજ આકારના કુંડ અને હોજ મધ્યમાં જાત જાતના ફુવારા વાળા હતા. આ ચોકની કોર ઉપર રંગબેરંગી ફૂલોનાં કુંડાં ધ્રુકતીબંધ ગોઠવેલાં હતાં. સડકોની બંને બાજુએ સફાઇદાર કમ્મર સુધી કાપેલ મેંદી, ક્યાંહી કેળ નાળીએર અને સોપારીનાં ઝાડ તફાવાર જાણે હાથે ચોંઠાડયાં હોય એવાં સમાન અંતરે હતાં. દરેક ભાગલામાં જોશીનાં ટીપણાંમાંની કુંડળીયો જેવી ભાતભાતની ગોઠવણ કયારાઓની કરી હતી. મોગરા, ચંબેલી, સેવતી, ગુલાબ, જાઈ, જુઈ, દાવદી, કેવડો, અને ચંપાના ક્યારાઓ જુદા જુદા એટલા બધા હતા કે દરરોજ તેમના સુંડલા ભરાતા, અને ચોકની આસપાસને સડકો ઉપર રંગીન ફુલોતો ખરીખરીને ખાતરને ઠેકાણે કામ લાગતાં હતાં. મોટા દ્રાક્ષના માંડવાઓની નીચે કમાનો વાળા કુંડ ન્હાવાને માટે નિર્મળ પાણીથી ભરેલા સારી ઓથમાં હતા. અને મેવાનાં તથા ફળોનાં ઝાડોની કુંજમાં સૂર્યના તડકાનું કદી ગુજર થતું નહિ. આ-

જુર, રાએણ, જાંબુ, રામફળ, સીતાફળ, ડાડમ, જામ, નારંગી, જાતજાતની કેરી અને દેશમાં થતાં તમામ ફળોનાં તેમ બદામ, અંજીર, આદિ દેશમાં નીપજતા મેવાનાં ઝાડજ સામટાં હતાં એ-ટલુંજ નહિ, પણ પરદેશી માળીઓના ઉપરીપણા નીચે તેજાના,કેસર બેદાના દ્રાક્ષ, અખરોટ અને એવાં નવાઇનાં ઝાડછોડ પણ નમુના દાખલ હતાં. સરગુવાના સોટાઓને લપટાએલા પાનના વેલા પુષ્કળ હતા અને આખા બાગમાં નકામો જંગલી છોડ કે બેબંદો-બસ્તી ગોતી કહાડતાં સહજ જણાય એમ નહોતું. ઝાડોના જુથની આસપાસ કોટમાં ખૂલેલાં ધરો લીલા ગલીચાથી ઢંકાએલાં ચોગાનમાં આરસપહાણના ખૂલા ચાંદનીમાં બેસવાના ચોતરા કે વરસાદમાં બેસવાની ઢાંકેલ ડેરી ઘાટની અને કેડેદાર બંગલીઓ સામટા ખ-રચથી બનાવી ગોઠવેલ તેથી દેખાવ અનુપમ થતો હતો. ઠામઠામ પથ્થરની બાંધેલી નીકોમાંથી પાણી ખળખળ કરતું વહ્યા કરતું હતું અને ડગલાની મગજીની પેઠે ક્યારાઓની સડકોના ખૂણાની ચોકની બાજુઓની ઉપર ધરો અથવા એવા નાંના છોડની કોર એવી યુકિતબંધ બાંધેલહતી કે દરેક જગે તે તુરત ધ્યાન ખેંચતી હતી. એ ટુંકામાં કહિયે તો આખા બાગનો દેખાવ આંખને, તેમાંના ફૂલો ઉપર થઈ પવનની લહેરોની સાથે આવતી સુગંધી નાકને; ઠામ ઠામ મેના, પોપટ, મોર, કોયલ, અને એવાં સુકંઠ પક્ષીયોના ઉલ્લાસ ભર્યા સાદ કાંનને, અને તેની સફાઈ તથા વજે મનને એ-ટલું બધું આનંદ દાયક હતું કે ગમે તેવો દુખીયો આ જગ્યાએ રોતો કુટતો આવે તેનું પણ દીલ આ વ્રિજનું કુંજવન જોવામાં ખેંચાય, તેની દીલગીરી ભૂલાય, અને આખો બાગ જોઈ રહેતાં ચિત્તમાં આનંદ ભરાયા વગર રહે નહીં. બાગના એક છેડા તરફ થડમાં થઇને નિર્મળ નાની નદી સર્પાકારમાં ખળખળ અવાજ કરતી નાંના કાંકરાઓથી રમતી, પથ્થરની પાટો પરથી લપસી ચિત્તાકર્ષક ધોળી, બીલ્લોરી કાચ જેવી અખંડ ચાદર બનાવતી અને લપસતી કિનારાપરના ઝાડોને અડતી તથા અલગ થઈ ગેલ કરતી બારે માસ વહ્યા કરતી હતી, અને તેના કિનારા ઉપર એક સુંદર મહેલ

તમામ બાગ દેખાય એવો ઉચો બાંધેલો હતો. તેની આસપાસ આરસ પહાણની સડકો ધોળી દુધ જેવી લીલા ઝાડોની હારમાં ઘણીજ સુંદર દેખાતી હતી. આ બંગલો રંગ બેરંગી ચિત્રેલો હતો. તેની બાંધણી સાદી હતી. તેની ખુરશી જમીનથી એક પુરૂષ ઉંચી હતી. તેને બે માળ તથા ત્રીજે માળે મોટી અગાસી સફેદ આરસ-પહાણની પાથરેલ તલીયાવાળી હતી. તેની આજુબાજુ સુંદર નકસીદાર પથ્થરનો કોઠો હતો.

એક રોજ સવારમાં આ બંગલાની નીચે કેટલાક સવાર ઉભા હતા અને એક સુખપાલ તથા બે ઘોડાઓ ખાલી હતા. સવારો, રાવતો અને ભોઇઓ જુજ વાતો ચલાવી રહ્યા હતા. બંગલાના બીજા માળના બગીચા તરફ પડતા ઝરૂખામાં એક જવાન સખસ સિંહાસન ઉપર બેઠેલો હતો. તેની પાસે એક જવાન અને બીજો વૃદ્ધ નીચે બેઠા હતા. તેઓ ધીમે ધીમે વાતો કરતા અને વિચારતા હતા તેવામાં વૃદ્ધ માણસ બોલી ઉઠ્યો "બાઇ તું રૂપનાં આટલાં બધાં વખાણ કરેછે તે કદાચ અતિશયોકતી નહિ પણ ખરી વાત હશે તોપણ તે ઇંદ્રવાયણાનાં ફળ, તેને ખરીદવાથી કાંઇજ લાભ ન સમજીશ. વળી સાપની ફેંણ ઉપર મણી, વાઘની મુંછના વાળ, સિંહને કુલે મધ, એ લેવા જતાં ઉલટું નુકસાન થાય, ત્યારે આપણે તેના વિના શું નથી ચાલતું? આપણે કયાં કોઇ વાતની કમી છે? અને જો મહારાજાની મરજીજ થઈ છે તો એતો શું પણ એથી વધારે સરસ તજવીજ કરતાં મળશે. પણ ચાહીને બળીઆથી બાથ બીડવી, ઉંઘતા સિંહને જગાડવો, પડેલ સાપને છંછેડવો એ કાંઇ ઠીક નહિ. શેરથી પાંચ શેરી ભારે એટલી ભારેજ. માટે મારી સલાહમાં તો એ વાત કરવી દુરસ્ત નથી આવતી. હજી આપણે માંડ પિતાજીની પ્રતિજ્ઞાઓ ઇશ્વર પ્રતાપે પૂરી કરી આવ્યા છીએ. ખરચ સામટું થઈ ગયુંછે. સામાન ઘણો ખપી ગયો છે. બિચારા સીપાઇઓને હજી પુરો થાક ઉતર્યો નથી. હજી કેટલાક જખમી સાજા પણ થયા નથી, ત્યાં આવો મોટો આદર કરવો એ ડાહાપણનું કામ નથી, અને આપણને એવું શું આવી પડ્યું છે!

એવું શું એ વિના નથી ચાલતું ? માટે એ વિચારતો માંડી વાળવા-માંજ ડાહાપણછે. એકવાર ફતેહ થઈ માટે હમેશ જય થશે એમ ધારી કજીઓ વેચાતો લેવો અને તે પણ બળીઆથી બાથ ભરવી એ છોકરમત કહેવાય. એમાં વિનાશ ઉપજે. પછી જેમ આપની મરજી." આટલું સાંભળી પેલો નીચે બેઠેલ જવાન ફરીથી બોલ્યો. "કાકા એતે એવડો ક્યાંથી મોટો થઈ ગયો? શું એ ક્ષત્રીછે ને બીજા વાણીયાછે? શું એ સિંહછે?? ને બીજા સાબરછે? શું એ રાજાછે ને અમે રાંક છીએ? એને અલબત ચાહીને ન છેડત પણ આપણા રાજમાંથી, આપણા કબજામાંથી, આપણા મુલકમાં પેસીને દેશની શોભા, રાજમાં ખરીદવા લાયક રત્ન, આંખોમાં આંજી લઈ જાય અને અમે ક્ષત્રી બચ્ચા બેઠા બેઠા જોયા કરીએ ! સિંહનો શિકાર હાથી લઈ જાય ? વળી મામાએ એનું નાક કાપ્યુંછે, એના શહેરનો પૂર્વનો દરવાજો પાડ્યોછે, એથી તેની સાથે આપણે દુશ્મની નથી શું? શું આ નવું વેર કરવું છે ? અને તે વેર તેના અંતઃકરણમાં છે છતાં તે આપણા શહેરની થડમાં આપણા ઘરના આંગણા સુધી ડાઠમાઠથી નિર્ભયપણે આવી પેસે ને આપણે છાંનામાના જોયા કરીએ! આપણી હદમાં આપણે તેને પેસવા દઈએ ! અને તેમ કરીએ તો આપણે ક્ષેમકુશળ રહીએ એ કેમ બને? એટલા માટે ડરવું એતો ગાંડાઈ છે. તેમ આવું સારૂં રત્ન, ઇશ્વરે એકજ વખત પેદા કરેલ અપ્સરા, પાસે પડેલ આંગણામાં ઉપજેલ બીજાને લઇ જવા દેવું એ મુર્ખાઈ એથી અપકીર્તિ અને નામરદાઈ માટે મારો મતતો તમારા મતને બીલકુલ મળતો નથી, પછી જેમ મામાની મરજી." આટલું બોલી તે ચુપ રહ્યો એટલે પાટ ઉપર બેઠેલ મા-ણસ બોલ્યો. "ભાઈ તારૂં કહેવું મને ઠીક લાગેછે, કારણ હું તેનાથી કાંઈ આ નવું કૃત્ય કરી વેર બાંધું એમ નથી. એતો મારો કટ્ટો દુશ્મન મારા પ્રિય પિતાનું અપમાન કરનાર દુષ્ટછે. માટે એના પુરનું નાક કાપવાથી મને સંતોષ વળ્યો નથી. હજી મારૂં મન ઠંડું થયું નથી. માટે તે જો મારા સામો આવશે તો જોશે અને જાણશે કે ક્ષત્રી બચ્ચા હજી દુનિયામાં છે. એને મેદાનમાં પડવાનું છે અને

મારા વિજયી અજીત દેવતાઈ કિલ્લાની આખરે પણ સાક્ષીછે. મારી હિમત મારી બુદ્ધિ અજમાવવાની મને ઘણી હોંશછે. નાંના રાજાઓને ફોડવામાં કાંઈ પરાક્રમ નથી, પણ બરોબરીયાથી બાથ ભીડવામાં રણસંગ્રામ મચાવવા અને શૂર તથા બુદ્ધિ બતાવવામાં હારીને મરીયે યા જીતીને મરીયે, તેમાં શોભા કિર્તિ અને બહાદુરીછે. ક્ષત્રી બચ્ચો યુદ્ધમાં નામ નહિ કાઢે, યુદ્ધમાં ઉમર નહિ ગાળે, અને યુદ્ધમાં અમર નહિ થાય, ત્યારે જન્મીને શું કરશે? દુનિયામાં શું કામ પેદા થશે? માટે મારો વિચાર તારા મતને મળતો છે, અને એજ નક્કી સમજ. એમાં ઝાઝું વિચારવા જેવું કાંઈ નથી. જ્યારથી તેં એ સ્વરૂપાને વર્ણવી ત્યારથી મારૂં મન વિંહલ થયુંછે, ત્યારથી મારી વૃત્તિ અસ્થિર એ કુમારીકામાં લાગીછે, માટે ધર્મના કામમાં ઢીલ નકરવી. સારાં કામ તો કીધાંજ ભલાં." આટલું બોલતાં તે ઉઠ્યો, અને પોતાની પાસે બેઠેલ વૃદ્ધ માણસને હુકમકર્યો કે, "તમે બંને દરબારમાં જાઓ, ત્યાં હું પણ મહાદેવજીનાં દર્શન કરીને આવુંછું." આટલું કહી તે નીચે ઊતર્યો. સુખપાલમાં બેઠો અને આગળ ચોપદાર નેકી પોકારતો તથા પચાસ સવારોમાં ઘેરાએલો ઝપાટાબંધ ચાલી બાગની ઘટામાં ગેબ થયો, એટલે બીજા બંને માણસ મુંગામુંગા નીચે ઉતર્યા, પોતાના ઘોડા ઉપર સવાર થયા, અને દસબાર પ્યાદલ સમેત જોતાં જોતાં બાગના દરવાજામાંથી શહેર તરફ ચાલ્યા.

પુરૂષને દુનિયામાં ઉછરી મોટા થવામાં, સંસાર ચલાવવા અને સુખી થવામાં સ્ત્રીની જરૂર જન્મે ત્યાંથી મરે ત્યાં સુધી છે. તમામ વસ્તુ વિના ચાલે પણ સ્ત્રીની મદદ વિના ચાલે એવું નથી. અને એટલા માટે પુરૂષને સ્ત્રીની મદદ જેટલું બીજું કિમતી કશું નથી. તે મદદ આપવાને શક્તિમાન કરવાને તેના હૃદયમાં અખૂટ નિર્મળ સ્વાર્થ રહીત પ્યાર એટલો બધો મુકેલો છે કે તેનો અતીશય ઉપયોગ કર્યાં છતાં તે ઘટતો નથી. એ પ્યારનો મુકાબલો કરવાને પુરૂષ બીલકુલ અસમર્થ છે. કારણ તેના મનની અંદર પૈસો કીર્ત્તિ યશ આદી મેળવવાની ઉત્કંઠાને સાથે પ્યાર માત્ર એક ખૂણામાં છે. પણ સ્ત્રીનું હૃદયતો નિકેવળ પ્યારથીજ ભરેલું છે. તેના દાખલા

પ્રત્યક્ષ જોવામાં અને અનુભવમાં આવે છે. સ્ત્રી જાત જેટલા પ્યારથી પોતાના સ્વામી ભાઇ બાપ કે પુત્રને ચાહે છે, તેમની સાથે અહોનિશ રહેવાને જેટલી ઇંતેજાર રહેછે, તેમના વિયોગથી જેટલી કષ્ટાયછે, તેમનું દુઃખ જોઈ જેટલી આંતરડી બાળેછે, તેના પ્રમાણમાં પુરૂષો કાંઇજ કરતા નથી. અને તેમ છે તોજ તેઓ પોતાનું સંસારિક કામ કરી શકેછે. તે જો ઘરમાંથી બહાર નીકળતાં બૈરાંની પેઠે દુઃખી થતા હોય, વિયોગ થયા પછી તેવા વિકળ રહેતા હોય, તેમનું દુઃખ જોઈ તેવા કષ્ટાતા હોય, તો તેમનાથી ઘર બહાર નીકળાય નહીં, કાંઈ પણ ઉદ્યમ નિરાંત જીવે થાય નહિ. અને તેથી તે હમેશ બેચેન રહે, તંગીમાં રહે ને અંતે દુઃખ પામી દરિદ્રી થાય એટલું તેમનું હૃદય સ્ત્રી જેવું નરમ ને માયાળુ ન રાખવામાં અને સંસારિક વિષયોમાં ખૂચવવામાં મહાપ્રભુએ જેમ ડહાપણ વાપર્યુંછે, તેમજ સ્ત્રીઓનું અંતઃકરણ અતી પોચું અને પ્રીતિનું ભરેલું રાખવામાં પણ બુદ્ધિ વાપરીછે. કારણ કે સ્ત્રીજાતી સ્વાર્થ રહીત અખૂટ પ્યારથી ન ભરેલ હોત તો પુરૂષની શી દશા થાત? બાળકપણમાં જન્મે ત્યારથી ઉછરી મોટા થતાં સુધી અનેક પ્રકારની રોકકળને કનડગત—વારંવાર આવતી બ્યાધીઓ દૂર કરવાની માથાફોડ, ગંધવાડ અને બેસમજની હઠને માટે સહન શક્તિ, અને ભૂખ થાક ઉજાગરો અને સંસારિક સુખોનો ત્યાગ ગમે તેવી હાલતમાં ગમે તેવું બાળક હોય તોપણ—મા અથવા બીજી સ્ત્રી હોંશ, ખુશી અને ફિકર સહીત કાયર થયા વિના કરેછે તે શુદ્ધ પ્યાર વિના કેમ બને? અને ન બને તો બાળક ઘડીભર પણ કેમ જીવે? આવી રીતે પુરૂષને બીજરૂપમાંથી સારા થડવાળા ઝાડના રૂપમાં સ્ત્રી મહેનત કરી તજવીજ રાખી પોતાના પ્યારરૂપી પાણીથી ઉછેરી મોટુંજ તે કરેછે એથી બીજી મોટી કઈ મદદ જોઇએ? તેવીજ રીતે વૃદ્ધાવસ્થામાં પણ ચિરડાઊ સ્વભાવ સહન કરવો, અનેક પ્રકારનાં ભોજનનું મન થાય તે કરી આપવાં, જાત જાતનાં રોગનાં ઓસડ કરવા ચાકરી કરી ગંદવાડ ખમવી, એ સ્ત્રી વિના કોણ સહી શકે? તેમ ન હોય તો પુરૂષ વેળાસર સન્યાસી કે ત્યાગી થાય. તેની તંગીથી

તુરત મરણ પામે, અને મરણ ન પામે તો મૂવાથી અધિક દુઃખ જીવતાં નર્ક જેવું પામે. આ પ્રમાણે માને બદલે બીજી કોઈ સ્ત્રી બાલ્યાવસ્થામાં તેમ વૃદ્ધાવસ્થામાં પોતાની સ્ત્રીને બદલે બેન, દીકરી કે બીજાું કોઈ સારી શકે, પરંતુ યુવા અને મધ્યાવસ્થામાં તો તેને પોતાને સારૂ એકજ પોતાનીજ હમેશની થાય એવી સ્ત્રીની અતી જરૂર અને તે જરૂર બીજાંથી પૂરી પડી શકતી નથી. આ વખત સ્ત્રીની જેમ જવાની તેમ તેના પ્યારનીપણ જવાની હોય છે. તે ઉભરાએલો અંતઃકરણમાંથી રગેરગ પ્રસરેલો અને આસપાસના પદાર્થો સુધાંત પર છુટક વેરાતો ઘણાજ જોરમાં હોય છે. અને તે જેમ નિર્મળ હોયછે તેમ તેની અસર પુરૂષપર વધારે થાયછે. તેના શુદ્ધ પ્રેમનું આકર્ષણ એટલું બધું પ્રબળ હોય છે કે વજ્ર જેવી છાતી વાળા, શત્રુના કટકા કરતાં જરા ન અચકાતા માત્ર તેની યાદદાસ્તીથી પરદેશમાં પડ્યા પોતાની આંખોમાંથી આંસુની ધારા ચલાવેછે, છાતી ભરી નાંખેછે, અને વિકળ થાયછે. તેની અસર કુદરતી કરામતથી એટલી બધી થાયછે કે મારધાડ કરતો અગ્નિ જેવા ગરમ સ્વભાવનો માણસ પણ તેની સ્ત્રી આગળ શાન્ત થઈ જાય છે. અને તેને માત્ર ખુશ કરવાને સારૂ આખી ઉમર અનેક પ્રકારનાં સાચાં જુઠાં પ્રપંચ ને મહેનત કરી દ્રવ્ય મેળવેછે. અને તેનાં મન માન્યાં મોહે માગ્યાં લૂગડાં ઘરેણાં અને જોઈતી ચીજો પૂરી પાડતાં કદી ધરાતોજ નથી. તેના પ્યારની ખાતર તે મુર્ખ અભણ હોય તો ભણીગણી ડાહ્યો થઈ જાય, ગરીબ હોય તો બને ત્યાં સુધી ઉદ્યમ કરી સંસારી હાલતમાં સુધરી જાય, આળસુ બેશી રહેતો હોય તે ધંધે લાગી જાય, અને તેને પસંદ પડતા વધારે વહાલા થવાને તેનો વધારે પ્યાર સંપાદન કરવાને રાત દહાડો તજવીજમાં રહ્યા કરેછે. આવી રીતે પુરૂષ તેના નિર્મળ પ્યારના બંધનમાં બંધાઈ જાયછે. અને તેમ કરવામાં તે કાંઈ ખોટું કરતો નથી. કારણ કે નિર્મળ પ્યારની—માત્ર પોતાનેજ સારૂ પેદા થયેલા—પોતાનાજ ઉપયોગમાં આવતા સાચા શુદ્ધ પ્યારની કદર જેટલી ન કરાય તેટલી ઓછીછે. કારણ એ પ્યાર અમુલ્ય છે. એ પ્યારને લીધે સ્ત્રી

પોતાના શરીરનો, પોતાના તમામ સુખનો, અને પોતાના જીવસુધીનો ભોગ આપવાને હમેશ તત્પર રહેછે. પતિનું મન હમેશ ખુશી રાખવાને તે પોતાનું દુઃખ હોય તે છુપાવી દઈ ખુશી રહેછે. અનેક પ્રકારનાં તેની મિઠી વાણીમાંથી અમૃતરૂપી વાક્યોથી, ખરા હાવ ભાવથી અને એક નેત્રાથી તે હમેશ સ્વામીને ખુશી જોવાને તત્પર રહેછે. અને તેને જરા દીલગીર જુવે તો તેનું કાળજું ધબકેછે, તે પોતાને મહા કષ્ટ થયું માનેછે, અને અનેક યુક્તિ કરી તેને ખુશી કરેછે ત્યારે સંતોષ પામે છે. અને ટુંકામાં કહીયે તો સ્ત્રી પોતાના સ્વામીને સુખમાં વધારે સુખી અને દુઃખમાં પણ પોતાથી બની શકે તેટલો સુખી કરવાને કુદરતી કોશીશ કર્યાજ કરેછે. ખાવાપીવામાં, રમતગમતમાં, મોજમજામાં અને ઇશ્વરના આપેલા સુખોનો ઉપભોગ લેવામાં પુરૂષને સાચા સોબતીની—રાત દિવસ હાજરી પુરનાર—તેની મરજી મુજબ વરતી વધારે સ્વાદ આપનારની ગરજ તે સ્ત્રી એટલી બધી સારેછે, કે તેને બીજા કોઇની જરૂર રહેતી નથી. તેની વાણીમાં એવી મિઠાસ તેની હીલચાલમાં એવી મોહની, તેના સામું જોવા અને પ્યાર બતાવવામાં એવી જાદુઈ કરામતછે, કે તેના જેવું કોઇથી થઈ શકતું નથી. અને તેના જેટલું પુરૂષને બીજાનું પસંદ પણ પડતુ નથી. એટલે તેને સંસારિક સુખનો ઉપભોગ લેવામાં સ્ત્રી ખાસ સહાયભૂત થઈ પડેછે. તેમ તેના મંદવાડમાં તેનો માયાળુ હાથ ફરવાથી, તેના પાસે ગુપચુપ ઉદાસ ચહેરે ટપકતે આંસુએ બેશી રહેવાથીજ પુરૂષની અડધી બિમારી ઉડી જાય છે. તેની ખરી લાગણી અને તેથી તેનાથી થતી ચાકરીની બરોબરી કોઈ કરી શકતું નથી, તેથી તેની હાજરીથીજ વેદનામાં અર્ધ ઘટારો થાયછે. અને તેની બિમારીમાં મોટામાં મોટું ઔષધ તેની સ્ત્રી થાય છે. તેમજ આફતના વખતમાં જ્યારે તમામ દુનીઆં તેનો ત્યાગ કરે, ત્યારે તે બધાની ગરજ સારવાની પોતે કોશીશ કરે છે. તે સુખ કરતાં પણ દુઃખના દિવસમાં વધારે ચાહે છે. બહારથી ઘબરાએલો, આફતમાં લપટાએલો, લોકોના ફિટકારથી ત્રાસ પામેલો, દુનિયાંથી કંટાળેછે, અને તેનો ત્યાગ કરવા અથવા નાશી જવાનો

વિચાર કરેછે, ત્યારે તેને તેની વ્હાલીની કાળજી,તેના ઘરની પોતાની ગેરહાજરીમાં થતી બુરી હાલત, પોતાને આધારે જીવનાર અબળા તેને યાદ આવેછે તેથીતે અટકેછે. અને જ્યારે તે પોતાના ઘરના આંગણામાં પગ દેછે, પોતાની વહાલીનું દયામણું માયાળુ મોં જુએ છે, તેની ચાકરી તેની પ્રીતિ અને તેની બરદાશ્ત અવલોકેછે, ત્યારે તેને હજી ગ્રીષ્મ તડકામાં છાંયડોછે,હજી તેને દુનિયામાં ખરા દીલથી ચાહનાર, માન આપનાર, અને ખમાંખમાં કરનારછે, અને તેથી દુનિયામાં હજી સુખછે, એમ તેના મનમાં આવેછે, તેથી તે સંતોષ પામેછે,અને તેની વૃત્તિ કાયમ થાયછે. થોડીવાર તે તમામ દુઃખ ભૂલી જાયછે, અને પાછો આફત ઝાળવાની આશાભેર કોશીશ કરવામાં દુઃખનું ઓસાડ દહાડા ગાળેછે, તેથી તે અંતે સુખી થાય છે. આવી રીતે તેને આપત્તિમાં દિલાસા, મદદ તથા તમામ વિષની ગરજ સારનાર તેની સ્ત્રી થાયછે, એટલુંજ નહીં પણ તેને આફતના કૂવામાંથી નીકળતાં તે દોરડારૂપ થઈ પડેછે. એટલે કે માત્ર તેનાજ આશ્રયથી તે દુઃખનો દરિયો તરી કિનારે આવે છે. શિવાય તેને ઘર સંસાર ચલાવવામાં બહુ ઉપયોગી અને ખાસ મદદગાર રહેછે. પુરૂષ ઘરના કામકાજથી તદન બેફિકર રહેછે. તે ગરીબ હોય તો તેને સ્ત્રીથી બહુ વિસામો,કમાવામાં ને પૈસો એકઠો કરવામાં બહુ મદદ મળેછે. તે કરકસર કરવાની કુશળતાને લીધે-પોતાથી બની શકે તેટલો ધંધો કરીને ધણીને બહુ ગુણ કરી આપે છે. તે પોતાના ધણીની ચાકરી–તેના ખાવાપીવામાં, નહાવાધોવા, લુગડાંલત્તાંની તજવીજ રાખી એટલા તન અને મનથી કરેછે, કે તેવી બીજા કોઇથી થઈ શકે નહીં. તે પોતાનો રોજગાર કરતાં બહાર મજુરી કરે, પણ ઘેર આવે ત્યારથી શેઠ થઈ બેસેછે, તે તેની સ્ત્રીના પ્રતાપથીજ. છોકરાંની બરદાસ્ત કરવાનું કામ પણ સ્ત્રી ઉપાડી લેછે. ધણી વ્યસની હોય, નઠારા સ્વભાવનો હોય અને અકરમી હોય, તોપણ સ્ત્રી તેની સેવા કરેછે, તેની તબીયત ઉઠાવે છે, અને છેવટ પોતે કમાઇને પણ તેને ખવરાવે છે. આવી રીતે ગરીબને તેની સ્ત્રી ઉપયોગી થાયછે તેમજ તવંગરને પણ થાયછે.

ગરીબને તેના ગરીબી કામમાં મદદ કરે તેમ અમીરને તેના અ-મીરી કામમાં મદદ કરેછે. અને એટલા માટે—ઉપર કહ્યું તેવું સુખ મળવાનું ધારીનેજ પુરૂષ જવાન થયો કે સ્ત્રી મેળવવાને વલ-ખાં મારેછે. તેને પોતાની મોટામાં મોટી આશા ગણેછે, અને તે પૂર્ણ થાય ત્યારે પોતાનો જન્મ સફળ થયો માનેછે.

તેમજ ઉપર કહ્યા મુજબ વરતે તેનું નામ સ્ત્રી. તેવી સ્ત્રી ન હોય તો ઉલટી પિડા. જેમ તેનું મન શુદ્ધ, જેમ તેનો પ્યાર પવિત્ર, તેમ તેની કિંમત વધારે, તેમ તેની કદર વધારે થાય. ગરીબથી એવી શોધ તપાસ કરી પરણાતું નથી. તે બિચારો જેવી મળે તેવીથી સંતોષ પામે અને જેટલું સુખ મળે તેટલું "નહાયા એટલું પુન્ય" સમજે. પણ તવંગર, સમજણા, ભાગ્યશાળી, પોતાનું હિત સમજનારા શ્રીમંત એવું અરૂ રત્ન ખોળવાની કોશીશ કરેછે અને તેમાં ફતેહ પામે ત્યારે જીંદગી સફળ થઈ સમજેછે. અને એવું રત્ન મેળવવાની ખાતરજ આપણે જુનાગઢના બગીચામાં રાયખેંગારને પોતાના વૃદ્ધ વજીરની મરજી જે તેણે આજ સુધી કદી તોડી નહોતી, જેના કહેવામાં તે હમેશ કલ્યાણ સમજતો, તે તોડવામાં લાંબો ટુંકો વિચાર કર્યા વિના, પોતાના શિરસ્તા પ્રમાણે તમામ મંત્રીઓની સલાહ લીધા વિના, આદર કરી હુકમ પણ આપી દીધો. જ્યારથી તેને પોતાના ભાણેજ વીસલજીએ મજેવડીમાં શિવાલયમાં રાણકદેવીને જોઈ આવી તેજ રાતે તેની આગળ વાત કરી, તેનાથી બન્યાં અને તેનાં આવડ્યાં એટલાં તેના રૂપ ગુણને વર્તણુકનાં વખાણ કર્યાં, અને તેની અસર ભૂખ્યા માણસને મિઠાઈ, તરસ્યાને અમૃત આપવાની વધામણી જેવી થઈ તેના પ્રેમાતુર મને તે તમામ બિના સાચી બલકે સાંભળ્યા કરતાં સવાઈ માની લીધી, ત્યારથી તે વિચાર સં-કલનામાં ગુંથાયો. તે આશાના ડુંગર ઉપર સપાટાબંધ ચઢી જશે એવી હીંમત લાવ્યો. તેને દેસલજીની વર્ણવેલી સ્વરૂપાનું ધ્યાન થવા લાગ્યું અને તેથી તેને અડધીરાત જતાં સુધી બીજો કશો વિચાર આવ્યો નહીં. તેના મનમાં તેની ધારેલ અપ્સરાએ એવો વાસ કરી દીધો કે, તેમાં બીજી કોઈ વસ્તુ ત્યાર બાદ પ્રવેશ કરી શકી નહીં,

તેને અતીશય આતુરતા વધી. તેને રાતની દરેક ઘડી દરેક પહોર જેવડી લાગી. તે ફરીને ફરીને ચંદ્ર અને તારાઓ સામું જોવા લાગ્યો. પ્રભાત થવા આવ્યું હશે છતાં ઘડી ઉપર નોબતવાળા ઊંઘી ગયા હશે એમ તેણે ધાર્યું, અને જે થોડી વાર તેને નામની નિદ્રા આવી તેમાંપણ તેને એ સ્વરૂપાનાં સ્વપ્નાં આવ્યા કીધાં. પ્રભાતમાં તે બગીચામાં ચિત્તને શાન્ત કરવા ગયો, અને તે સાથે ધારેલ ધારણા પાર પાડવા પોતાના વજીર અને ભાણેજ સહીત જે કર્યું તે આપણે બરાબર જાણ્યુંછે.



## પ્રકરણ ૧૦ મું

દિવસના દસ વાગ્યા વખત મઝેવડી ગામ તરફ આપણે નજર કરીએ. તમામ ઘરોનાં છાપરાંમાંથી ધુમાડા નીકળતા હતા તેથી જણાતું હતું કે તેમાં રસોઈ થતી હશે. તડકો જોરમાં આવતો જતો હતો. ગામમાં છુટક માણસોજ કામકાજે હરફર કરતાં હતાં. બૈરાંઓ છાંણાં ઢોરાં વગેરે બહારના કામથી પરવારી રસોઈ વગેરે કામ કરવા ઘરમાં રોકાએલાં હતાં. મરદો ખેતી કરવાને વગડામાં ગએલા હતા, ઢોરો તમામ ચરવા છુટેલાં હતાં, અને તેથી ગામના દરેક રસ્તા શુન્ય જેવા દેખાતા હતા. વૃદ્ધ બુઢો પટેલો અને એવા બીજા નવરા માણસો ચોરામાં બેઠા હુક્કા પીતા, કેટલાક સીંધરી વણતા, કેટલાક હુક્કા સારૂ નેળ કે છરી સારૂ લાકડાનું મીઆંન છોલતા અને એવા બીજાં જુજ કામો કરતા વાતોના તડાકા ચલાવી રહ્યા હતા; એવામાં એક સવાર દોડતો આવ્યો, ને તેણે ચોરે આવી પટેલને કહ્યું કે, "પટેલ સવારી આવે છે. માણસ પાંચસેં છે તેમાં બીજાં બધાંતો આંબાવાડીયામાં ઉતરશે, પણ ખાસીસવારી અને બઇરાં વગેરે ધઢમાં આવશે, માટે તે સાફ કરાવો અને ઘાસ,માટી વાસણ તથા પાણીનો બંદોબસ્ત કરો." આવા અચાનક સામટા માણસોના આવવાના ખબર એક ઘડીકમાં આખા ગામમાં પથરાઈ ગયા. દરેક માણસ સવારને અજાયબી પામી સવારી આવવાનું

કારણ પુછવા લાગ્યુ, પણ તેતો કહે "મને આગળથી ક્ષેડતો મોકલ્યો છે બીજી ખબર નથી." તેથી તેમની અજાયબી મટવાને બદલે ઉલટી વધી. ટપોટપ ઢેડો, કુંભારો, હજામો વગેરે ગામના એક જે ઘરોમાં હતા તે બહાર નીકળી આવ્યા. કેટલાક વગડામાં પોતાના સોબતીઓને તેડવા દોડ્યા. પટેલ ઘઢમાં ગયા, ત્યાં વળાંવ્યું.એક ઓરડી ઉઘાડી તેમાંથી સરકારી જાજમ, પલંગ, વાસણ વગેરે કઢાવ્યાં અને મકાન વળાર્વાને સાફ કરાવ્યું. તેવામાં ડંકાનો અવાજ કાંને પડવા માંડ્યો. તે દોડતો દોડતો ગામના દરવાજા તરફ ચાલ્યો તેની સાથે ગામનાં બીજા માણસો અને છોકરાંઓ પણ ચાલ્યાં અને નદીના કિનારા પાસે આવતાં તો સ્વારીનું જુથ સામું આવતું નજરે પડયું. ડંકા અને નિશાનની પુંઠે પચીસેક સવાર હથીઆરબંધ ચાલ્યા આવતા હતા. તેમની વાંસે પરસેવાથી પલળેલા અને ધૂળથી છવાએલા પચાસ પાળા ગોદ ચાલથી ચાલ્યા આવતા હતા. તેમની પાછળ એક સુંદર રથમાં એક સુકુમાર જવાન બાવીસ વર્ષનો બહુ વરણો સરદાર બેઠો હતો. તે દેસલજી હતો. તેની વાંસે પચાસેક સવાર તથા તે પુંઠે રથની હાર હતી. તમામ સવારી ગામમાં દાખલ થઈ. ઘરમાંથી નીકળીને ઘરડા તથા જવાન પુરૂષ અને સ્ત્રીઓ જાહેર રસ્તાઓ ઉપર આશ્ચર્યતા સહીત જોવા આવેલા હતા. તેઓ દેસલજીને જોઈ નમતા હતા. તેમની સલામ લેતો તે ઘઢીએ આવ્યો. રથમાંથી ઉતર્યો, અને પાથરેલા પલંગ ઉપર જઈ બેઠો, એટલે તમામ સવારો ગામબહાર આંબાવાડીયા તરફ ચાલ્યા. રથોતો ઘઢમાંજ છોડયા. તેમાંથી અઢીગજી પનાવાળાં ઓઢણાં તથા ઘેરદાર ઘાઘરા વાળાં બઈરાં ઉતર્યાં, અને ગઢની એક કોટડીમાં ગયાં. તેઓ સારી રીતે સણગારેલાં હતાં પણ લાજનાં લંગર હોવાથી તેમના પગની પાંનીપણ પૂરી દેખાતી નહોતી. પાળાઓ થોડાક માઢ ઉપર થોડાક નીચે ઢાળીયામાં અને ન સમાયા તે સવારોની સાથે આંબાવાડીયામાં ગયા. પટેલતો આટલાં બધાં માણસોની બરદાસ્ત કેમ થઈ શકશે એ વિષેના વિચારમાંજ હતો. તે ઘાસને માટે વિચાર બંધ બેસાડતો ત્યાં દાણા સાંભરતો, તેનું વિચારતો ત્યાં શીધાનો વિચારથતો, અને

તે ગામના તમામ વાણીયાને એકઠા કરી પૂરૂં કરવા ધારતો ત્યાં બળતણ ને ખાટલા ગોદડાંની ફિકરમાં પડતો, તે દેસલજી પાસે કેટલીક વાર સુધી ઉભા રહ્યો, અને શું કરવું તેનો સુઝકો પાડવા શોચતો હતો,તેવામાં તે બોલ્યો, "પટેલ અમારે આંહીં બેઘડી રોકાવાનુંછે. તમામ માણસો નાસ્તો કરીને આવ્યાંછે, અને અમારી સાથે પુષ્કળ મિઠાઇછે માટે કાંઈ ધભરાશોમાં. ઘાસની બનતી તજવીજ કરવી પડશે તે હું મારાં માણસોને મોકલું છું. તમે જરા આંહીં બેસો." પટેલ તેની પાસે ગયો એટલે તેણે તમામ માણસોને ખસેડી દીધા. થોડીવાર કાનમાં વાત કરી કે પટેલ તુરત હુક્કો એક ખુણામાં મુંકી ઉતાવળો ધઢીના દરવાજા બહાર નિકળ્યો અને થોડી વારમાં આપણા જુના દોસ્ત હડમતીયાને લઈ આવ્યો. ત્યાં વાંસે રાણકદેવીના ગુરૂજી પણ ઢસડતા આવતા હતા. બિચારો હડમત! તેના મનમાં જે ઉથલ પાથલ થઈ હશે તેનો ખયાલ માત્ર કરવો. તે બિચારો સિદ્ધરાજ જયસિંહનો સસરો કહેવાયો તે દિવસથી પરમ સુખમાં પડ્યો હતો. આખો દિવસ આઇપાને હુકો પીધા કરતો અને ગામમાં મુખી માણસની પેઠે મહાલતો હતો. તે દિવસમાં દસવાર લગ્નના દિવસ આડા કેટલા દહાડા રહ્યા, એ મંદીરના મહારાજને જઈ પૂછતો અને તે દિવસથી, પોતે પાટણમાં મોટા શ્રીમંત તરીકે રહેશે એ વિચાર જ્યારે તેને આવતો, ત્યારે તેના મનમાં જે હર્ષ થતો હશે તેની કલ્પનાજ થઇ શકે. તેના મનમાં નિરાંત હતી. તે આ વખત પણ પોતાના આંગણામાં લીંબડાના ઝાડ નીચે ખાટલો ઢાળી તે ઉપર બેઠો હુક્કો પીતો અને પાસે બેઠેલ ખુશામતીઆઓથી વાતો કરતો હતો. તેવામાં તેને તેડવા પટેલ આવ્યો અને તેને બીજુ નિમિત્ત કહાડી ગઢમાં લઈ ચાલ્યો. કુંભારના મનમાં સંકલ્પ થતો હતો. તેણે રસ્તામાં શિવાલયમાંથી ગુરૂજીને સાથે આવવા તેડાવ્યા ને પટેલને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે કુંવરને માત્ર તમને જોવા છે. ડાઉકું મોં રાખીને કાંઇપણ વધારે વાત કર્યા વિના બંને મુંગા ગઢીમાં આવ્યા અને દેસલજીના પલંગ પાસે આવીને બેઠા, એટલે તે બોલ્યો, "હડમતભાઇ, તમારી દીકરીનાં વખાણ મારા મામાને કાને ગયાં

ત્યારથી તેમનું મન તેના વેરે વરવાનું થયુંછે, ત્યારથી તમારૂં અને એ બાઇનું ભાગ્ય ઉઘડવાનું થયુંછે, અને તેથી તેમણે મને આજ સવારમાં પોતાના રૂબરૂ બોલાવી આ ખાંડું આપી મોકલ્યોછે, માટે તમે આનાકાંની કર્યા વિના અને મુંઝા થયા વિના ઘેર જઇ તૈયારી કરો એટલે અમે ત્યાં ખાંડુ લઇને આવીએ. અમારી ખવાસણો એ બાઇને નવરાવી શણગારી સોરઠની પટરાણી થવા યોગ્ય કરી રાખે અને વ્યહવારની રીત કરી લઇએ એટલે રાત પડતાં પડતાં ઘેર પહોંચી જઇએ. કેમ શું વિચારોછો? હાથી આગળ પડેલ પૂળો પાછો નહિ લેવાય. વાઘની નજરે પડેલ શિકાર બીજાથી નહિ ભક્ષાય, માટે થાઓ હુંશિયાર અને કરો સિદ્ધ કામ.” આવા અચાનક અણધાર્યા ખબર સાંભળતાંજ કુંભારતો સ્તબ્ધ થઇ ગયો. તે એક નજરે દેસલજી સામું મોંમાં આંગળી ઘાલી આંખપણ મટમટાવ્યા વિના જોઈ રહ્યો, અને જ્યારે તે કહેતો બંધ થયો ત્યારે ડોકું ધુણાવી બોલ્યો “મહારાજ રાઇના ભાવ રાતે ગયા.” એ બાઈ હવે સિદ્ધરાજ જયસિંહની કહેવાઈ. આપ જાણતા હશો કે ચાર દસોંદીભાટ બે મહિના ઉપર પાટણથી આવી સગાઈ કરી ગયાછે. આઠ દિવસ થયા તેમનાં માણસ બાઇને લુગડાં ઘરેણાં ચઢાવી ગયાં. આ ગુરૂજી મહારાજ હજી આંહીં ભણાવેજ છે. અને લગ્નના દિવસ આડા પણ થોડાજ દહાડા રહ્યાછે. હવે એ કન્યા બીજે કેમ દેવાય? કદાચ મહારાજા રાયખેંગાર આ વાતથી અજાણ્યા હશે, માટે આપ સુખેથી શેહેરમાં પધારો ત્યારે મારી તરફથી બે હાથ જોડી વિનંતિ કરજો કે એ કન્યાતો સિદ્ધરાજની થઈ ચૂકીછે માટે આપે એ વિચાર બંધ રાખવો.” આટલું સાંભળીને દેસલજી ગુસ્સે થઇને બોલ્યો, “નહિ નહિ એ વાત કદી ચાલવાની નથી, જ્યાં સુધી એના વેરે સિદ્ધરાજ પરણ્યો નથી ત્યાંસુધી એની સગાઈ ફોક થઈ શકેછે. શાસ્ત્ર પ્રમાણે લગ્ન થયાં નથી ત્યાં સુધી વિવાહ તુટવામાં બાધ નથી. માટે લાંબા દિવસની વાટ ન જોતાં આજેજ આ ખાંડા સાથે પરણાવ, અને ચાલ મારી સાથે. તું નથી જાણતો કે સોરઠનો મહારાજા કેવો ઉદાર છે તારે જે લાભ સિદ્ધરાજથી મેળવવાનોછે તે અમારાથી મેળવ.

તેનાથી જે તને કરાર થયો હોય તેથી અમે બમણું આપીયે. વળી તું અમારી રૈયતછે. તારા ઉપર અમારો હુકમછે. તારે તારા ધણીની આજ્ઞા પાળવી જોઇએ. તું પોતેજ તેનોછે તો તને તે સસરો કરવા માગેછે. તેમાં ના શા સારૂ પાડેછે? મહારાજા તમામ વાતથી વાકેફ થયાછે. અને ત્યાર બાદ મને હુકમ આપી મોકલ્યો છે. માટે ઉઠ વહેલો થા,તું જો તો ખરો કે જુનાઘઢ ગયા પાછી તારી કેટલી ખાતર બરદાસ્ત થાયછે. તારી મરજી હશે તો આ મઝેવડીગામ તને વંશ પરંપરા આપવાને સાથે તું કહીશ, તું માગીશ તેવો બંદોબસ્ત કરી આપીશું. માટે માન, લક્ષ્મી ચાંડલો કરવા આવે ત્યાં મોં ધોવા ન જા." આવી રીતે તેણે તથા પટેલે કુંભારની સાથે ઘણી માથાફોડ કીધી, તેણે ઘણો સમજાવ્યો, ધમકાવ્યો, અને ડરાવ્યો, ત્યારે તે તથા ગુરૂજી એકાંતે જઈ એક મત કરી આવ્યા, અને ગુરૂજી બોલ્યા, "અરે મહારાજ! આપ હજી બાળકછો. વગર સમજણની વાત ન કરોઃ ક્યાં ગુજરાતના મહારાજા સિદ્ધરાજજયસિંહ અને ક્યાં રાય ખેંગાર! તેનાતાબામાં સોરઠ જેવા દસકા બંધ પ્રાંતછે. તેનાથી વેર કરી હડમતે ક્યાં રહેવું? તેની કન્યા બીજો લઈ જાય તે કેટલા દહાડા ભોગવવા સારૂ? માટે આપ વિચાર કરો. હડમતને તો પછી પણ આખા જુનાઘઢને પલકમાં ધૂળમાં મેળવી નાંખે ગીર-નારના પથ્થરે પથ્થર જુદા કરી ફેંકી નાંખે, બાબરા જેવા અનેક દેવોની મદદથી ચાહ્ય તે કરી શકે, એવા રાજાની ધારેલ ચીજ તમે લેવાને તાકોછો! મણીધરનો મણી લેવાનો ઇરાદો રાખો છો તેમાંથી કુશળ નહિ નીકળે. તમારૂં પોતાનું, તમારા રાજ્યનુ, તમારી પ્રજાનું કલ્યાણ વિચારતા હો તો સુખેથી ઘેર જઈ રાણકદેવીનું નામ ભૂલી જાઓ. નહિતો કુળનો નાશ કરાવશો. સોરઠને રંડાવશો અને બિચારી રૈયતને માત્ર તમારા સ્વાર્થ સારૂ ધૂળધાણી કરશો. વિચારો ક્યાં તમારૂં રાજ વૈભવ ને લશ્કર અને મહારાજા સિદ્ધરાજની સત્તા? ક્યાં તળાવને ક્યાં સમુદ્ર? ક્યાં ચંદ્ર ને ક્યાં સૂર્ય! ક્યાં ચિત્તા? ને ક્યાં કેસરી સિંહ? વધારે કહેવા કરતાં તમેજ મેં કહ્યું તેનો તટસ્થ વિચાર કરો અને પછી જવાબ આપો. બળીયાથી બાથ ભીડવામાં કોઇએ

સારૂ કાઢ્યો નથી. મોટા મોટા ધારના ધણી જેવા ધૂળમાં મળ્યા ત્યાં તમારો શું હીસાબ છે? તમારો પોતાનો બચાવ નહિ કરી શકો ત્યાં બીજાને બચાવવાની શી આશા! તમે પોતે જીવી નહિ શકો ત્યાં બીજાને કયાંથી જીવાડશો? એને જરા સુખ જોઈ હમેશને સારૂ દુઃખી થવું નથી, રીબાઇને મરવું નથી, સોરઠનો શ્રાપ લેવો નથી, પોતાની એકની એક અપ્સરાને દુઃખી કરવી નથી, માટે એ વાત કદી બનવાની નથી. તેથી બોલ્યું ચાલ્યું માફ કરી અમને રજા આપો!" વચમાં કુંભાર બોલી ઉઠયો, "નહીં નહીં ને નહીં. સો વાતની એક વાત મારે એ કામ કરવું નથી. જે મોહે પાન ચાવ્યાં તે મોહે હું કોયલા નહિ ચાવું માટે હવે હું જાઉછું." આટલું કહી તે ઉભો થયો ને તેની સાથે ગુરૂજી પણ ઉઠ્યા. પરંતુ દેસલજી તો રાતોચોળ થઈ ગયો. અને એટલો બધો ગુસ્સાના આવેશમાં આવી ગયો કે તે હાથમાં ખાંડી લઇ ઉભો થઈ ગયો ને બોલ્યો. "બસ ભિખારી બસ, ઘણું થયું. ગધેડાના સરદાર હદ થઈ. કાલે તારા સિદ્ધરાજનું નાક કાપી મારા મામા ચાલ્યા આવે છે તે શું નથી સાંભળ્યું! ભોંયરાના રાજા કે હંસરાજ મહાડાને રાય ખેંગારના હાથનો સ્વાદ પૂછી આવ. સોરઠનો ધણી જેને ઘેર બાવનહજાર લશ્કર છે, જેની હકુમત સોસો ગાઉમાં છે, જેણે ગાદી ઉપર બેસતાંજ દુશ્મનોને થરથરાવી નાંખ્યા છે, જેના તાબામાં સેંકડો શૂરાઓ હાજર છે, જેને પીંગડે જશ છે, જેની કાયા હમેશાં અજીત છે, જેને માથે ગુરૂદત્તાત્રયનો હાથ છે, જેને શંકર પ્રસન્ન છે, અને જેને અજીત ગઢગીરનારનો સહાય છે, તેને કોણ જીતી શકે એવો છે? ઠામ ઠામ પછાવમાં ન સમજીશ. તુ નહિ માને તો શું થયું? તારા સિદ્ધરાજના દાદાનીપણ પરવા નથી. તેના વેરથી અમે ડર્યા હોત તો કાલે ચાર્લાને પાટણનો દરવાજો શું કામ પાડી આવત? માટે એ વિચાર એ અભિમાન મનમાંથી કાઢી નાંખજે. તારી ના ઘડીભર ચાલવાની નથી. તુ નથીમાનતો તો બેઠો રહે ચાલ ઉઠ પટેલ બોલાવ મારી દાસીયોને ને જોડાવ ખાસો રથ. જેમ શ્રીકૃષ્ણ રૂક્મણીનું હરણ કરી ગયા, સુભદ્રાને અર્જુન હરી ગયા, ઓખાને અનીરૂદ્ધ હરી ગયો, તેમ મારા મામા સારૂ હું એનું હરણ કરી

જાઉંછું પછી જેમ શિશુપાળ, બળભદ્ર, ને બાણાસુરના હાલ થયા તેવાજ હાલ કરાવવાને જેને આવવું હોય તે આવજો. આ સોરઠની જમીનમાં, આ બહાદુર દેશના રાજાઓમાં હરણ કરવાની રીત પરંપરાથી ચાલી આવીછે. તેઓ હમેશ બીડાં ઝડપતા આવ્યાછે, માટે આજે હું કાંઈ નવાઈ કરતો નથી. કેમ માનેછે કે નહિ ? હજી ખુશીથી ઘેર જઈ તૈયારી કરતો હોય તો કર. હાથે કરીને અપયશનું ઠીકરૂં ન લે. આખર કુંભાર બની ઊંટના કામમાં ઝાંખરાં ન રાખ. "પાછળ બુદ્ધિ બ્રહ્મ" ની શિક્ષા માની વાંસેથી વિચારવા ને પછી વિમાસવાનું ન રાખ." આવું તેણે કહ્યું પણ તેને સિદ્ધરાજનો ડર ન મટ્યો. તેને હૈયે ઘુંટડો ઉતર્યો નહિ અને તેણે તો, "સિદ્ધરાજ મને મારી નાંખે," એજ જવાબ છેવટ દિધો, એટલે તે કુંવર હાથમાં મામાનું ખાંડું લઈ ઉભો થયો ને બોલ્યો, "જા હું બળાત્કારે હરણ કરી લઈ જાઉંછું એટલે તારો બચાવ થશે ને મારૂં કામ થશે." એમ કહી તેણે રથ જોડાવ્યો, સાથે પચાસ પાળા, દસ દાસી, ને પોતાની માને લીધી, અને પોતે પટેલ સમેત હડમતને ઘેર ગયો. તમામ ગામમાં એક ક્ષણમાં વાત ચરચાઈ ગઈ. લોકોનાં ટોળેટોળાં દોડતાં આવવા લાગ્યાં, અને હડમતીયાના ઘર આગળ મેળો ભરાયો. કુંભારણના તો હોંશજ ઉડી ગયા, તેતો આભી બનીને ઉભી હતી ત્યાંજ સ્થંભી, અને દેસલજી તેની મા તથા દસ દાસીયો ઘરમાં જઈ પોતાની થવાની રાણી, ઇંદ્રની અપ્સરાને ખેંચી ઉપાડી રથમાં બેસાડી દીધી. અને તે સાથે પોતાની મા તથા એ ડાહી ખવાસણોને બેસાડી પડદા બંધ કરી, રથ પરભાર્યો જુનાગઢને મારગે છડી સ્વારીથી ચાલતો થયો. એકદમ તમામ સ્વારો ઘોડા ઉપર સામાન નાંખવા મંડયા, કેટલાક પાળાઓ કમરે બાંધવા લાગ્યા, ગામના કેટલાક લોક રાણકદેવીના ભાગ્ય વખાણવા અને કેટલાક છૂપગીથી નિંદવા લાગ્યા. કેટલાએક કુંભારને ઠપકો દેતા તથા કેટલાક તેનાં છૂપાં વખાણ કરતા હતા. તેમને ત્યાં અવ્યવસ્થિત હાલતમાં મુંકી તમામ કાફલો જુનાગઢ તરફ રવાને થયો. અને ઘડી પછી ગામના લોક પણ એ

વિષે વાતો કરતા વેરાયા ને પોતપોતાને ધંધે વળગ્યા.—

## प्रकरण ११ मुं.

અહા! મારા કર્મની ગતિ ઇશ્વરે બહુ વિચિત્ર કરીછે! ક્યાં મારૂં જન્મ સ્થાન! કોણ મારા માબાપ! ક્યાં હડમત કુંભાર! ક્યાં લાખો ફુલાણી! ક્યાં સિદ્ધરાજ જયસિંહ! અને છેવટ ક્યાં રાયખેંગાર! આજ સુધી એકે સંકેલ્યું સળે પડ્યું નથી! પ્રથમ અજ્ઞાન અવસ્થામાં બાળપણ આનંદમાં કાઢ્યું, પાછળથી જેમજેમ સ્વામીની અગત્ય જણાતી ગઈ તેમતેમ ભવિષ્યમાં અંધારૂં જોઈ મહાકષ્ટ પામી, અચાનક મનહરણ સવારનાં દર્શન થયાં, વગર પ્રયાસે સિદ્ધરાજનું માગું આવ્યું, નક્કી માન્યું કે પ્રારબ્ધ ત્યાંજ દોરી આયુષ્ય પૂરૂં કરાવશે, પણ પરિણામે તે પણ રદ ગયું. અને અણધાર્યું આ ત્રિજું તાન જાગ્યું. અહા! શું માણસના મનસુબા ને ઇશ્વરની ધારણા? આટલા દિવસ જે જે વિચારોથી કષ્ટાઈ તે બધા ખોટા પડ્યા. પણ એથી મને વિશેષ પશ્ચાતાપ નથી. સિદ્ધરાજને વરવાની મને કોણ જાણે શા કારણે પણ અંતઃકરણથી ઉલટ નહોતી.મારા ઉપર આવીજ પડી હોત તો તે સ્થિતિ હું પરાણે સંતોષ પામી વેઠત. પણ તેમ થવાનું કારણ પેલા દેવી સવારનું દર્શન મુખ્ય હતું. તેનો તો પત્તોજ લાગ્યો નહિ. તે કદાચ કામદેવ સાક્ષાત મારૂં રૂપનું અભિમાન ખંડન કરવા પૃથ્વીપર આવી મને દેખા દઈ અદ્રશ્ય થયેલ હશે. હજી જ્યાં સુધી રાયખેંગારને જોએલ નથી ત્યાં સુધી અંતઃકરણમાં ઊંડી ઊંડી આશા રહેછે કે રખેને તેજ હોય? પણ એમ આશાનો ઉદય માત્ર મારા મનની ભ્રમણાને લીધે થાયછે. એટલાં બધાં મારાં સદ્‌ભાગ્ય ક્યાંથી હોય કે, મારા મનમાં આવે તેજ બધું થાય? પ્રભુ ધારે તો કાંઈ અલભ્ય નથી. કદાચ આ બધો ફેરફાર તેણે એટલા સારૂજ કર્યો હોય. છેવટ મને એ શિકારીનાજ હાથમાં સોંપવી હોય અને એટલા માટે ફુલના ઘરનો સંબંધ નિર્માણ થયાથી પૂર્વના ઋણાનુબંધને લીધેજ મારૂં મન તેના તરફ

ઍંચાયું હશે એવું ખરૂં ઠરે તો, કાંઈ હર્ષ પાર રહે? મારી આંનો તરીકેની ફરજો તો હું યથાસ્થિત સમજાુછું. પોતાના મનોવિકારને દાબી-તેની ખુશીની આગળ પોતાની મરજી તુરત વિસારી-પોતાની પરતંત્રતા યાદ રાખી-સદા શુદ્ધ મનથી તેની સેવા કરવામાં મનકર્મ વચનથી તત્પર રહેવું, એજ કામછે. તેને ખુશી રાખવા એટલીજ વાત જાળવવાનીછે. કોઈ પણ બાબતમાં કોઈ પણ વખત મારે માટે હલકો વિચાર કે પાછું મન તેનું થાય એજ વાત ભૂલી ન જવી જોઇએ, પછી તેના હૈયાનોહાર થતાં વાર નથી, પણ રથમાંથી ઉતરતાંજ પહેલીજ પોળમાં મને ઠેશ વાગી અને લોહી નિકળ્યું, એથી મારૂં ભાગ્ય આ ઘરમાં પેસવું મને ક્ષેમકુશળતાવાળું નથી એમ સુચવેછે. પણ પરાધીનતા-શું હું તે વખત પાછી ફરૂં-આ ઘરમાં પેસવાની હું ના પાડું તો તે ક્ષણભર પણ ચાલે એમછે? અને એ અપશુકનથીજ મને લાગે છે કે મારૂં મન ધાર્યું ન થવું જોઇએ. મારો ધારેલ સવાર રાયખેંગાર ન હોવો જોઇએ. અને કદાચ તેમ હશે તો મને આ રાયખેંગાર તરફ મન વાળતાં અલબત જરા કઠણતા જણાશે, પણ લાચાર! હું મારા સ્ત્રી ધર્મ પ્રમાણે-મારી સંસારમાં જન્મવાથી પ્રાપ્ત થએલી ફરજો સમજી, માણસને ઇશ્વર રાખે તેમ રહી, આનંદ પામવો એવા સંતોષથી મનને સમજાવી-મારો કાળ, મારા પતિને વશ કરીને તો-નિર્ગમીશ, એ બાબતમાં તો પ્રભુ મારા પતિવ્રતપણાને કાંઇજ લાંછન નહિ લગાડે એમને ખાતરી છે, પણ વધારે દુર્ઘટ-મને જે ભયછે તે એજછે કે, આ વાતની સિદ્ધરાજને ખબર પડશે ત્યારે એ આગ્રહી, બળિષ્ટ, સમર્થ, રાજા જરૂર મારા થનાર પતિ ઉપર સ્વારી કરશે, અને તેનું પરિણામ તે એ શુકનનું પરિણામ થશે. પ્રભુ ખોટો પાડે મારો એ સંકલ્પ! પ્રભુ હમેશ આરોગ્ય રાખે મારૂં સૌભાગ્ય! જગદીશ્વર જાળવે મારૂ પતિવૃતપણું! અને પૂરે મારી મન કામના! પરંતુ એજ ભયંકર રસ્તે મારૂં ભાગ્ય ભૂલું પડે, એજ આફતના કુવામાં મારૂં દુર્ભાગ્ય મને ધકેલી પાડે-એવો ભય લાગેછે, પણ વિધિએ કદાચ એવુંજ નિર્માણ કર્યું હશે, તો તે શું મારી શોચનાથી ફરવાનું હતું? માટે

હાલ મિથ્યા શોક મુકું અને કોઇપણ યુક્તિથી મારા થનાર પ્રાણ-નાથનું મોં જોઉં. હે પ્રભુ! સાચી સહાય તારીછે. મારે તારો આશ્રય તારા ઉપર ભરોસો અને તુજ હિતેચ્છુંછે; મારી આશાઓમાં શુભ અંત લાવવો તારા હાથમાંછે." આ પ્રમાણે જુનાઘઢના રાજ્યમહે-લમાં સોનાના પલંગપર બેઠેલ રાણકદેવી વિચારતી હતી, ત્યાં એક દાસીએ આવી હાથ જોડી કહ્યું, "રાણીજી ડાંડીયારસ જોવાને આપને બેનબા બોલાવે છે." તુરત તે ઉઠી અને તેની વાંસે જ્યાં રાયખેંગારની બેન અને બીજાં રાજ્યમંડળનાં બૈરાં બેઠાં હતાં ત્યાં જવાને ચાલી.

આ વખત એટલેક સવારમાં આખા શહેરમાં ધૂમધામ મચી રહી હતી. ગામનાં બૈરાંઓ મળીને રાણકદેવીને જોવાને આવતાં હતાં. તેઓ તેને જોઈ પોતાના રૂપનું અભિમાન મુકી, આવડતાં તેટલાં વખાણ કરી, પોતાના પ્રિય મહારાજાને આવું અનુપમ રત્ન મળ્યું જાણી, આનંદ પામતાં હતાં, અને તેમાં નવાઈપણ નહોતી. ગરીબી લૂગડામાં કુંભારના ઘરમાં-દુઃખમાં અને ભવિષ્યના સુખની નિરાશામાં-જેના રૂપથી લાખો ફલાણી-સિદ્ધરાજના ભાટ-અને બિજા જે જોતા તે સ્તબ્ધ થતા, તે જ્યારે મહારાણી ઠાઠથી-ઉમદા પોશાકમાં, હીરામોતીના શણગારમાં, શોભીતા રાજમહેલમાં, ન્હાઈ ધોઈ સ્વચ્છ શરીરે બેઠેલી જોવામાં આવે ત્યારે પછી શી બાકી રહે! ઘરોઘર ચકલે ચકલે અને દુકાને દુકાને તેના રૂપનાં વખાણ શિવાય બીજી વાત કોઈ કરતું નહોતું. જાહેર રસ્તામાં આવેલ ઘરો અને દુકાનોવાળા પોતાના મકાનનો આગલો ભાગ લીંપી, ચુનો છાંટી તેમાં ચિત્ર વગર કહે પોતાની હોંશથી ખુશી બતાવવાને કાઢી રહ્યા હતા. પોતાના મકાનના આંગણા આગળ કેળના સ્થંભ ખોસવા તથા આસુપાલવ અને આંબાનાં પાંદડાંનાં લીલાં તોરણો બાંધવાનું કામ પણ ઉતાવળથી ચાલતું હતું રાતે રોશની કરવાને દિવાઓનાં કોડીયાં તૈયાર કરવા. પીતળની દીવીઓ માંજી તેમાં દિવા કરવાની ગોઠવણ પણ સહુ ગજા પ્રમાણે કરતા હતા. દરેક માણસે દિવાળીનાં લૂગડાં કહાડી પહેરેલાં હતાં. મહેલ્લાઓમાં ઠામઠામ બૈરાં તથા આ-

દમીઓ વાસણ વગેરે રાંધવાનો સામાન લઈ ઉજાણી કરવા પોતાની યોગ્ય જગ્યાએ ચાલ્યા જતા હતા. તેઓને મન માન્યું સીધું આપવાને દરબાર તરફથી ચકલે ચકલે દુકાનો મુકરર કરી હતી, તોપણ ત્યાં સામટી ભીડ થઈ હતી. ગરીબ આંધળાં પાંગળાં વગેરે અશક્ત માટે સરકાર તરફથી એક ઠેકાણે રસોઈ થતી હતી. અને બાકી આખા શહેરને દરબાર તરફથી ત્રણ દિવસસુધી જમવાનું તેડું એ-ટલા બધા આગ્રહથી થયું હતું કે, ગમે તેવો શોગ હોય તેને પણ જમવા જવાનું હતું. નાત નાતના તડા જુદા હતા, અને તેઓને પોતાને વગ પડતે ઠેકાણે રાંધવાની રજા હતી. કેટલાક માણસો પોતાની નાત તરફથી બાંધેલાં મકાનમાં, કેટલાક ગામ બહાર આં-બાવાડીયામાં, અને કેટલાક પોતાના મહોલ્લાઓમાં રસોઈ કરવાને ગુંથાએલા હતા. દરબારગઢ આગળનો ઠાઠ અનુપમ હતો. ત્યાંની દીપમાળની ગોઠવણ મનહરણ કરે એવી બની હતી. ચોતરફ એકદમ રંગવાને સામટા મજૂરો કામે લાગ્યા હતા. અને તેઓએ કેટલાક ભાગતો સુંદર રંગથી રંગી નાંખ્યા હતા. મોટી મોટી [illegible] કમાનો સ્તંભો ઉપર કુંજગલી જેવી કરવામાં આવી હતી. અને દરબારમાં રાયએં-ગાર મોટી કચેરી ભરીને બેઠા બેઠા પોતાના અમીરો, દરબારીઓ સમેત નાચ, તમાશા વગેરે રમૂજ જોવામાં રોકાએલ હતા. ત્યાં હરેક માણસને આવવાની છૂટ હતી. પણ માણસો ખાવા રાંધવા અને મકાન શણગારવામાં રોકાએલાં હતાં તેથી ત્યાં ભીડ થોડી હતી. મોટા મોટા ચંદરવા ઠામ ઠામ બાંધી દીધા હતા. તેની નિચે દરબાર પાસેના મોટા ચોકમાં ઘોડાઓ અને પ્યાદાઓની લશ્કરી રમત, નટોની કસરત, ભાંડોની ગમત, જનાવરોની લઢાઈ, મલ્લોની કુસ્તી, પાડાઓની ટકર વિગેરે એક પછી એક તમાશા થયે જતા હતા. તેઓને ઉદાર દીલથી રાયએંગાર ઇનામ સીરપાવ આપે જતા અને તે લઈ ખુશી થઈ આશિર્વાદનો વરસાદ વરસાવતા હતા. નો-બત, શરણાઈ વિગેરે વાજીંત્રવાળા રાજ્યદ્વારે હાજર હતા, તેઓ વાજાં વગાડી પોતાની ખુશી અને હાજરી જણાવતા હતા. રાણી-વાસમાંપણ એવીજ ધામધુમ ચાલી રહી હતી. અમીરોનાં બૈરાંઓ

જાતના ભૂગડાં ઘરેણાં કાઢવા તથા શરીર શણગારવામાં રોકાએલાં હતાં. ખવાસણો વગેરે ટોળે મળી ઢોલ તથા શરણાઇના તાલમુજબ એક ગોળ ચકકર બનાવી, ઘેરદાર ઘાઘરા અને રંગ બેરંગી ઓઢણાં તથા સાધારણ ઘરેણાં ધારણ કરી, હાથમાં રંગીન રૂપાની ઘુઘરીયો વાળા ડાંડીયા લઈ ફરતાં ફરતાં ગાતાં હતાં. તેઓની ડાંડીયોની ઘુઘરીઓનો ઘમઘમાટ તથા એક સરખો પડતો ખડખડાટ, ઢોળ શરણાઇનો નાદ, અને તે સાથે તેમના મિઠા સુકંઠી ગાયનના એક સરખા સાદથી એટલી ખૂબી નિકળતી હતી કે તેનો અનુભવ સાંભળ્યા વિના આવે નહિ. તેમ છટાથી શણગારેલી, મર્યાદા વાળી, રાજદરબારમાં રહેનારી સ્વરૂપવાન સ્ત્રીઓ, તેમના રંગ બેરંગી પોશાકની તાલમેલ, તેમની ફુદડી ફરવાની ખૂબી, અને આનંદભેર રમવાની છટાનું વર્ણન પણ નજરે જોયા વિના સમજમાં આવે એવું નથી. નિશાળમાં છોકરાઓને છુટી હતી, તમામ સરકારી કચેરીઓ બંધ હતી, વેપાર રોજગાર પણ બંધ હતો, અને કારીગરોએ અણુજો પાળ્યો હતો, તેથી ગામમાં લોકો આનંદભેર ટોળેટોળાં ફરતા નજરે પડતા હતા. અને દિવાળીના દિવસ કરતાં પણ શહેરમાં અધિક શોભા, ઉત્સાહ અને ખુબી માલુમ પડતી હતી. મંદીરોમાં પણ દીપમાળ ભરવા અને મોટામાં મોટો ઉત્સવ કરવા હુકમ નીકળ્યો હતો, તેથી ત્યાં પણ ઝાંઝપખાજની ઝૂમ ગવૈઆઓની બૂમ અને દર્શન કરનારાઓની ધામધૂમ પુષ્કળ હતી. આખો દિવસ રાંધવા જમવાનું કામ ધમધોકાર ચાલ્યું. પાછલા વખતે દરેક જગ્યાએ પંગતો બેઠેલી નજરે પડતી હતી. ક્યાંહી "હર હર મહાદેવ" ક્યાંહી "અંબેમાતકી જે" કયાંહી "ગુરૂ દત્તાત્રયની જે" અને કયાંહી "ભવ" બોલી લોકો ઘણીવારથી પત્રાવળી સામું જોઈ રહી કાયર થએલા ટપોટપ જમવા માંડતા હતા. સ્વચ્છ બેઠક, ઉઘાડું દીલ, પત્રાવળીમાં જમણ, લીલા પીળા રાતા વગેરે રંગ બેરંગી મુગટા પીતાંબર વગેરે નિશાનીઓમાં જનોઈ વાળા બ્રાહ્મણ અને વગર જનોઇના મેશ્રી વાણીયા વરતાતા હતા. ગડબડસડબડ પીરસનારા, કૂતરાંને એક હાથે મારતા હાકતા તથા

બીજે હાથે ખાતા ઉઠી ઉઠીને જમવાનું લેતા શ્રાવક વાણીયા, કણબી વગેરે લુગડાં સમેત જમવા બેઠા હતા. તેઓને જોવાને રાખેંગાર પોતે ખાસ અમીરો સહ ફરવા નિકળ્યા હતા. તે ઠામ ઠામ આવી લોકોને કોઈ વાતની ખામી કે અગવડ વિશે પૂછતા, તેમને આનંદથી જમતા જોઈ રાજી થતા, જે જોઇએ તે બીજે દિવસ માગી લેવાની દરખાસ્ત કરતા, તથા તેમના ઉપર રાખેલા સરકારી માણસને તેઓને બરાબર સામાન આપવાની તાકીદ કરતા બ્રાહ્મણોને દક્ષણા આપવાનું ફરમાવતા, ને તેમના આશિર્વાદ લેતા, તમામ ઠેકાણે ફરી વળ્યા. તેથી લોકોને ઘણોજ આનંદ, સંતોષ અને પોતાના રાજા ઉપર પ્રેમ વધ્યો.

સાંઝ પડી સૂર્યદેવતા દુનિયાંથી દર્શન કરાય માટે વધારે મોટું રૂપ રાતા રંગમાં બદલી, પશ્ચિમ તરફની વાદળીયોમાં રંગ પૂરી, માણસોના પ્રણામ લેતા, પક્ષીયોને શ્રમ લેવા એટલે હરવા ફરવાની ને ભાવિક શ્રાવકોને ખાવાપીવાની બંધી કરતા, અજવાળા અને પીળા તડકાને ઝાંખાં કરી પોતાની સાથે સંકેલતા, ઢોરોને ઘેર વાળી, ઘાસ દાણા ભેગાં કરી, કમળો બંધ કરી, શહેરનાં માણસોને અજવાળામાં જમાડી આપણા શહેરમાં આખા દિવસથી કરી રાખેલ રોશનીની મહેનતની ખુબી દેખાડવા, તથા છેવટ તારાને પોતાનો અમલ દુનિયાં ઉપર ચલાવવાની તક આપવા પશ્ચિમ તરફની ક્ષિતિજમાં ગેબ થયા. એટલે તમામ લોકો વાસણો લઈ, પેટ ઉપર હાથ ફેરવતા "ઓહીયાં" કરતા તથા રાજાના બંદોબસ્ત, જમણની ગોઠવણ, રસોઈ અને પીરસનારની ટિકા કરતા, પોતાના ઘર તરફ ભરેલ પેટે ધીમે પગલે, ઢીલે પોતીયે, આળસુ શરીરે, કેટલાક પાન સોપારી ચાવતા, કેટલાક બીડીયો પીતા અને કેટલાક એમને એમ ચાલ્યા જતા હતા. થોડા જથાવાળા અને ચાલાક માણસો આગળ તથા મોટા જથાવાળા, બેબંદોબસ્ત અને સુસ્તીવાળા પાછળ પોતાનાં બૈરાં છોકરાં સમેત ટોળાં બંધ ઘરોમાં દાખલ થયે જતા હતા. અને તેઓ વાસણ વિગેરે સામાન મુંકી બજાર તરફ મંદીરોમાં દર્શન કરવા, તથા આમ તેમ ફરવા જવાને ઉતાવળ કરતા હતા.

અહા ! આખા શહેરનો દેખાવ એઘડીમાં અજબ તરેહનો થઈ ગયો. ઠામ ઠામ દિવાઓની હાર, સામટા લોકોની ઉજ્વળ વસ્ત્ર પહેરી હરફર, અને દરેક જગે જૂદી જૂદી ગોઠવણોમાં તરેહવાર રોશનીથી શહેરમાં એટલું બધું અજવાળું થયું, દરેક જગ્યા એવી રમણીક અને આંખ ખેંચાતી હતી કે તેનો ખ્યાલ જેણે એવી રોશની જોઈ હોય તેથીજ થઈ શકે. દરબારની અંદરના દરેક ભાગમાં બહાર અને આસપાસ શહેરમાં, સરકારી કચેરીઓ અને મકાનોમાં, મંદીરોમાં ગૃહસ્થોની દુકાને અને મોટા અમીર મુત્સદીયોના ઘર આગળ. સહુથી સરસ રોશની થઈ હતી. રાયખેંગાર પોતેપણ ઘોડા પર બેસી થોડાં માણસોથી રોશની જોવાને નીકળ્યા અને તમામ જગ્યાએ રોશની જોઇ પોતાના ઉપરનો રૈયતનો ઉભરાઈ જતો પ્રેમ, આ ખુશીના વખતને વધારે ખુશી ભરેલો કરવાની તેઓના પૈસા, મહેનત, અને વખતની કાળજી છોડી અંતઃકરણની ઉલટ જોઈ તેના મનમાં ઘણોજ આનંદ અને સંતોષ થયો.

મહારાજા રોશની જોઇને પધાર્યા એટલે દરબારની પછવાડે કિલ્લાની પેલી તરફના વિશાળ ચોગાનમાં દૂર “લંકા” નામે આતશબાજીનો તમાશો થવાની વાત એકદમ શહેરમાં ચાલી લોકોનાં ટોળેટોળાં શહેર બહાર આ ચોગાનની આસપાસ દૂર સંખ્યા બંધ એકઠાં થવા લાગ્યાં, અને મહારાજા, તેમના ખાસ અમીરો અને દરબારી, મહેલમાં બૈરાંઓ બરાબર બારીઓમાં આવી બેસી ગયાં કે આતશબાજીનો તમાશો શરૂ કરવાનો હુકમ થયો. આ તમાશો હાલ હાલ બે દિવસમાં તૈયાર કરવામાં આવ્યો, તેથી મનમાન્યો નહોતો, તોપણ મોટું શહેર પુષ્કળ સામાન તૈયાર રહેતો, તેથી આંખને રમુજ અને કાનને ત્રાસ પમાડે એવો હતો. લંકાની શોભા, હનુમાનજીનું કુદતું આવવું, રાક્ષસોથી લઢવું, કુંભકરણનું ભયંકર રૂપ, અને લંકાનું સળગવું તે વખતનું હવાઇયો, ફટાકા, ટેટા, ચકરીઓ, રંગ બેરંગી ઉડતા તથા ઉપર આકાશમાં જઈ આવાજથી ફાટી તેમાંથી રંગના વાદળા જેવા ભભુકા તણખા અને વરસાવતા તારાઓનું દેખાવું બહુ અજાયબી પમાડનારૂં હતું. વિસમી-

નિટ આ તમાશો ચાલ્યો. બાદ નજદીકમાં રોપેલ જાતજાતનાં ઝાડ, ચંદરવા, પછેડીઓ વિગેરે સળગાવવામાં આવ્યાં, તેમની શોભા પણ એવીજ હતી. દસમીનીટ એ ઠાઠ પણ ઠીક ચાલ્યો. અને તે પૂરૂં થયું કે લોકો ધુમાડાથી ખાંસતા, નાક તથા મોં આડા ડુચા દેતા, તથા દારૂખાના વિશે પોતાનો મત દેતા વેરાયા.

હવે મહારાજા ભોજન કરવા પધાર્યા, તે વખત વાત ચાલી કે, "મોટી કચેરી જેમાં મહારાજા ગાદીએ બેઠા તેમાં મોટું નાટક થવાનુંછે, અને ત્યાં દરેક માણસને આવવાની છૂટ છે." પણ કેટલાકને આખા દિવસનો થાક લાગેલો, કેટલાકને નાટક જોવાનો શોક નહોતો, કેટલાક વધારે જમવાથી સુસ્ત અને કેટલાક લોકોની ભીડમાં ચગદાવાની ધક્કા ખાવાની અને સામટા વખત સુધી ઉભા રહેવાની મહેનતથી કાયર હતા, તેથી કચેરી તરફ ધારવા કરતાં પરચુરણ લોક થોડા જતા હતા, પણ દરબારી માણસો અને શહેરના ગૃહસ્થોથી કચેરી ભરાઇ ગઈ. એટલાપણ ભરાયા અને મહારાજા બરાબર સાડાદસવાગે પધાર્યા. મહારાજાના સિંહાસનની એક બાજુ ઉપર ચક બાંધી ત્યાં સ્ત્રીઓને મર્યાદા સહ બેસવાની ગોઠવણ કરી હતી. થોડી વારમાં નાટક શરૂ થયું. ગવૈયાઓ સારંગી, તંબુરા, વીણા, મૃદંગ, ને મંજીરા સહીત હાજર થયા, અને મંગળાચરણ શરૂ કર્યું. અહા! શું તેઓનો એક સરખો મિઠો અવાજ! શું તેઓની વગાડવાની કુશળતા? શું તેઓની દરેક રાગનો સ્પષ્ટ ચિતાર સમજાવવાની ખુબી! તેઓનું ગાયન સાંભળવાને જેટલુ ખરચ ને જેટલો શ્રમ કરીયે તે એક ઘડી સાંભળતાંજ વળી જાય. નાટક મંડળી પ્રાર્થના કરી રહી એટલે સૂત્રધારને વિદુષક, અને ત્યાર પછી "રૂક્મિણી હરણ" ના નાટકના એક પછી એક પ્રવેશ નવા નવા પડદા ઉઘડી દેખાતા ગયા. તેની ખુબી, તેઓના પોશાક હાવભાવ, વાણીની મિઠાસ, ગાયનની મધુરતા, અને હુબહુ જે માણસે જેનો વેષ ધારણ કર્યો હોય તેની તદ્રૂપ થઇ ભજવી બતાવવાની શક્તિ એવી અસરકારક હતી, કે નાટક ચાલતાંસુધી દરેકના મનમાં આ ખેલ ખરો જોઇએ છીએ કે ખોટો, જાગીએ છીએ કે

ઊંઘીએ, એવા તર્ક વારંવાર થતો. અને જે જેમ બેઠા હતા તે આદીથી અંતસુધી રહ્યા. કોઇને એકે ઝોકું આવ્યું નહિ. જેજે જોયું તેનો ચિતાર સામટા દિવસસુધી મનપરથી ખસ્યો નહિ. મહાન કવિ કાળીદાસ અને ભવભૂતિના વખતથી જે વિદ્યાનો અભ્યાસ થતો આવ્યો છે, જે ગાયન વિષય અનુપમ પૂર્ણતા વાળો, આ દેશનો જગ પ્રસિદ્ધછે, તે નાટક અને ગાયને તમામ સમજણાનાં મન હરી લીધાં "અચ્યુતં કેશવં રામનારાયણં," કહી જેવું નાટક બંધ થયું કે મહારાજા ઉઠ્યા. અને લોકો કોઈ રાગને, કોઈ ભાવને, કોઈ ગોઠવણને, અને કોઈ વગાડનારાઓને વખાણતા ઘર તરફ ચાલ્યા. રૂક્મિણીની કાન્તી, તેની વાણીની મધુરતા, તેના હાવભાવ અને પતિ તરફનો પ્રેમ જોઈ, રાણકદેવી મનથી ઝાંખી પડી ગઈ. તેને જે દીલમાં થોડું અભિમાન હતું તે ગળી ગયું. ધીમે ધીમે રોશની પણ ઝાંખી પડી ગઈ. લોકો વેરાયા, પોતપોતાને ઘેર ગયા, અને થોડીવાર વાતો કરતા આખા દિવસના થાકથી તુરત આનંદમય અંતઃકરણે સારાં સ્વપ્નાં જોવાને સુઈ ગયા.

આવી રીતે ત્રણે દિવસ ભાતભાતની ધૂમધામ લગ્નની ક્રિયા સમેત ચાલી. બીજે દિવસ લગ્ન થયાં. દિવસે દિવસે માણસોની સંખ્યામાં વધારો થયો. આસપાસ નજદીક તાલુકાઓના અમીરો, સરદારો છેલ્લા દિવસ સુધી આવી પહોચ્યા. ગામડાઓનાં પુષ્કળ લોકો આ મહોત્સવ જોવાને આવ્યાં. દરેક માણસ કહેતું હતું કે આવો ઠાઠમાઠ અને ભભકા ભરેલો દેખાવ આખી ઊમરમાં જોયો નથી, અને જોવાશે પણ નહિ. અને હતું પણ એમજ. રાયખેંગારને મનમાં પરણવાની તથા ઠાઠમાઠ કરવાની અતિ હોંસ હતી. અને જ્યારથી તેણે આ કન્યાને જોઈ તેનો તેને ટુંક વખતમાં અધિક અનુભવ થયો, ત્યારથી તેણે જેટલું ખરચ થાય તેટલું લેખેછે ખરેખાત ઇશ્વરે મહોત્સવ કરવા જેવી જોડ મેળવીછે, એમ નિશ્ચય કરી મોટો સમારંભ કીધો. જ્યારે તેણે પોતાના ધારવા કરતાં અતિ ઉત્તમ, પૃથ્વી ઉપર શોધતાં મહાશ્રમ અને અઢળક ધન ખરચે મળવી કઠણ, એવી અપ્સરા ઇચ્છા થતાંજ મળી અને તેના જોવામાં

આવી ત્યારે જો કે તે રાજા હતો, તેણે સામટી રાણીયો અને સુંદર સ્ત્રીઓ જોઈ હતી, તોપણ તેને આ અનુપમ તો રતીનો અવતાર જ લાગી. તેને મોટામાં મોટું સુખ હવે મળ્યું, એમ તેણે માન્યું, અને પોતાના જેવો પૃથ્વી ઉપર સ્ત્રીની બાબતમાં કોઈપણ ભાગ્યશાળી નહિ હોય એવું અભિમાન ધાર્યું. તે કેટલીકવાર સુધી મહા પ્રભુનો મનમાં પાડ માની વિચારમાં સ્તબ્ધ થઈ રહ્યો અને છેવટ જ્યારે તેણે તે સ્વરૂપાને નખશિખ જોઈ, તેની મધ જેવી મિઠીવાણી સાંભળી, તેનો મર્યાદશીળ રાણીયો કરતાં સરસ વિવેક જોયો, અને છેવટ જ્યારે તેણે તેવા સર્વોત્તમ સાત્વિક સ્નેહના વિચાર જાણ્યા, ત્યારે તે પોતાની અવસ્થા, પોતે કયાં છે ને શું કરેછે, એ ક્ષણભર ભૂલી ગયો. કારણ માત્ર રૂપની કલ્પના કરવામાંજ તેણે ભૂલ કરી એમ નહોતું, પરંતુ ગુણની કલ્પના કરવામાંતો તેને સો મણ તેલે અંધારૂ લાગ્યું. તેણે રૂપાળી સ્ત્રી જોએલ અથવા સુંદર ચિતારાઓના હાથથી અપ્સરાની છબીઓ નિરખેલ તેમાંતો થોડોજ ફેરફાર થોડુંજ રૂપ વધારે આ જીવતી અપ્સરામાં જણાયું. પણ તેના સાંભળવામાં આવ્યું હતું કે તે કુંભારની પુત્રીછે, તેથી એક ગામડીયણ જેવી, ન બોલવા ચાલવાની ખબર, કે ન ખાવાપીવાનું ભાન, ન વિવેક વિનોદની સમજણ, કે ન પતિ સેવાની કદર, ન ઓઢવા પહેરવાની માહીતી, કે ન લાજ મર્યાદનું ભાન એવી અજ્ઞાન અને અબુદ્ધ તેણે તેને કલ્પી હતી. અને તેમાં જમીન આસમાનનો ફરક નિકળ્યો. તે બિચારો પોતાના ધારવામાં ભૂલ્યો અને ભૂલે એમાં કાંઈ નવાઈ પણ નહોતી. તે શું જાણે કે તે કુંભારની પુત્રી નહિ પણ એક મોટા રાજા અને સતી સ્વરૂપા રાણીને પેટ અવતરીછે. તેથી "તુખમે તાસીર"છે. મોરનાં ઈંડાંને ચિતરવાં ન પડે. સિંહણના પેટમાં સાબર ન પાકે! તે શું જાણે કે વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણના ભણાવવાથી તે આટલી બધી સુધરી ગઈ હશે? સારાંશ કે જેવી જોવાની ઉમેદ રાખતો હતો, તે કરતાં અતિ ઉત્તમ તેના જોવામાં આવી, તેથી તેના પ્યારમાં, મોહમાં, હર્ષમાં, અને સંતોષમાં ઘણોજ વધારો થયો. તેને રૂપું માગતાં સોનું મળ્યું. અને તેથીજ તે રૂપ-

સુંદરી, પૂર્ણ પદ્મની, સાચી પતિવૃતા, સતી શિરોમણી, સુઘડ રાજપુત્રી રાણક દેવીને પ્રાણથી વધારે ચ્હાવા લાગ્યો. આવું રત્ન પોતાને ઈશ્વરે આપ્યું તેને જાળવી રાખવા, જરા પણ તેનું દીલ ન કચવાવવા તે અતિશય ઈંતેજાર થયો; અને તેથીજ તેણે વધારે ધૂમધામથી, સામટા ખરચથી આ ઉત્સવ કર્યો.

આ પ્રમાણે માત્ર વરરાજા ધાર્યા કરતાં વધારે ખુશી થયા એમ નહોતું. પણ કન્યાને માટે પણ તેમજ થયું. તેણે કદી ગામડાંના લોકનાં ઘર, અને તેમાંના સામન શિવાય કાંઈ જોયું નહોતું, તેથી જો તેણે વિદ્યા અને કેટલીક પ્રકારની માહીતી વિદ્વાન ગુરૂ પાસેથી મેળવીન હોત, તે ટુંક મુદતમાં ભણ્યા કરતાં વધરે ગણી ન હોત, તો તે એકદમ નર્કમાંથી સ્વર્ગમાં, રાંક પદ્વીમાંથી રાજ્યપદે, કુંભારના ઝૂંપડામાંથી મહારાજાના મહેલમાં, ફાટીટૂટી ખાટલી ઉપરથી સોનાના છત્ર પલંગ ઉપર, જાડાં થીગડાંવાળાં ડોઢ રૂપિયાનાં લૂગડાંમાંથી દસહજારનાં વસ્ત્રમાં, રૂપાનાં જૂજ ઘરેણાંમાંથી હીરા મોતી અને રત્નના અંબારમાં આવતાં વખતે ચિત્તભ્રમ થઈ જાત. તેનું કાળજું ખર્શીને તેને હરખ સનેપાત થાત, અથવા તો તે મૂર્ખ, ભૂખ, અને જંગલી ગણાત. પણ સારૂં થયું કે તે અમીરની પુત્રીને સદ્ગુરૂ મળ્યા હતા. તેણે તેને પ્રથમથી તમામ રાજવૈભવથી વાકફ કરી, બની શક્યું એટલો વિવેક, લાજ, મર્યાદ જે તેનામાં કુદરતી પણ છુપ્યાં વગર સમજનાં હતાં તે જાણવામાં આણ્યાં હતાં. આ બધું હોવા છતાં પણ તેને પોતાની ધારણામાં ભૂલ જણાઈ. તેણે રાજ્ય મહેલને પોતાની રાજ્યઘઢી કરતાં જરા વધારે સરસ, તેનાં લુગડાં ઘરેણાંને પોતે જોએલ તેથી વધારે ઉત્તમ, પણ તેને મળતાંજ ધારેલ હીરા માણક આદીનાં તો માત્ર નામજ સાંભળેલ અને ટુંકામાં તેણે પોતાની જીંદગીમાં જતા આવતા સંઘમાં કે બીજે ક્યાંહી સહુથી સરસ જોએલ, તેવું તમામ ધારેલ, પણ જે તેણે ક્યાંહી જોએલજ નહીં, તેની કલ્પના તેને ક્યાંથી આવે ? અને એટલા માટે તે ધારતી હતી તેમાં બહુ ફરક આવ્યો. જે જે ચિજો તેણે સ્વપ્નામાં જોવી ન ધારેલ, તેનાં તેણે માત્ર નામ સાંભળ્યાં હતાં, તે તેના સ્વતંત્ર ક-

ખજામાં આવી, એક મોટા, અનુપમ શોભિતા, અમુલ્ય સામાનથી શણગારેલા, રાજ્ય મહેલમાં સો પચાસ દાસીઓ, જરા બગાસુ આવે તો પચાસ ચપટીઓ વાગે, જરા ઉધરસ આવે તો પચાસ જણાં ખમાં કહે, જરાએક છીંક આવે તો પચાસ જણાં "શતંજીવ" કહે, એવી સાહેલીઓમાં, એક પંખો કરે, બીજી પગ ધૂવે, ત્રીજી અરીસો ધરે, ચોથી વાળ ઓળે, પાંચમી પાન આપે, છઠ્ઠી પાણી લઈ હાજર ઉભી રહે, સાતમી ચમરી કરે, આઠમી બહાર ગડબડ થતી અટકાવે, નવમી ગાય, દસમી મૃદંગ વગાડે, અગીયારમી હીંચોળો ઝુલાવે, અને બાર સામી ઉભી હાજર રહે, એવા સ્વર્ગના સુખમાં જે કલાબતું તેના માથા ઉપર દુર્લભ હતો તેના તેના પગ નીચે જોડા, જે સોનું તેના ગળામાં અલભ્ય હતું તેના તેના પગમાં અંગુઠાને કડલાં, જે લૂગડાં તેને દિવાળીએ પહેરવાં દુર્લભ તેના ગાદી તકીયા, અને જે ભોજન તેને તહેવારમાં ન મળતું તે તેનાં દાસ દાસીઓમાં હરરાજ, એવા અનુપમ સુખમાં તે આવી પડી. તેને રીઝવવાને અનેક યુક્તિઓ, નાચ, તમાશા, નાટક જેનો સ્વપ્ને ખયાલ નહોતો, તે તમામ તેની મરજી પડે ત્યારે હાજર; અહા! કેવું તેનું ભાગ્ય! પણ આ બધું તો તેને સિદ્ધરાજથી પણ મળત. આવો ફેરફાર થવાનુ નિર્માણ્ય તો તેને ત્રણ મહિનાથી જણાયું હતું. અને તેને માટે જેટલી તેને દરકાર નહોતી એટલી તેને મન પસંદ સ્વામી અને તેના ગુણોની ચાહત હતી. અને એ કાંઈ ખોટું નહોતું. સ્વામીની પ્રીતિ નહોય તો સ્વર્ગનું સુખ દુઃખરૂપ થઈ પડે. તેણે રાજાનો સ્વભાવ અભિમાની, તેઓને સામટી રાણી હોવાથી પ્યારની બરોબર કદર નહીં, એકને પરણતાં બીજીનું માગું ચાલે એવી પ્રકૃતિવાળા ધારેલ. વળી તેનું ધ્યાન મૂળ દિવસથી એક શિકારી સવાર તરફ ખેંચાએલ, એટલે જો એ તેની ધારણાઓ પરિપૂર્ણ ન થાય તો તેનું હૃદય તૃપ્ત થાય નહીં, પણ તેને ઈશ્વરનો આશ્રય હતો. તેનો પ્યાર સાચો નિર્મળ અને એક રંગી હતો, તેથી જ્યારે તેણે રાય ખેંગારને પોતાની નજરે જોયો, અહાહા! તે પોતેજ શિકારી સવાર હતો એમ તેને લાગ્યું, અને છેવટ ખરૂં ઠર્યું, ત્યારે તો તેનો કંઠ ગદ-

ગદ થઈ ગયો. હર્ષથી તે ધ્રુજવા લાગી, તેની આંખમાંથી હર્ષનાં આંસુની ધારા ચાલી, અને તે સાથે જ્યારે તેણે ધીમે ધીમે પોતાના સ્વામીને એકરંગી પ્યાર, તેની વિવેકી મિઠી વાણી, તેનો સાદો હસમુખો, મિલનસાર સ્વભાવ, તેની વિદ્યા, બુદ્ધિ અને ચપળતાએ બધું ઉત્તમ, તેની પ્રેમમય આંખે સર્વોત્તમ જોયું, ત્યારે તેના મનમાંજે હર્ષ થયો, તેણેજે ઇશ્વરનો આભાર માન્યો; પોતાની પૂર્વની બારીમાંથી સવારને જોતી વખતની અને ઉપર બતાવી તેવી સ્થિતિ, અને હાલ તેના મળવાથી, તેના પ્રતાપે મળેલ સુખ અને વૈભવથી, થએલ હાલતનો મુકાબલો કરતાં, સ્વર્ગથી પણ અધીક સુખ પોતાને મળ્યાનું માન્યું. અનેતે પોતાના પ્રાણનાથનાજ પ્રતાપથી, તેને પરણવાને લીધેજ મળ્યું એવું જાણ્યું તેથી, તે બધાની અસર તેના વહાલા પતિના પ્યાર પર થઈ. અને એ બધા વિચારથી, તે સુંદર શણગાર પોતાના પ્રાણનાથને ધારી ધારીને નિરખીને, તેનો પ્રેમ ઉભરાઈ જતો અને તે આજસુધી ધારતી હતી તેથી પણ વિશેશ એટલે અનહદ પ્યારથી ચાહવા લાગી.

આવી રીતે વર વહુએ એક બીજાને એટલા બધા પ્રેમ હર્ષ અને સંતોષથી પસંદ કર્યા કે, તેઓનો પ્યાર અજર તથા તેઓનો સંબંધ અમર થયો. અને તેઓ અનંતકાળ સુધી જુદાં ન પડે, તેઓમાં જરા ભિન્નભાવન થાય, એવા શુદ્ધ નિશ્ચય અને દ્રઢ આગ્રહથી જોડાયાં. અને આવી રીતે પ્રથમ દિવસથીજ તેઓનાં શરીર બે પણ જીવ એક થઈ ગયો, અને તેથી તેઓએ પ્રીતિનો, દંપતી પણાના સુખનો કેવો લાભ લીધો હશે, તેનો વિચાર વાંચનારે કરવો.



# प्रकरण १२ मुं.

પાટણ વાડાની પાસે રાધનપુર સ્વસ્થાનમાં વાઘેલ નામે જુનું ગામ, તેજ નામના મોટા પથ્થરોના બાંધેલા તળાવથી, તથા વાઘેલા રજપુતોના ઉત્પત્તિ સ્થાનથી પ્રખ્યાતછે. તેની આસપાસનો પ્રદેશ

સપાટછે. જમીન ગોરાડી અને રેતાળછે. તેમાં એક વખત બપોરે આપણું ધ્યાંન ખેંચીયેં. સૂર્યદેવ પૂર્ણ જોરથી પ્રકાશી માણસ તથા પશુ પક્ષીના જીવને આકુળ વ્યાકુલ કરતા હતા. આસપાસ ચુપચાપ હતું. ઠામઠામ મોટા લીંબડાઓની છાંયાને લીધે વટેમાર્ગુઓને વિશ્રામ મળતો હતો, આવા લીંબડાઓ નીચે કેટલાક જંગલી લોકો ઉઘાડ દીલે કાળા ભૂતજેવા મજબુત બાંધાના સુતેલા, કેટલાક બેઠે બેઠે વાતો કરતા, તથા કેટલાક જવાન આમતેમ જંગલમાં દોડમ દોડા કરી રહ્યા હતા. તેઓની પાસે ગધેડાં પુષ્કળ હતાં. તે બિચારાં આ ગરમીથી હાંફતાં થાક અને ભૂખને લીધે અશક્ત દુબળાં અને આવી રહેલાં છાંયામાં બેઠાં હતાં. પણ તેઓ ઉપર કાંઈ સામાન લાદવાનો નહોતો. તેથી તેઓ ક્યાંક જઈ આવીને ઘર તરફ પાછાં વળતાં હોય એમ જણાતું હતું. તમામ માણસો અને જાનવરો ભૂખ્યાં તથા તરસ્યાં હતાં. આવા જંગલમાં સખ્ત તાપ પડવાને લીધે, આસપાસની જમીન પર સૂર્યનાં કિરણો પડવાથી વધારે ગરમી થવાને લીધે, તથા વખતા વખત ગરમ અગ્નિની ઝાળ જેવી પવનની લહેકીઓ આવવાથી તરશ એટલી બધી લાગતી હતી કે જો તેઓની પાસે ચાંબડાંની મશકો પુષ્કળ પાણીથી ભરેલી નહોત તો તેઓ પાણી પાણી કરતા મરણ પામત, પણ તેમને આ વિક્રાળ જંગલમાંથી ગોત્યું પાણી મળત નહીં. ચો તરફ નજર ફેરવતાં કોઈ ગામ ઢુકડું જણાતું નહોતું, ફકત ઉત્તરમાં ઘણે દૂર ઝાડોની ઘટા દેખાતી હતી, તે વાધેલ હોય એમ અનુમાન થતું. પણ ત્યાં આવે વખતે પહોચવું તો પછી, પણ આ જગ્યા છોડીને એક માઈલ પણ જવું એ તાન કે લૂને આમંત્રણ કરવા જવા જેવું હતું. ઝાડો નીચે સુતેલાં માણસો જોકે જંગલી, આ મુલકમાં રાત દિવસ ફરનારાં હતાં, તોપણ આ વખતના તાપથી તેઓમાંના ઘણા ખરાનાં માથાં દુઃખતાં હતાં. તેમના નાક અને મોંમાંથી ગરમ શ્વાસ નીકળતો હતો, અને વારંવાર પવનના વંટોળીયાથી ઉડી આવતી ધૂળના ગુંબારથી તેઓ અકળાઈ જતા. તેમનું દીલ ધૂળ ધૂળ થઈ જતું. તેમનાં નાક કાંન અને આંખોમાં ધૂળ ભરાઈ

જતી, અને તેઓને ભૂખ થાક અને તાપે એટલા બધા અકળાવ્યા હતા કે આ વખત તેઓ પોતાનું પેટ, જેને માટે આ તકલીફ ઉઠાવતા હતા તેને પુષ્કળ ગાળો દેતા હતા. આવી અકળામણમાં બેચાર જવાનીયા હાથમાં ડાંગો વાળા દોડતા, હાંફતા, અને પરસેવામાં તરબતર થએલા આવ્યા અને બોલ્યા, "વધાઇછે! વધાઇછે! એક રોઝ પાશમાં પકડાયોછે અને તેને હમણાં પેમલોને છોમલો આંહીં લાવશે," આ ખબર આ ભૂખ્યા કાળ જેવા લોકોને ઘણીજ આનંદ દાયક લાગી. કારણ તેમની પાસે ખાવાનું કાંઈ રહ્યું નહોતું. તેઓને ત્રણ ત્રણ દિવસની લાંઘણ તેમની પ્રતિજ્ઞાને લીધે હતી, તે તોડવાને તેઓ ઉત્કંઠિત થયા હતા. હવે તેઓથી રહેવાતું નહોતું પણ તેઓ આવા ઉજડ પ્રદેશમાં શું લીંબડાની લીંબોળીયો કે થોરનાં ડીંડાં ખાય? કારણ આસપાસના મેદાનમાં નાનાં જાળાં, કેરડા, બોરડીઓ, જવાસા અને થોરનાં ગુંડાં શિવાય મોટાં ઝાડોમાં માત્ર લીંબડાજ હતા. અને તેથી તેઓ જે શિકાર મળે તે ખાઇને વિસામો લેવાનો નિશ્ચય કરી, આ ઝાડ નીચે પડયા હતા. ઘરડા તથા થાકી ગયેલા સુઈ રહ્યા અથવા બેઠા બેઠા જોતા હતા, અને જવાનીયાઓ એક મોટો પાશ બાંધી, તેમાં આસપાસના મેદાનમાંથી જે જનાવર નજરે પડે તેને ભોળવી અથવા હુરેહુરે કરી, ચોતરફથી ઘેરી લઈ તે પાશમાં નાંખવા, અને પછી પોતાના ઉપયોગમાં લેવાને ઇરાદે આમ તેમ શોધ કરતા હતા. પણ આવા સખત જંગલમાં સારૂં જનાવર પણ આ વખતમાં દુર્ભાગ્ય લાગ્યાં હોય કે ફરવા નીકળે. ઘણીવાર ચારે તરફ માથાફોડ, દોડાદોડ અને શોધ કરી અંતે એક મોટા થોરના ગુંડા નીચે છાંયામાં એક રોઝ હાંફતું નિરાંતે બેઠેલું તેમાંના બે જણના જોવામાં આવ્યું, કે તેઓએ પોતાના બીજા સોબતીઓને બૂમોપાડી. આથી રોઝ જાગૃત થયું. દીલ ઝટકી તે ઉપર વળગેલી ધૂળ તથા કચરો ખંખેરી પુંછડાથી ઝાટકતું કાંન ઊંચા કરી સાવધપણે આ લોકો તરફ જોતું ઉભું થયું, અને તેમને આજુ બાજુ ઉભેલા જોઈ ચારે પગે નાસવા લાગ્યું; પણ જેવી આ લોકોએ બૂમ દીધી તેવા તમામ જંગલમાં વે-

રાતા ફરતા શિકારીઓ સાવધ થયા, અને તેઓએ ચારે તરફથી હોકારા કરી બિચારા રોઝને ધબરાવ્યું. તેને શું કરવું, કયાં જવું; તે સૂઝયું નહીં. કેટલીકવાર આમ તેમ ફોગટ દોડમદોડા પોતાનો બચાવ કરવાને કરી, પણ અંતે સામટા શિકારીઓના ચોતરફના હુમલાને લીધે તે વચમાં ઘેરાઈ જવાને આખર જે તરફ પાશ નાંખેલો હતો તે તરફ ખાલી જગ્યા જોઈ નાઠું, પોતાને બચવાને સારો લાગ આવ્યો સમજી વધારે ઉમંગ તથા જોરથી ઠેકતું દોડયું અને શિકારીઓને ઠગીનાસવાનું કરતાં પોતેજ ઠગાયું. આગળ તેના મોત સારૂ, તેના પ્રયત્નના અંત સારૂ, અને તેને વધારે ધભરાટમાં નાંખવા સારૂ બાંધી રાખેલ પાશમાં તે પડયું, અને ફસાયું તેવાજ પેલા શિકારીઓમાંના બેજણ પોતાના બુઢાઓને વધામણી દેવા દોડ્યા. આથી તેઓની અરધી ભૂખ અને સુસ્તી ઊડીગઇ અને ડાઢખોતરી તૈયાર થયા; તેવામાં જે તરફ રોઝ ફસાયું હતું તે તરફથી ઘોડાઓની પડધી વાગવા માંડી. અને જેવા તે ઘોડા રોઝના સામા આવ્યા તેવું તે સ્થિર થયેલું હતું તે ચમક્યું, અને એક જોરથી આંચકો મારતાં ફાંદો તોડીને તેમાંથી છૂટ્યું અને નાઠું આવા અચાનક સ્વારોના આવી પૂગવાથી શિકારીઓ પણ ડર્યા અચકયા તથા અજાણ્યા સ્વારોને સુંદર પોશાકથી ઉમદાં ઘોડાંપર હથીયાર બાંધિ આવતા જોઈ આશ્ચર્યતામાં પડયા, અને તેથી રોઝ સહીસલામત, મોતની અણી ઉપરથી શિકારીઓ "એ ગયું એ ગયું" કરતાજ રહ્યાને ગેબ થયું. આથી શિકારીઓ નારાજ થઈ પાછા વળ્યા, અને સવારો પણ તાપથી અકળાએલા હતા તેથી લીંબડાના ઝાડો તરફ વળ્યા, ને જ્યાં બીજાં માણસોતથા ગધેડાં હતાં ત્યાં મુંગા મુંગા આવી પહોચ્યા, એટલે તમામ માણસોએ તેમને "રામરામ" કર્યાને આવો ઠાકોર" કહી માન આપ્યું. તેઓ ઘોડાં ઉપરથી ઉતર્યા, લીંબડાના થડથી ઘોડાં બાંધી ગાદી પાથરી બેઠા, અને આ માણસો પાસે દેવતા જોઈ હુક્કા કાઢી ભરવા અને વાતો કરવા લાગ્યા.

પેલા જંગલી માંહેનો એક સક્ષ બોલ્યો, "બાપજી આપ ભલે

પધાર્યા અમારી આંખો ટાઢી, પણ મહા મહેનતે પાશમાં પકડાએલું, અમારી ભૂખ ભાગવાને પરમેશ્વરે મોકલેલું, અમારી હાથમાં મોં પાસે આવેલું રોઝ તમારા આવવાથી નાશી ગયું, અરે! તમેજ તેને નસાડ્યું. ભલા એમાં તમને શું લાભ થયો? એ એક જીવ કરતાં અમારા સામટા મનુષ્ય દેહો તમને હલકા લાગ્યા! અમે અંન પાણી હરામ કરીને, ભૂખ તરશ થાક ઊંઘની દરકાર કર્યા વિના સખત તાપ વેઠી સો ગાઉથી ઠેઠ જુનાગઢના પાધરમાંથી હેઠો શ્વાસ મુંકયા વિના ચાલ્યા આવીયે છઇયે. હવે અમારા પ્રાણ કંઠે આવ્યાછે. વધારે ચાલવાને અમારા પગ, વધારે ભૂખ વેઠવાને અમારૂં પેટ, વધારે ઉજાગરા કરવાને અમારી આંખો, અને વધારે શ્રમ લેવાને અમારી કાયા ના પાડેછે. તેનાથી રગઝગ કરતાં ઉલટા અમે અટકી પડીયે. અમારી ધારણા ઉલટી મોડી પાર પડે તેથી લાચારીએ અમે આંહી અટકયા અને ભૂખ ભૂખ કરતા મરવા લાગ્યા, ત્યારે આ રોઝ પકડવાનું ધાર્યું, અને મહા મહેનતે તે પકડાયું. ત્યાં તમે ભંગાણ પાડયું. બાપજી! અમારી જરા તો દાઝ કરવી હતી! અમને પૂછવું હતું, ને પછી દુરસ્ત લાગે તો છોડવું હતું, પણ આવી રીતે પડયાને પાટુ મારવાથી તમને શું લાભ થયો? અરેરે!! હવે તો અમારા જવાનીયા પણ થાકી નાઉમેદ થઈ ગયા, હવે અમારા શા હાલ થશે! અમારાથી વાવેલ કેમ પહોંચાશે? અમારી એડીયે છાળાં પડ્યાંછે, તળીયે ફોલ્લા પડયાછે, અમારૂં શરીર જકડાઈ ગયું છે, અમારૂં માથું કટકે કટકા થઈ જાયછે, ઉજાગરાને લીધે અમને હીંડતાં હીંડતાં ઝોંકાં આવેછે, એ બધું ખમાત, પણ પેટમાં નાંખ્યા વિનાં અમારાથી હવે ડગ દેવાય એમ નથી. તેથી અમે આ છેલો ઉપાય છાશનો ધારેલ, તેમાં તમે ઓછામાં પુરૂં કર્યું. ઠીક ભાઈ તમને ભલું લાગ્યું તે ખરૂં." આટલું સાંભળી પેલા સ્વારોને ધિરજ ન રહી, અને તેમાંનો એક બોલ્યો, "ભાઈ ધિરજ પકડ ધિરજ. એમાં અમારો કશો વાંક નથી. અમને સ્વપ્ને ખયાલ નહોતો કે આંહીં તમારૂં રોઝછે. અલબત અમારા આવવાથી રોઝ ભડકી પાશ તોડી નાઠું, પણ તેમાં અમારો

શું અપરાધ? અમે શી રીતે જાણીયે કે આગળ રોઝ પકડાયુંછે માટે ધીમા ચાલીયે? તેથી અમારા પર ખોટું માનવાનું કાંઈ કારણ નથી, પણ તમારે જુનાધઢથી એટલી ઉતાવળને મુશ્કેલીથી શું કામ આવવું પડયું ને હવે ક્યાં જાઓછો? એવું તમારે માથે શું સંકટ છે તે તો કહો." આવો પ્રશ્ન સાંભળી પેલો જંગલી પણ ડાહ્યો માણસ ફરીથી બોલ્યો, "ઠાકોર અમે પાટણના વાઘરી છીએ; ત્યાંનાં માટીનાં રૂપાળાં, ઘાટીલાં, સોનેરી ચિત્ર વાળાં કુંજા, પ્યાલા, રીકાબી, ખડીયા, બટેરા વિગેરે વાસણ આ ગધેડાં પર ભરી વેચતા વેચતા જુનાઘ્રઢ ગયા, ત્યાં અમારો માલ ખપી ગયો. અમે ઉપડવાની તૈયારી કરતા હતા તેવામાં ઉત્તર તરફને દરવાજે અમે આંબાવાડીયામાં ઉતર્યા હતા ત્યાં એક ઠાકોરને પાંચ સાત માણસો ફરતા ફરતા આવ્યાને, અમને કહ્યું, "કે શેહેરમાં મોટી જમણવાર છે માટે સીંધુ લેવા ચાલો. અમે પૂછ્યું એવડી મોટી કોણ જમણવાર કરેછે કે માણસને ગોતાવી ગોતાવીને જમાડેછે? ત્યારે તેઓએ જવાબ દીધો કે, "આ સોરઠના મહારાજા શ્રી રાય એંગારજીનાં લગ્ન રાણકદેવી નામે દેવકન્યા સાથે થયાં, તેની ખુશીમાં આજ ત્રણ દિવસથી તમામ નગર ઝાંપે ચોખા જમેછે. દૂર બે બે ગાઉ સુધી જે માણસ નજરે પડે તેને તેડી લાવવા હુકમછે માટે ઉઠો." આ શબ્દો સાંભળતાંજ અમને ઝાંઝ લાગી. અમે અજાયબીમાં પડ્યા, ને ફરી ફરીને પૂછ્યું, ત્યારે સાફ સમજાયું કે એ રાણકદેવી પેલા મઝેવડીના કુંભારની દીકરી અરે ઠાકોર! આપણા રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહની કહેવાએલી તે બાઈ પોતેજ હતી!! અહા!! અમને આ ખબર માથાનાં ઝટકા જેવી લાગી. આ વાત સાંભળી અમે થંભી ગયા, અમારૂં ચાલે તો અમે તેજ વખત આખા જુનાધઢને ઉજ્જડ કરીયે. પણ લાચાર! અમારૂં રાંકનું ત્યાં શું ચાલે! અમે સોલંકી વાઘરી, અમારા સોલંકી મહારાજાની કન્યા બીજાને વરી જાય તેનું જમણ ખાવા જઈયે? અમારા ધણીની સ્ત્રી બીજો સવેરી લઈ જાય તેમાં અમે રાજી થઈએ? એવા નિમકહરામ પરમેશ્વર કોઈને ન કરો! એવો વખત પ્રભુ કદી ન

દેખાડો! અમને આથી ઘણુંજ દુઃખ, ઘણીજ શરમ અને અપકીર્તિ લાગી, અને તેથી તુરત અમે બની શકી એટલી ઉતાવળથી આ ખબર પાટણ જઇને કહેવા જેમ બને તેમ ઓછો વખત એ એંગારને હવે એ સ્ત્રી સાથે રહેવા દેવા, જેટલી થાય તેટલી તાકીદથી એ ચોરને સજા મળે એવું કરાવવા, અમે ચાલ ચાલ કરી આંહીં સુધી આવ્યા છીએ. હવે અમારે આ ખબર મહારાજાને પહોચાડવીછે. તે જરૂર અમારા ઉપર અમારી આંતરડી તેને સારૂ દાઝી જોઈ દયા કરશે. અને પોતાની રૈયત. પોતાની અટકના નાતે નીચા પણ સોલંકીને આટલી ફીકરછે એ જોઈ જરૂર તે શાણા, કદરદાન, મહારાજા ધિરાજને સંતોષ થશે."

હજી પેલો વાઘરી વધારે બોલવા જતો હતો, ત્યાં આમાણસોએ એક બીજા તરફ જોયું. તેઓ મોમાં આંગળી ઘાલી ડાકું ધુણાવવાને નિસાસા નાંખવા લાગ્યા. તમામ આખબર સાંભળતાંજ હોઠ કરડતા એકદમ ઉભા થયા. તેઓ જેવા ફીકા હતા તેવા લાલચોળ, જેવા શાન્ત હતા તેવા ઉતાવળા થયા. તેઓની વૃત્તિ, વર્તણુક અને દેહમાં ગુસ્સાએ પ્રવેશ કર્યો. તેઓ રાયએંગારનું લોહી પીવાને તરસ્યા થયા. તેઓને આ વખત જોતાં, બોલાવતાં કે છેડતાં સત્વર સમજાય એવું હતુ કે તેઓના શરીરમાં રગેરગ ક્રોધની હુકમત ચાલેછે. તેઓ આ બલાથી એટલા બધા બેભાન થયાકે તેઓમાંના એકના હાથમાંથી ગાદી પડી ગઈ તેઉપર તેણે ગુસ્સો કર્યો; બીજાએ હુક્કો પાવરામાં ભરાવા જતાં જરા અટક્યો કે તુરત તેને ફેંકી ફોડી નાંખ્યો; ત્રીજાને ઘોડીએ ચઢતાં જરા તેણે મસ્તી કરીકે તુરત તે ઉપર પોતાનો ગુસ્સો ઉતારવા લાગ્યો. તેઓએ તુરત ઘોડાં છોડ્યાં પાણી પાણીને ઠેકાણે, અને આગ આગને ઠેકાણે. તેઓએ નતો હુક્કા ભર્યાકે નપાણી પીધું. નતો વાઘરીઓને કાંઈ જવાબ દીધોકે, ન કોઈ માંહે માંહે હોઠ હલાવી બોલ્યા. એક પછી એક ચારે જણા તુરત ઘોડીઓ ઉપર ચઢ્યા નેઓકાંની બાંધી હાથમાં ચાબુક લઈ તેનો ઉપયોગ કરતા પાટણની દિશા પકડી આડામાર્ગે નાઠા. તેથી

આપણે પણ વાઘરીઓને ભૂખ્યા તરસ્યા આજ જગાએ મુકી તેઓ ક્યાં ગયાને શું કર્યું તે જોવાને તેમની વાંસે જઇએ.

આ લોકો રાણકદેવીની શોધ અને સગાઈ કરનાર ચારે ભાટ પોતેજ હતા. આહા! તેમને હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. ધર્યું સોનું વાયે ગયું ને ધાર્યું ધૂળ ધાણી થયું. તેઓની તમામ મહેનત, સઘળો પ્રપંચ, બધી કારીગરી, અને તમામ ઉમેદ પાણીના પૂરમાં વહી ગયાં, અને તેથી તેમને ગુસ્સો અને જુસ્સો પેદા થાય એમાં કાંઈ આશ્ચર્ય નહોતું. આ ચારે ભાટ પોતાનાં ઘોડાં મરી જશે એવી ધાસ્તી રાખ્યા વગર ક્યાંહીં પણ હુક્કો કે પાણી પીવાને ખોટી થયા વિના એકદમ અઢી કલાકમાં બાર ગાઉ પાટણ આવી પહોચ્યા અને પૂર જોશમાં શહેરમાં દાખલ થયા, અને મહારાજા વિશે પૂછ પરછ કરતા ખાનગી મહેલ પાસે આવી પહોચ્યા. છડીદારે વરદી આપી કે તુરત તેમને મહારાજાની હજુરમાં આવવા હુકમ થયો. અંદર જઈ પ્રણામ કરતાંજ તેમણે ખાસ એકાંત માગ્યું. અને વિશ્વાસુ અંગ રક્ષકો શિવાય બીજાં માણસ ઉઠીગયાં, એટલે મુખ્ય ભાટે મરચું મીઠું ભરભરાવીને વાઘરીઓએ કહેલ બિના વધારે જુસ્સો ચઢે, વધારે ખોટું લાગે, વધારે આગ્રહ બંધાય અને બની શકે તેટલી ઉતાવળથી લઢાઈ કરવા જાય, એવા ડોળથી અથથી તે ઇતિ સુધી વાત ગુજારી. હજી વધારે કહેવા જતા હતા તેવામાં સિદ્ધરાજના શરીરમાં ગુસ્સો પ્રવેશ કરી ચૂક્યોછે એમ જણાયું. જેમ બલૂનમાં ધુમાડો ભરાય, હવાના ગદેલામાં વા ભરાય, ને તે ટટાર થાય, તેમ નિરાંતે લાંબા થઈ સિથળ વિથળ સુતેલ મહારાજા ટટાર થયા, તેની આંખમાં લાલી વધવા લાગી, અને છેવટ તેણે ભાટને બોલતો બંધ રાખી પોતાના શરીરમાં ઘોળાતો ક્રોધનો ઉભરો બહાર કાઢ્યો, અને તે બોલ્યા, "કાંઈ ફિકર નહીં બારોટ. જુવો કે સિંહને છેડીને શિઆળ કેટલી ઘડી ક્ષેમ કુશળ રહેછે? મણીધરને જગાડી ઊંદર કેટલીવાર દોડી શકેછે? ગજરાજને શિંગડું મારી પાડો કેટલી દુર જઈ શકેછે? એ ચંડાળ મારૂં ઉત્તમ ભોજન અભડાવે? એક શિયાળ સિંહનો શિકાર ભક્ષ કરે? મદોન્મત્ત ઊંદર મણીધરનો મણી ચોરી જાય? એનું પરિણામ કેવું આવશે તે ટુંક વ-

ખતમાં જગત જાણશે. એના બાપને પાંચાળમાં ભીડાવી, દાંત તરણું લેવરાવી દયા આણી છોડ્યોછે, તે દહાડા એ ગમાર, પહાડી ભૂલી ગયો હશે, તો હું એને હવે એવી રીતે યાદ દેવરાવીશ કે, એના વંશનું તો કોઈ રહેશેજ શાનું, પણ એના કુટંબના વંશજોને પણ ચિરંકાળ યાદ રહે. એ બાયલાયે મારી ગેરહાજરીમાં દરવાજાની ઇંટો પાડી પોતાની હલકી જાત જાહેર કરી, ત્યારે મારા મનમાં એને મારા બળની સમજ પાડવાનો ઈરાદો થયો હતો, પણ હું એટલા સારૂ એના તરફ જાઉં તે શોભે નહી. એમાં મારી યોગ્યતા નહીં — કારણ મિત્રતાને વેર એ બરોબરીયાથી શોભે — એમ મેં ધારેલ. પણ એના ભાગ્યમાં મારા હાથનો સ્વાદ ચાખવાનું લખ્યું હશે, માત્ર મારા એક સરદારથી હારી ખંડણી ભરવાનું નહીં પણ યાવચ્ચંદ્રદિવાકરો પોતાનું રાજ્ય ખોવાનું લખ્યું હશે તે શી રીતે મિથ્થા થાય? ખરેખાત સીતાનું હરણ કરતાં રાવણને કાંઈ વિચાર નહોતોજ આવ્યો, જાનકી લેવા જતાં ‘ જીવ જાનકી” લઈ આવ્યો હતો તેમ આ પણ રાણકદેવીને નહીં પણ તેના કુળનો નાશ કરનાર તેને ખાઈ જનાર દેવીને પોતાને હાથે નોતરીછે, તો એ દેવીની ખાતર જરૂર હું એની હાજરી લઈશ. શું એક પહાડી ભીલ મારી કહેવાએલી રાણીને હરી જાય? મારી કહેવાએલ વસ્તુનો ઉપભોગ લે!! અરે! જ્યાં સુધી હું જીવું છું જ્યાં સુધી મારામાં હાલવા ચાલવાની શક્તિ છે, ત્યાં સુધી તો કદાચ તે પૃથ્વીનો, દેવનો કે દાનવનો રાજા હોય તો પણ હું છોડનાર નથી. એને સુખથી વધારે વાર દુનીયાંમાં મારા જીવતાં તો રહેવા દેનાર નથી. ઇશ્વરનું મોટું અહેસાન છે કે મારા આળસુ થતા શરીરને કસરત આપી, મારી તલવારને નવો ભોગ આપ્યો, મારા ક્ષત્રિવટને શોભાવવા અવસર આપ્યો. જરૂર એ મદોન્મત્ત થયો છે. જરૂર એ દુષ્ટ મારા દરવાજાની ઇંટો પાડી છાકી ગયો છે. ભોંયરાના રાંકડા રજપૂત અને ભીલોના સંગી હંસરાજ મહીડાને મારીને એ ફુલ્યો છે, પણ તે ફાટવાને માટેજ, વધારે હાડકાં વધાર્યાં છે તે ખોખરા કરાવવાનેજ. શું એ સાબર અને સિંહ સરખા ગણે છે? ગરીબ બકરાંને મારી કે કુ-

કડાંનાં બચ્ચાં ચોરી આઇ શિઆળ પોતાની લુચ્ચાઈથી ફાવ્યું અને તે સુતેલા સિંહને હસી ગયું તો શું થયું? તે નથી સમજ્યો કે શૂરાના ધક્કા કેવા લાગે છે, તે નથી જાણતો કે ક્ષત્રિઓથી લડતાં કેટલો શ્રમ વેઠવો પડ્યો છે. હજી એ રમવા ગયો છે પણ લડવા નથી ગયો. સુંઠના કાંકરાથી ગાંધી બનવા જેવું, હીંગની પડીકી ઉપર વૈદ્ય થવા જેવું, ગરીબ રજપુતડાંને છેડી ક્ષત્રીવટ ધારણ કરવા બળીયાથી બાથ ભરવાનું કુશળ માની એણે હીંમત કરી છે. પોતાના ભુજનું બળ પોતાના શુરનું અભિમાન રાખી તે બહેકી ગએલ છે. અરે તેણે વિના કારણ મારી ક્ષમા છતાં, મારા હાથ તેણે તો શું પણ તેના બાપે જોયા છતાં મને છેડ્યો છે. મારૂં મોટામાં મોટું અપમાન કર્યું છે તો કાંઈ ચિંતા નહિ, હું એના ક્ષત્રીવટને જોઈ લઈશ. હું એને લડતાં શિખવીશ. હું એની શુદ્ધ ઠેકાણે આણીશ. અને એ રાણકી, ફસાઈ પડેલી અબળાને સમજ આપીશ કે ખરો ક્ષત્રી કોણ છે? એ પદમણીની ત્યારે તુરત આંખ ઉઘડશે કે તેતો હંસનાં પીંછાં ખોશી સણગારેલો હંસ નહી પણ કાગડો છે. સિંહનું ચામડું ઓઢેલ સિંહ નહી પણ ગધેડો છે અને તેથીજ તે હંસણી હંસને સિંહણ સિંહને વરવા જતાં ભુલી પડી છે એમ સમજશે.જ્યારે એનું સિંહનું ચામડું ઉતારી માંહેનું ગધેડાનું રૂપ નજરે પાડીશ એટલે જ્યારે તેનું દેખીતું ધારણ કરેલું ક્ષત્રીવટ યુદ્ધના મેદાનમાં છીનવી લઈ ભાગતો કરીશ, ત્યારેજ એ ભુલાએલી અબળાની અંજાઈ ગએલી આંખ ઉઘડશે. ત્યારે એને ભાન આવશે અને ખરા ક્ષત્રીને વરવાને ધારણ કરેલો દેહ દગાખોર વેશ ધારી બાયલાને અર્પણ કરવાનો પશ્ચાતાપ થશે. ઇશ્વર જે કરે તે સારાને. એ નિર્મિત્તે મહેલમાં બેઠી બેઠીએ પદમણી હાથમાં વરમાળા લઈ સ્વયંવરનો ખેલ યુદ્ધના મેદાનમાં જોશે, ત્યાં મારૂં અને એનું ક્ષત્રીવટ તપાસી તેની તુલના કરશે અને પછીથી છેવટ સમજશે ત્યારેજ તે મને ખરા ભાવથી ચહાશે, ત્યારેજ તે જાણશે કે ક્ષત્રી નામ ધરાવ્યાથી કે ઢાલ તરવાર અને ભાલો બાંધ્યાથી ક્ષત્રી થવાનું નથી. ત્યારેજ તેને ભાન થશે કે તેના પ્રા-

રબ્બે તેને ભુલાવી આડે માર્ગે દોરી હતી, અને તે જેને વરવાને માટે પેદા થયેલી જેના સારૂ ઇશ્વરે તેની અનુપમ કાયા ઘડેલ, તે માણસ બીજો છે, તે માણસ તેને યોગ્યજ છે. ઇશ્વર એ અવસર મને દેખાડ! મને ફરીને યુદ્ધનો સ્વાદ સત્વર ચખાડ! મારે હાથે એ અંગારને રમાડ ભમાડ અને કોપરા પાક જમાડ! ત્યારે મારૂં મન સંતોષ પામશે. ત્યારે હું અન્નને અન્ન કરીને ખાઉં, ત્યારે હું એ અપ્સરાને મારી સાથે લઈ આવી સંસાર સુખ પરિપૂર્ણ પામ્યો એમ માનું. અહા! ઇશ્વરની કૃપાથી કાલે હજી હું ધારથી વિજય કરીને આવ્યો આવું છું એ જગત જાણે છે છતાં, એણે મને છેડ્યો! મારૂં મોટામાં મોટું દુનિયા જાણે એવું અપમાન કર્યું. હેં! ઠીક છે. કાંઈ ચિંતા નહિ. તેમ થયું છે ત્યારેજ મને ખરો જુસ્સો ચઢશે, ત્યારેજ મારી તલવાર વધારે ઉમંગથી લોહી પીશે, અને ત્યારેજ મારૂં મન પણ વધારે તૃપ્ત થશે. શું એને પોતાની સત્તા કે લશ્કરનો કાંઈ વિચાર ન આવ્યો? પણ ક્યાંથી આવે! ખરેખાત એ પદમણી એવીજ હશે કે તેને અંધ કર્યો. તેને ઊંડા કુવામાં ડુબી મરવાને ધીબકાવ્યો. અને તેને અભિમાનમાં છકાવી દીધો. પણ એજ અભિમાન એને પૂરો કરશે. એજ મોહ પાશને લીધે એ બંધાશે, એજ પદમણીની ખાતર એ માર ખાશે. "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ," તેનું સુખ આવી રહ્યું છે, માટે તેને અવળી મતિ સુઝી. મારે હાથે પોતાનું મૃત્યુ માગવા દરવાજો પાડ્યો, પણ જાણ્યું કે તેમાં વાર થશે માટે આ ઇલાજ કરી ત્વરા કરીએ કાંઈ નહી પણ ઇશ્વર કોપે એને સુચવ્યું. ઇશ્વર કોપે ત્યારે કાંઈ લાકડી લઇને મારવા આવે છે? પ્રભુ રૂઠે ત્યારે મતિ હણે છે અને એ મતિ હણી તેથીજ તેણે આ કામ પોતાની શક્તિ, પોતાનું રાજ્ય, પોતાનું લશ્કર વિચાર્યા વિના, આજે મારા સુખનો મારા પ્રારબ્ધનો સૂર્ય પૂર્ણ કલાથી પ્રકાશે છે, મારી જ્યાં જાઉં છું ત્યાં ફતેહ થાય છે અને મારૂં મન માન્યું થાય છે, મારો દિવસ સવળો છે, મારા ઉપર ઇશ્વરની કૃપા છે તેવામાં મને છેડ્યો. એથી સિદ્ધ થાય છે કે ઇશ્વરનોજ કોપ તેના ઉપર થયો છે. નહિ તો એ બીચારાની આજ કાલ મારી સાથે મુકાબલો

કરવાની શી ગણતરી? મારા એક સરદાર આગળ તેનું આખું રાજ્ય કાંઈ હિસાબમાં નથી એ તે જાણે છે છતાં, મારો અપરાધ, જેને માટે દેહાંત દંડજ ઘટે તે કીધો તો પછી સમજવું કે ઈશ્વરની ઈચ્છા જ મારે હાથે તેનું મોત કરાવવાની તથા એ ફસાઈ પડેલી સીતાને રામ સાથે, ભુલી પડેલી દમયંતીને નળ સાથે લાડ લડાવવા, જેવી એ રાણકી, મારી માળા જપનારી, મારાં સારૂ દુખું ખાનારી રાણકી, (ભાટો એવા ખોટો સંદેશો એક કરતાં વધારે વાર લાવ્યા હતા તેથી) સાથે મારો મેળાપ કરાવવો છે તો તે થવાજ દેવું જોઈએ. એ બિચારી જરૂર સપડાઈ ગઈ. રાંક અબળા, નાજુક પદમણીનું કેટલું જોર? દેવાંગનાને દૈત્ય ઉચકી જાય ત્યાં તેનું શું ચાલે! પણ શુરો ક્ષત્રી પોતાને શરણે આવેલી, પોતાની કહેવાએલી, પોતાના બાંનાની પત ઉપર જીવનાર અને તે પણ અબલા જાતના રક્ષણ માટે શ્રમ લેવો તો શું, પણ કદાચ જીવ આપે, દેશ આપે, અને કુટુંબ આપે તો પણ કાંઈ નવાઈ ન કહેવાય, તો આ તો સહજ તસ્દી છે. તે મારે મારી આબરૂ સારૂ, મારી ઈચ્છા પુરી પાડવા, ઈશ્વરની મરજી અમલમાં લાવવા, દુઃખી ઉર્વશીને રાક્ષસથી છોડાવવા, મારી કહેવાલી રાણીની વહારે ધાવા, મારાથી બની શકે તેટલી ત્વરા કરવી જોઈએ એ મારો, મારા કુળનો, મારી ક્ષત્રી જાતનો, સંસારિક રીતી પ્રમાણે, શાસ્ત્રની નીતિ પ્રમાણે ધર્મ છે, મારૂં એ ખાસ કર્તવ્ય કર્મ છે. માટે મારે હવે એમાં આળસ ન રાખવું. કેમકે કાલની કોને સુઝ છે? સારાં કામ તો કીધાં ભલાં, માટે ઉઠું કચેરીમાં જાઊં, મારા શાણા મંત્રીઓને બોલાવું, અને તેમની સલાહ લઈ સામાન સરંજામની સત્વર તૈયારી કરી, મારા દેશ, મારી રાજધાનીનો મારા કુટુંબનો, યોગ્ય બંદોબસ્ત કરી તૈયારી કરૂં, અને સિદ્ધ કામ કરી જુનાગઢની વાટ પકડું." આવો વિચાર કરી આટલું બોલતો તે ઉઠ્યો અને બહાર નીકળ્યો એટલે ભાટો પણ તેની સાથે ચુપચુપ બહાર નિકળ્યા.

રાજ્ય સભામાં આવતાંજ તેણે મોટા સેનાપતી, પરદેશ ખાતાના લડાયક સરદારો, ડંકાપતિઓ, છત્રપતિઓ, મહાભટો, ભટરાજો અને બીજા તમામ મુખ્ય મંત્રીને સરદારો, જે પોતાના ભરોસાના જે

પોતાની સલાહના હતા તેઓને બોલાવ્યા અને ટુંકામાં કહી નાંખીએ તો તેઓને પોતાનો વિચાર ખુલાસેથી હકીકત કહી જણાવ્યો, તેમનો મત મેળવ્યો અને છેવટપોતાની રાજધાનીનો, આમદાંનીનો, ઈનસાફનો લશ્કરનો, પ્રાંતની, દેશોની, ચોકીનો અને તમામ નાકાં વગેરેનો યોગ્ય બંદોબસ્ત કરી જોઈતો સામાન તૈયાર કરાવી, મુનાસબ પડે તેટલું લશ્કર સાથે લઈ ગીરનાર ઉપર ચઢવા દ્રઢ નિશ્ચય કર્યો, અને તે નિશ્ચે અમલમાં આણવાને ધમ ધોકાર તૈયારી કરવા લાગ્યો.



# प्रकरण १३ मुं

વર્ષાઋતુમાં વરસાદ બે ચાર વાર થઈ રહ્યા પછી જગતનો દેખાવ બહુ રમણીય થઈ જાયછે. ઠામ ઠામ ખાબોચીયાં, ઊંડા રસ્તા અને તળાવડામાં પાણી ભરેલાં હોયછે. નદીયોમાં મેલાં ડોળાએલાં, કચરા ઝાડ લાકડાં કાંટા વગરે ને તાણતાં પાણી જોરથી ઊભરાતાં વહ્યા કરેછે. ખેતરોમાં ખેડુતો પૂર આનંદથી દુહાને રાસડા ગાતા માટી ઉથલાવવા તથા વાવણી કરવા મંડી જાયછે. ચોતરફ ઠંડક થઈ જાયછે, અને તેઉપર થઈ આવતો પવન કાળજાને પણ સરદી પોહોંચાડેછે. મોર, પોપટ, મેનાં, કોયલ, ચાતુક, વગરે સુંદર અવાજ વાળાં પક્ષીઓ કલ્લોલ કરી, આસપાસનાં લીલાંછમ ધોવાઈને સ્વચ્છ થયેલાં ઝાડ પર આનંદ વરતાવી મુકેછે. જંગલમાં તમામ જગ્યાએ લીલોતરી ઉગી નીકળી હોયછે. જે તરફ જોઈએ ત્યાંથી આંખને ઠંડક મળેછે. વાડો ઉપર ઝાડો ઉપર અને જમીન છાપરાં કે ટેકરાઓ ઉપર રંગ બેરંગી ફુલો અને તરેહવાર પત્તાં વાળા વેલાઓ ઉગી નીકળેછે. પાણીમાં તરતા વેલા, તેઉપર ઉગતાં સુંદર ફુલો, જાત જાતનાં ચોમાસામાં ઉગતાં નાનાં ઝાડ અને છોડ, તેઓના પત્તાંનો ઘાટ, ફુલોની રંગત, અને તે ઉપર ઉડતાં રંગ બેરંગી ફુદાંથી નીકળતી શોભા ચિત્તાકર્ષક થઈ પડેછે. જગલ તમાંમ બાગ જેવું રમણીક થઈ પડેછે. જ્યાં ધારીને જોઈએ ત્યાં કર્તાની કુદરત દીઠી નીકળેછે. બળધો ગાયો અને એવાં સો-

પગાં જનાવરોને આનંદના દિવસ આવે છે. તેઓને પીવાને પુષ્કળ મીઠું પાણી, લીલી તાજી મન ભાવતી ઘાસ જ્યાં જોઇએ ત્યાં હાજર હોય છે તેથી તેઓ ખાઈ પી ધરાઇને સાંજે આનંદમાં શીગડાં હલાવતાં ઘર તરફ જાય છે. ભેંશો પણ પુષ્કળ ખાઈ પાણીના ખાબોચીયામાં જઈ પડી રહે છે, અને સાંજે કાદવમાં લદબદેલી ઝુલતી ઝુલતી આવે છે. ખેડુતો, માળીઓ, વાડીવાળાઓ, પોતાના ધંધામાં લીન રહેછે. તેઓની ઉદ્યોગી ઓરતો તેમના ધંધામાં પુષ્કળ મદદ આપેછે, નેસાંઝ પડે મન માનતો લીલી ઘાસ અને વેલાનો ભારો નીરણ સારૂ બાંધી ઘેરલઈ જાયછે. મુસાફરોને જંગલમાં અને લોકોને શહેરમાં ચીકણા કાદવ વાળા રસ્તાઓમાં સંભાળીને આમ તેમ હબશીનો ડાબો કાન કર્યાની પેઠે ફરીને ચાલવું પડેછે, અને જ્યાં જાય ત્યાં કાંબળા, ઘુઘી, કે છત્રીનો ભાર ઉચકવો પડેછે. સરદારો સાયંકાળે ઘોડા કુદાવતા વનની શોભા જોવા નીકળેછે. લોકો રંગ બેરંગી વસ્ત્રો ધારણ કરેછે, અને તે રંગ ચોમાસાની રૂતુમાં વધારે ખીલી નીકળેછે, નાંનાં મોટાં જીવડાંની સંખ્યામાં વધારો થાયછે. ઘડી ભરમાં સંખ્યા બંધ દેડકાં ઉપજી કુદાકુદ કરી મુંકેછે. અને રાતે પોતાનો ડરામણો કઠોર અવાજ કહાડી અંધારામાં પાણી વાળી જગ્યા દૂરથી જાહેર કરેછે, આગીયા, તમરાં, કંસારી ને પતંગીયા ઠામ ઠામ દેખા દેછે, નેમાખી મચ્છર તથા ડુંસાં તો માણસ અને જનાવરોને અકળાવી નાંખેછે.

આવી મોસમમાં એક રોજ પાછલે વખતે રાજના કામથી પરવારી રાવ ખેંગાર પોતાના નજર બાગમાં પોતાની વહાલી પ્રાણાધાર અર્ધાંગના સહ આનંદનો વખત ગાળવા ચાલ્યા. બગીચાની મધ્યમાં એક મોટો ગોળાકારનો કુંડ પથ્થરનો બાંધેલો નિર્મળ પાણીથી ભરેલો હતો. તેના બરોબર મધ્યમાં એક પથ્થરના થાંભલા ઉપર કમળ આકારનો નીચેથી તથા ચાર થાંભલીદાર સુંદર ઘુંમજ વાળો, શ્વેત આરસ પહાણનો કોરણીદાર બંગલો નમુના લાયક હતો. અને તેમાં જવાને કુંડની ચારે તરફથી સડકો નીચે કમાનોદાર શ્વેત આરસની નાંની નાંની કિનારા સુધી જોડી લીધેલી હતી.

આ સડકોના વચલા ગાળામાં બબ્બે એટલે કુલ કુંડમાં આઠ સુંદર રંગીન પુતળીયોના હાથમાં ફુવારાની નળીયો આપેલી હતી, અને તે-માંથી આ વખત પાણીની ધારાઓ ઉડી રહી હતી. આ બંગલા-માં સુંદર સુફેત ચાદરવાળી ઉંચી બંધ બેસતી ગાદી તથા પછવાડે મોટો ગોળ લાંબો તકીયો પડેલો હતો, તે ઉપર રાજા તથા રાણી જ-ઇને બેઠાં. આ વખત રાયખેંગારનું હૃદય આનંદથી ઉભરાઈ જ-તું હતું, અને તેમાં વિશેષ વાત ન હોતી. કારણ તે પોતાનું રાજ્ય સંબંધી કામ મન માનતી રીતે કરી ચુક્યો હતો. આ વખત તેને આ-રામ લેવાનો હતો. સુજ્ઞ મંત્રી, સભાસદ, અને નોકરોની નિમકહલાલી અને પ્રમાણિકપણાને લીધે ન્યાય, વહીવટ, લશ્કર, પુન્યદાન તથા તમામ પ્રકારનો બંદોબસ્ત નિરવિઘ્ને, સંતોષકારક ચાલતો હતો, તેથી તેના મનમાં કશી ચિંતા નહોતી. વળી તેની ખરી જુવાનીમાં, તે-ના ખીલતા જોબનમાં, તેને સુઘડ, સદગુણી, નાજુક, મનમાની મુગ્ધા, તેનું મન પ્રફુલ્લીત રાખવા પાસેજ બેઠી હતી. તેના હાવભાવ, તેની મિઠી ડહાપણ ભરેલી સત્ય વાણી, મર્યાદશીળ મશ્કરી, અને તેના મનમાન્યા પ્રાણાધિક પ્રીતમને જોઈ ઉભરાઈ જતો પ્રેમ, તેનું શાન્ત મન ખુશીથી ભરી નાંખવાને બસ હતાં. પણ તેમાં આ-સપાસની શોભા અતી વધારો કરતી હતી. મેનાં, પોપટ, કોયલ, મો-રના મિઠા શબ્દો વારંવાર ચારે દિશાથી કાંને પડતા હતા. શીતલ સુગંધમય પવનની મંદ મંદ લહેરીઓ વખતા વખત આવ્યા કરતી હતી, અને જ્યારે મોગરા, કેવડા, જાઈ, ગુલાબ, ચંબેલી, સેવતી, કે ચંપાના ભાગલા તરફથી લહેર આવતી, ત્યારે મગજ તર થઈ જતું. વળી આરસ પહાણની બંગલી જેમાં તેઓ બેઠાં હતાં તેના ઉપર છત તથા આસપાસ જાળી મોગરાનાં ફુલોની ગુંથેલી સુંદર બનાવેલી હતી, એટલે પછી નાસિકાને જે સુખ પ્રાપ્ત થતું હતું તે અકથ્ય હતું. આ મોટા કુંડની આસપાસ ચારે તરફ સુફેદ આર-સની નાંની સીધી સડકો, તેઓ ઉપર રંગબેરંગી ફુલોદાર વેલાથી ઢંકાએલી કુંજ ગલી જેવી કમાનો, અને આસપાસ, લીલા રંગબેરં-ગી ફુલોથી ભરેલાં અને સુંદર ફળોથી લચકતી ડાળીયો વાળાં છોડ-

વા અને વૃક્ષો, સામેના નાંના વહેળામાંથી પડતી ચાદર અને તેમાં-થી આગળ ધીમી ગતીમાં લહેર પાડતું નિર્મળ વહેતું પાણી, લીલી ધરો કે રંગીન નાંના છોડવાથી બાંધેલી કોર વાળા ભાત ભાતના ક્યારા અને બાગલા, તથા ચારે તરફની સડકોના વચમાં નાંના આરસના પુતળાના માથા ઉપર ચકરી, છતરી, અને પીચકારી-ઓના આકારમાં બનાવેલા ફુવારામાંથી, તથા કુંડની અંદરની પુ-તળીયોના હાથમાંથી ઉડતા પાણીથી એવી શોભા નજરે પડતી હ-તી કે આંખ મટમટાવવાનું પણ મન થાય નહિ. સોનેરી રંગના તડકાથી, આકાશમાં મેઘ ધનુષ અને રંગબેરંગી વાદળ થવાથી ઉપર નીચે અને આસપાસ જે તરફ નજર પડતી તે તરફથી પા-છી ખેંચતાં દીલ કચવાતું હતું. બંનેની પાસે બે સુનાની નાંની તબ-કડીયો અને તેમાં સુંદર સ્વાદિષ્ટ મેવા દાસીએ લાવીને મુક્યો. એ-ક તરફ સોનાની સુંદર પાનની પેટી પડેલી હતી, અને બીજી તર-ફ તમામ સુગંધી ફુલોના બે ગોટા બનાવેલા પડ્યા હતા. એક દા-સી વાંસે ઉભી પંખાથી મંદ પવન તથા બીજી ચમરી કરતી હતી. ચાર પાંચ દાસીઓ આમ તેમ બગીચામાં સુંદર રંગ બેરંગી વસ્ત્રો પહેરી ફરતી તથા ચોકી કરતી હતી. અને તેથી બાગના લીલા દે-ખાવમાં આ રંગીન વસ્ત્રો વધારો કરતાં હતાં. રાજા રાણીને તથા રાણી રાજાને હઠ હઠ કરીને પ્રેમથી ખવરાવતાં, હસતાં તથા એક બીજાના સામું જોઈ પ્રેમમાં ઉભરાઈ જતાં, મોંએ મલકાઈ જતાં, હૈયામાં ઠંડક કરતાં, પુર્ણ આનંદમાં વખત ગાળતાં હતાં. તેઓનાં જોવામાં બે શરીર પણ હકીકતમાં એકજ હતું, તેઓમાં જરા ભિ-ન્ન ભાવ ન હોતો. એકને ખુશી જોઇ બિજું ખુશી રહે અને એકને દુઃખી જોઈ બીજું દુઃખી થાય, આવા ધાડા નિર્મળ અતુલ્ય પ્રેમની ગાંઠ એવી તો સજ્જડ બંધાઈ ગઈ કે, તે પ્રાણ અંતે તૂટે તો ક્યાંથી પણ ઢીલી પડે એમ પણ નહોતું. આ બેઉ જન્મથી રૂપાળાં હતાં, પણ એક બીજાને મળ્યાપછી તેમના લોહીમાં કાન્તીમાં અને મનના આનંદમાં વૃદ્ધી થવાથી ઈશ્વર સાનુકુળ હોવાને લીધે, મનમાન્યા બંધ બેસતાં કિંમતી વસ્ત્રાભુષણોથી શણગારેલાં સંતોષિત રહેવાથી, ખરી જ-

વાન અવસ્થા અને તનદુરસ્તી હોવાથી, તેઓ કરતાં રતી કામદેવ કે ઓખા અનીરૂદ્ધ કાંઈ વધારે શોભીતાં સુખી અને આનંદમાં હશે, એ ધારવું અસંભવિત હતું. પરણ્યાં ત્યારથી તેઓ એક બીજાને વધારે ખુશ કરવાને, વધારે પસંદ પડતાં થવાને, અને વધારે નિર્મળ અંતઃકરણનો પ્રેમ બતાવવામાં રાત દિવસ ગાળતાં હતાં. તેઓનાં અંતઃકરણ શુદ્ધ, તેઓનો પ્રેમ સાચો, અને તેઓની નીતિ નિષ્કલંક હતી, અને તેથી તેઓને ઈશ્વરની ખરી સહાય હતી, એટલે જે એકને પ્રિય તેજ બીજાને પ્રિય, એકની ઈચ્છા થાય, તે બીજું અનાયાસ આપોઆપ કરે એમ હમેશ થતું, અથવા એવું તેઓ માની લેતાં. પણ એક બીજાથી તેઓનું દીલ સ્વપ્ને પણ કચવાયું નહોતું, અને ટુકામાં કહીએતો દંપતીપણાનું સુખ તેઓએ ખરેખરૂં માણી જાણ્યું હતું.

આ જગ્યાએ આવ્યાને એક ઘડી પૂરી નહોતી થઈ, હજી મેવો પૂરો ખવાયો નહોતો, તેવામાં એક દાસી કુંડના કિનારા ઉપર આવી હાથ જોડી ઉભી. તેના સામી રાજાએ દ્રષ્ટી કરી, કે તે બોલી "પૃથ્વી નાથ! દૂર દેશથી એક કાશીદ અગત્યના કામ સારૂ આવેલોછે. તેણે આપણા પહેરા ઉપર ઉભેલા છડીદારને આ પત્ર આપ્યો ને તેણે બહુ તાકીદથી આપવાનું કહી મને આપ્યોછે, માટે આજ્ઞા હોયતો લાવું? આવનાર માણસે બહુ તાકીદ કરીછે, ને આપની આજ્ઞા હરેકનો સંદેસો તુરત પહોંચાડવાને સદાને માટેછે, તેથી વચમાં વિનંતિ કરવી પડીછે, માટે ક્ષમા કરશો" રાજાએ તુરત ડોકી ધુણાવી, એટલે તે આરસની સડક ઉપર થઈ બંગલીના થડમાં આવી, અને રાજાના હાથમાં પત્ર આપ્યો કે તુરત તેણે ફોડીને વાંચવા માંડ્યો. જેમ જેમ પત્ર વાંચતો ગયો, તેમ તેમ તેના દેખાવમાં ફેર પડતો ગયો. તેના શરીરમાં જુસ્સો આવતો ગયો, તેનું લોહી વધારે જોરથી વહેવા લાગ્યું, તેની આંખમાં લાલી આવવા માંડી, અને તેનો ચહેરો ક્રોધાયમાન તથા રોભ પાડે એવો થઈ ગયો. તેની રૂવાંટી ઉભી થઈ ગઈ અને તેપત્ર પૂરો કરતાંજ લપેટતો ઉભો થયો, કે રાણીએ અંગરખાનો છેડો પકડ્યો. હસ્તે મુખે

વાંકી ડોકે મિઠી નજરે ધીમેથી તે કોકીલકંઠી બોલી, "પ્રાણનાથ! કેમ આવા ઉતાવળા! કુશળતો છે?" રાય ખેંગાર રાણકદેવી જેવી વીસને એક હાથે હડસેલી નાંખે એવો બળીયો, આ વખત તેને કોઈ જરા પણ બીજી વાત કરાવતો તેનું અપમાન કરે એવો તપી ગયેલો, તેને કોઈ જરાપણ રોકે તો તે હજાર રૂપીયાનું નુકસાન થતું હોય છતાં જરા ન અચકે એવો ઉતાવળો, તેની કોઈ જરા છેડ કરે તો તલવારનો પ્રહાર કરે ને પછી જવાબ દે એવો ક્રોધાંધ આ વખત થઈ ગયો હતો, છતાં તે બધું કરવું તો પછી, પણ પોતાના અંગરખાની ચાળનો ઢીલો પોતાની વહાલીએ ઝાલેલો છેડો પણ છોડવી શકાયો નહીં. સ્ત્રી પોતાના પ્રેમ પ્રતાપે પુરૂષને કાચે સુતરને તાંતણે બાંધી જેમ મરજીમાં આવે તેમ ખેંચે છે, અને તે ખેંચાય છે. એ આ વખત સ્પષ્ટ સમજાઈ આવે એવું થયું. તેણે હસતું મોં કરીને પોતાની પ્રિયાના માથા ઉપર ધીમો હાથ મુંકીને જવાબ દીધો, "ઈશ્વરની કૃપાછે ત્યાં સુધી કુશળજછે પણ હાલ મને જવાદે." આ સાંભળી તેને વધારે આગ્રહ કરવાની વૃત્તિ થઈ અને તે બોલી. "આટલો મેવો આરોગીને સુખેથી પધારો. આપ પ્રજાનાં દુઃખ ટાળવા સદા ગમે તેવો આનંદ છોડી પધારોછો, તે હું જાણુંછું, પણ આમાં કાંઈ વાર નહીં લાગે મહારાજ" તેણે ફરીથી જવાબ દીધો, "સુંદરી છેડો મુક્ય, મને બહુ ઉતાવળછે. મારી વૃત્તિ કચેરીમાં જવાને વધારે ચંચળ થઇછે, માટે હઠ ન કર." આટલું કહેવાનો આશય તેના ચહેરાનો દેખાવ જોઈ શાણી રાણીએ તુરત છેડો મુક્યો. ઉતાવળથી પાનની પેટી ઉઘાડી તેમાંની બીડી પોતાના પ્રાણનાથના મોમાં ઉભી થઈ કમળ હસ્તથી મુંકી, અને રાજકાજમાં વગર કહે પૂછવાનો તેનો રિવાજ નહોતો, તેથી તેણે કાંઈ વધારે પુછ્યું નહીં, પણ દૂરથી કાશીદ આવ્યોછે એનું શું કારણ હશે? એ વિચાર તેના મનમાં થતાંજ, રાજાના ચહેરાનો એકદમ ફરી ગયેલો દેખાવ યાદ કરતાંજ, તેને અનુમાન થયું કે જરૂર સિમાડા ઉપર કાંઈક તોફાનછે. અથવા ખંડીયા રાજાની મદોન્મત્તાઈ છે. અને એવા વિગ્રહનાજ, પોતાને કાંઈ પણ લાગણી થાય, ક્રોધ ઉપજે એવાજ સમાચાર એ પત્રમાંછે, આવા તર્ક વિતર્ક

કરતી તેઉઠી, તેણે એક પણ દાણો રાજાના સિધાવ્યા પછી ચાખ્યો નહીં; અને પોતે શા કારણે સિધાવ્યા તેની સત્વર ખબર મેળવવાની અપેક્ષા સાથે સાહેલીઓમાં વીંટાએલી અપ્સરા પોતાના રંગમહેલ ભણી ચાલી.

રાજાએ દરબારમાં જઈ તુરત પોતાના વૃદ્ધ પ્રધાન, સેનાપતિ અને બીજા મંત્રિ તથા મુખ્ય સામંતો વગેરે સલાહકારોને બોલાવ્યા, અને તેઓ તમામ આવી ગયા પોતાને આસને પ્રણામ કરી બેઠા કે તુરત મહારાજા રાયખેંગાર બોલ્યા. "જે દિવસ આપણે પાટણ-નો દરવાજો તોડ્યો તે વખતથી કોક દિવસ પણ ગીરનારમાં અથડાવાને સિદ્ધરાજ આવશે એમ આપણે ધારતા હતા, તેજ સમયથી આપણે મોટા શત્રુથી લડાઈનું કહેણ કહાવી મૂક્યુ છે એવું સમજતા હતા, અને તે સાથે જ્યારથી મેં મંઝેવડીદેસલજીને મોકલ્યો ત્યારથી તો સિદ્ધરાજની સાંઝ સવાર વાટ જોતા હતા. આ અગમ બુદ્ધિ વાપરવામાં આપણે ઘણું ડહાપણ ખરચ્યું છે. ઘણું સારૂં કર્યું છે એમ મને આજ લાગે છે. ત્યારથીજ આપણે એ સિદ્ધરાજના રાજ્યમાં આપણા ચંદ્રસિંહને પાટણ મોકલી ત્યાં હરેક તરીકે રાખ્યો છે. તે ચતુર માણસ પોતાની બુદ્ધિના પ્રતાપથી ત્યાંના સેનાપતિના પુત્ર પાસે નોકર રહ્યો છે. તેનો તેણે વિશ્વાસ સંપાદન કર્યો છે, અને ત્યાંથી આપણો માણસ તે છે એવા કોઇને સ્વપ્ને વહેમ ન પડવા દેતાં વખતાવખત સમાચાર મોકલ્યા કરે છે. તેણે એક વિશ્વાસુ માણસને સાધુ યાત્રાળુનો વેષ લેવરાવી કાગળ આપીને રવાને કરેલ તે આજ હમણાં બે ઘડી પહેલ ઊંટ બેસી આવી પહોંચ્યો છે. એ કાગળ લખવામાં તેણે સારી યુક્તિ વાપરી એક વેપારી બીજા વેપારીને દેશાવર માલ રવાને કરે તેમ સંજ્ઞા પ્રમાણે સ્વાર, પાળા હાથી ઊંટ રથ વગેરેના આંકડા આપ્યા છે. તેથી અને આવનારે માણસને પૂછવાથી સમજાય છે કે, સિદ્ધરાજ પાટણથી બહુ સામટા લશ્કરથી નિકળ્યાને આજ ચોથો દિવસ છે. તે મુકામે મુકામથી વધારે માણસ લેવાનો છે. અને જેવી તેણે યશોવર્મા ઉપર ચઢાઈ કરી હતી તેવીજ આડર આ ચઢાઇનો પણ કર્યો છે. પરંતુ

નક્કી સમજો કે તેના મુહૂર્તમાં ફેરફાર થયો છે. એ વખતની ઘડી કરતાં આ વખતની ઘડી તદન ઉલટીજ હશે. કેમકે ત્યાંથી તે યશોવર્માને કેદ કરી લાવ્યો, પણ આંહી સોરઠની ધરતી છે, ગીરનારની મદદ છે, ગુરૂ દત્તાત્રયની રક્ષા છે, અને પથ્થરના મુલકમાં પથ્થર જેવા મજબુત શૂરાઓ વસે છે, તેથી તેમ કરી શકવાનો નથી. આપણા કિલ્લાનો બચાવ એવો મનમાન્યો કર્યો છે, તેમાંના તમામ એવા બુરજો મજબુત અને તૈયાર છે, તેની અંદર દાણો ઘાસ પાણી હથીયાર વગેરે એટલું બધું ભર્યું છે, અને વળી તે ખૂટે તો નવું લાવવાને કિલ્લાની પછવાડેના ભાગનો શહેરના માણસોને પણ અજાણ્યો માર્ગ ગીરનારની ગુફાઓમાં થઈ એવી નિર્ભય જગ્યામાં નીકળે છે, કે ત્યાંથી જે જોઇએ તે જેટલું જોઇએ તેટલું જ્યારે આપ હોય ત્યારે સલામતીથી આવી શકે છે. એથી આપણને ખુરાક, ચાર, અને હથીયારની તો સિદ્ધરાજ જેવા દશ ચઢીને આવે તો પણ ખોટ પડવાની નથી. આપણા લશ્કરમાં પણ સારી ભરતી થઈ છે. તેઓમાં સંપ જુસ્સો અને ચાલાકી ઉત્તમ છે. વારંવાર "અમને કાંક કામ આપો" એવું શૂરા ક્ષત્રીઓના મોમાંથી મેં ઠામ ઠામ સાંભળ્યું છે. એથી શહેરના લશ્કરની હાલત તો સંતોષકારક છે. "આપણે જાણીયે છીયે કે સિદ્ધરાજ પોતાનો દેશ દૂર, દુશ્મન જબરો અને દેશ અજાણ્યો હોવા છતાં યશોવર્માની સાથે લઢતાં કાયર થયો નથી. બાર વર્ષ સુધી એક આસને પડી રહ્યો, અને વિજય થયો ત્યારેજ તેણે એ જગ્યા છોડી છે. એવો શૂરો આગ્રહી અને સમર્થ છે. હાલ વળી તેની સાથે એ કરતાં પણ વધારે સૈન્ય છે. આંહીથી તેનો દેશ પાસે છે અને આપણો દેશ તેને જાણીતો છે, પરંતુ આપણને ભય પામવાનું કાંઈ કારણ નથી. આપણો અજીત દુર્ગ એવી સરસ જગ્યાએ એવો મજબુત વગવાળો અને તૈયાર છે કે, તેને કાંઈ અડચણ આવવાની નથી. તેમાં રહે રહે આપણે સિદ્ધરાજના લશ્કરથી બમણા સૈન્યને કાપી નાંખવામાં આપણું એક પણ માણસ ન ખોઇએ એવું સવડ પડતું છે. આપણે કાંઈ માળવાના ધારના કિલ્લાની પેઠે બેબંદોબસ્તી નથી. વળી બારને બાર ચોવી-

૫ વર્ષ સુધી સિદ્ધરાજ પડી રહે બલકે તેની આખી જીંદગી પૂરી કરે તો પણ આપણને ગીરનારના પ્રતાપે તેમાં થઈ અનેક વાટે બહાર નિકળાય છે તેથી ધારની પેઠે કિલ્લામાં ભૂખે મરવું પડે કે દુષ્કાળ પડે એવું નથી. આપણે તેના છળ પ્રપંચથી અજાણ્યા નથી. તેના સરદારોના સ્વભાવથી તેના લશ્કરની સંખ્યાથી અને તેની રીતભાત સુધાંતથી બીન માહીત નથી, માટે આપણે યશોવર્માની પેઠે હાર ખાવાના નથી. તેનું અર્ધું લશ્કર ધારમાં ખપી ગયું છે. તેના શૂરા સરદાર માળવાની માટીમાં મળી ગયા છે. તેના રહેલા અમીરો તથા સીપાઇયોમાં શૂરનું અભિમાન પેસી ગયું છે. તેઓ દરેક સક્ષને તુચ્છ ગણે છે. તેથી તેઓ લઢતાં બેદરકારીપણું વાપરે છે. ગમે ત્યાં ગમે તેટલાં માણસ વગર વિચારે ધશી પડે છે. તેના સરદારો પણ પોતાની ફતેહજ થશે એમ ધારી ન કાળજીયા, મોજીલા અને અભિમાની થઈ ગયા છે. અને એ અભિમાનજ તેઓને અસાવધ રાખશે અને તેથી આપણે ફાવશું. તેના ખંડીયા, સરદારો, અને દરેક નોકર બાર વર્ષ સુધી લઢી ભૂખ તૃષા વેઠી માંડ ઘેર આવ્યા ત્યાં તેઓને આ નોકરી આવી તે આકરી લાગી હશે. તેઓનાં મન લઢાઈથી કાયર થઈ ગયેલાં હશે. સામટા વર્ષના વિજોગને લીધે તેઓની વૃત્તિ ઘર તરફ લાગી હશે, માટે તેઓ બિલકુલ હોંશ ખુશી કે હિંમતથી આ લડાઈમાં ભાગ લેવાના નથી. વધારે દહાડા લાગે તો રોકાવાના નથી. માટે આપણે તેનો લાભ લેવાને ન ચુકવું. ઇશ્વર આપણો જય કરશેજ. એ મદોન્મત્તનો મદ જરૂર ઉતારશેજ. પરંતુ આપણે કયે રસ્તે ચાલવું કઈ ચાલ પકડવી અને શું શું તૈયારી કરી રાખી કેવી રીતે વર્તવું એ સોચવાનું છે. તેમાં મારી સલાહ એજ છે કે તેના લશ્કરના પ્રમાણમાં આપણી સંખ્યા નાની છે. આપણે તેમાં અચાનક આવી પહોંચવાને લીધે વધારો કરી શકવાના નથી. વળી આપણા યોદ્ધાઓ મને પ્રાણ કરતાં પણ વધારે વહાલા છે. જેમ બને તેમ તેમનું રક્ષણ થાય અને દુશ્મનો હઠીને પાછા જાય એમ કરવું. કારણ આપણે આપણા મુઠીભર લશ્કરથી સામે પગલે લઢવા જતાં જીતીએ એ ધારવું

ખોટું છે. ગમે તેવો તો પણ તે મોટો તેનું લશ્કર વધારે અને શેર થી પાંચશેરી ભારેજ કહેવાય. કદાચ આપણે કિલ્લો મુંકી તેના સામા જઈએ, તો પણ ત્યાં સુધી તો આપણી સરહદમાં દાખલ થઈ જ- શેજ, તેટલામાં આપણા ખંડીયા તૈયાર થઈ મદદ કરી શકે નહિ, તેમ તેઓ આપણી ખાતર એ સિદ્ધરાજથી દુશ્મનાઈ બાંધવા વ- ખતે હિંમત ધરે કે ન ધરે. કેમકે આજકાલ એની ખ્યાતિ મુલકમાં વધારે છે. વળી તેઓ આટલા તંગ વખતમાં આપણને શી રીતે આવી મળે? અને આવી મળે તો પણ આપણું સૈન્ય એટલું મ- જબુત ન થાય કે આપણે સિદ્ધરાજના સામા મેદાનમાં લઢીએ અ- ને તેને નસાડીએ. બધું થઈ શકે પણ તે કરવાને માટે વખત જોઇએ. આગળથી નિર્ભયપણે ગુપ્ત તૈયારી કરી રાખવી જોઇએ. તે કાંઈ બની શકે તેવું નથી,ત્યારે સામા જવાથી ફતેહજ થાય એમ ખાતરી રહી શકતી નથી. વળી તેમાં આપણા સામટા યોદ્ધાઓના પ્રાણ જાય તેના સો મરે તો આપણા પચાસ પણ મરે, અને તેમાં તેને મોટાને તો કાંઈ ન જણાય. તે તો વળી પોતાના દેશમાંથી બીજું લશ્કર મંગાવે પણ આપણે તો જે છે તે વાપરી બેસીયે. તેના રાજ્ય આગળ આપણું રાજ્ય, તેના ખંડીયા આગળ આપણા ખંડીયા, તેના લશ્કર આગળ આપણું લશ્કર બરોબરી કરવાને લાયક નથી. માટે માત્ર આપણે આપણા શૂર ઉપરજ ભરોંસો રાખી વગર વિ- ચારે શક્તિ વિચાર્યા વિના વધારે શૂરામાં ખપવા આગળ વધી પાછા પડવું એ ડહાપણ ન કહેવાય. આપણે શૂરા છીએ અને તે કાંઈ સા- ફ ડરકુ નથી. આપણે ક્ષત્રી છીએ તો તે કાંઈ વાણીયા નથી. ઘા, રોગ અને દુશ્મનને તુચ્છ ન ગણવા જોઇએ. માટે જે કરવું તે વિચારીને કરવું. આપણી પાસે મુસાફરી કરવા સામાન પણ તૈયાર નથી. સિદ્ધરાજ તો હજી કાલેજ બાર વર્ષની મુસા- ફરીથી આવ્યો આવે છે, પણ આપણને મુસાફરી કરે લાંબો વખત થયો, તેમ આપણે આપણા આખા લશ્કર સમેત કદી મુસાફરી કરી નથી; એટલે એ વાતની અડચણ પણ પૂરી છે. હાલ હાલ કાંઈ ડેરા તંબુ રાવઠી ગાડાં બળદ મન માન્યાં મળી આવે નહિ. આ

મોસમ ચોમાસાની છે. આપણે હુલ્લડાઈ કરી આગળ ધસીયે, ભાદર જેવી મોટી નદી ઓળંગીને સામા જઈએ, ને પછી ન કરે નારાયણને પાછું હઠવું પડ્યું, તો પૂરી મુશ્કેલી થાય. "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" ચોમાસાના દિવસમાં મુસાફરી કરવી એજ મુર્ખાઈ છે, તો આવા મોટા સૈન્ય સામા કટકી ફોજથી લઢવા જવું એ કેમ બને? આપણે એક જગે પડાવ કરીને પડીએ ને બીજે આડ રસ્તેથી ફેર ખાઇને દુશ્મનો ગીરનાર ઉપર ધસારો કરે, તો આપણને એક વખતે બે ઠેકાણે પહોંચવું અશક્ય થઈ પડે. આવાં અનેક કારણોથી મારા મનમાં કાગળ વાંચ્યો ત્યારનું એજ ઉદય થયું છે કે ચાહીને સામું લઢવા જવામાં માલ નથી. અલબત સામે પગલે દુશ્મનને ભેટવું અને તેને અધવચથી ટાપલામાં મારી પાછો હઠાડવા, એ વધારે બહાદુરી પરાક્રમ અને યશનું કામ છે. પણ તેવી આશા રાખતાં ઉલટા નિરાશ થઈએ અને ફસી પડીએ તો એ કાંઈ ડહાપણ ન કહેવાય. લઢાઈ છે એ મામલા છે- વખતે દુશ્મનો જોર પર આવ્યા અને આપણાસૈન્યના પગ પોચા થયા તો પછી ઘરબારથી વિમુખ આપણાં બૈરાં છોકરાં શત્રુને હવાલે જીવતાં રાખી કપાઈ મરવું, તેના કરતાં ઘરમાં રહીછેલ્લો ઉપાય છાશનો કરી રહી છેવટ કેસરીયાં કરી મરવું એ વધારે ઉત્તમ છે. આમ આગળ પડવાથી મનમાં દાગ રહી જાય. આપણને ઇશ્વરે આવા વિજયઘઢ અજીત કિલ્લાની આવા ફળદ્રુપ પહાડની મદદ આપ્યા છતાં, તેનો લાભ ખોઈ હાથે કરી દુઃખ વહોરવા જવું એ શાણપણું શાનું? માટે મારો એજ નિશ્ચય છે કે એ ફુલેલાને જુનાઘઢના કિલ્લાના થડ સુધી વધારે ફુલાવા દ્યો. એના અભિમાની લશ્કરને આપણે જાહેરમાં ડરકુ થઈ વધારે બેપરવા અને મગરૂર થવા દ્યો. અને તેમને આપણા કીલ્લાની થડમાં આપણા તીરોના ગોં પાસે આવવા દ્યો, એટલે આપણે ઘરમાં બેઠા એકે જીવ ખોયા વિના નિરાંતે દુશ્મનના લોહીનો સ્વાદ ચાખીશું. તે ગમે તેટલા આગ્રહી રહેશે તોપણ આપણા શૂરા કીલ્લાની ખાતરી છે કે તેનું કશું ચાલવાનું નથી. તેનાં માણસ કંટાળેલાં છે એટલે તે વધારે વાર રોકાઈ શકશે નહિ, વરસાદના મારથી તે જ-

રૂર પડ્યો પડ્યો જ કાયર થશે. આ ટુંક વખતમાં આપણે કિલ્લાનો બચાવ મન માન્યો કરી શકીશું, અને જરૂર પડશે તો પછી શત્રુનું દળ ઓછું અથવા કાયર થયા બાદ આપણે અચાનક બહાર નિકળી અડધું લશ્કર જાહેર રસ્તે તથા બાકીના લશ્કર સાથે દુતો મોકલી પછવાડેના રસ્તાથી ફેર ખાઈ આપણા ખંડીયા અને જાગીરદારોથી એક મત કરી, તેઓની પુંઠેથી છાપો મારી શકીશું. અને એમ બંને તરફ ઘેરો ઘાલીને પટણીઓની ચટણી કરવામાં ધીમે ધીમે અનેક યુક્તિથી ફાવશું. માટે હાલતો એજ વિચાર ઉત્તમ છે. આપણે હાલ એ બાબતના બચાવમાં જે સૂઝે, જે થઈ શકે તે કરવું જોઇએ. અને એક સામટો કોળીયો તેઓનો ગળી જવા કરતાં ધીરે ધીરે વિસામો ખાતા ઘરબાર સ્ત્રી સંતાનથી હળતા મળતા તેઓનો સ્વાદ ચાખ્યા કરશું ને તેઓની હાજરી લીધા કરશું. "અણી ચૂક્યો સો વર્ષ જીવે." એક વખત તેને પાછો હઠાડવામાં તેના છાકેલા લશ્કર ઉપર આપણે ત્રાસ બેસાડવામાં ફાવશું તો બીજે વખત ધીમે ધીમે સામટો વખત તૈયાર કરી તેના શહેર ઉપર જવાનો પણ લાગ મેળવી આપણા નામને કીર્તિ આપવાનો, આપણા દેશનો યશ વધારવાનો, આપણા દુશ્મનની ખબર લેવાનો, તથા આપણા પ્રારબ્ધનો તપાસ કરવાનો અવસર કાળે કરીને મેળવશું. પણ હાલતો મને આ વિચાર ઠીક લાગે છે પછી જેમ સહુની મરજી- કોઇએ મારા મત ઉપર હાજી હાજી કરવાની, મને માઠું લાગશે એવા વહેમ ખાઈ પોતાના મનમાં ઉદય થતા વિચાર દાબી રાખવાની- રીત ન ગ્રહણ કરતાં, પોતાની બુદ્ધિ, પોતાના અનુભવ અને પોતાની નિમકહલાલીનો- વગર કંજુસાઇએ ઉપયોગ કરી, જેમ હમેશ તમે વરતો છો તેમ અહી થવું જોઇએ. હું ખરેખાત સમજું છું કે ખુદ પસંદ રહેવામાં મારૂં શ્રેય નથી માટે, ખુશીમાં સલાહમાં આવે તે એક પછી એક કહો".

અલબત માત્ર ક્ષત્રીઓની રીત પ્રમાણે આ વિચાર જરા કેટલાકોને બાયલો લાગ્યો અને રાય ખેંગારનું મન પણ એકવાર યા હોમ કરવાનું થયું, પણ સર્વાનુમતે શાન્ત વૃદ્ધ વજીરોયે એવું સા-

હસ વગર શક્તિએ કરવું એ ક્ષત્રીવટ કરતાં મુર્ખાઈ વાળું વધારે કહેવાય, એમ સિદ્ધ કરી પરિણામે આ વિચાર સ્વીકાર્યો, અને એજ મુજબ અમલમાં આવવાનું નક્કી થયું. તેને લગતી કોશીશો થવી શરૂ થઈ. અમુક માણસો સહીત રાજાએ જાતે તમામ કિલ્લો ફરી તપાસી માંહે તથા બહારથી જોવાનું, ધાનના કોઠાર, સામાન હથીયારના ભંડાર, ઘાસની ગંજીઓ, છૂપા રસ્તા વગેરે તપાસવાનું, તમામ લશ્કરની હાજરી લેવાનું, અને બધી બાબતની દેખરેખ રાખવાનું કામ માથે લીધું. યોગ્ય સરદારોને યોગ્ય બુરજોના રખવાળ, રાત ચોકીના, દિવસ ચોકીના, દરવાજાઓની જાથુ ચોકીના, સરદારો તથા બહારથી છૂપે રસ્તે જનાર આવનાર, દુશ્મનના લશ્કરમાં જઈ છૂપી બાતમીયો લઈ આવનાર, શહેરમાં સુલેહ રાખનાર, અને ખૂંડીયા સામંતો અને ઠાકોરને તેડી લાવનાર માણસો ક્રમવાર મુકરર થયાં. તમામ કામની દેખરેખ રાખનાર નકી થયા એટલે શહેરમાં ચોતરફથી મળી શકે તેટલો દાણો વધારે ભરવા અને સામન એકઠો કરવાનું નક્કી થયું, અને ટુંકામાં કહીયે તો તમામ ગોઠવણ વધારે ગરબડ, દોડાદોડ કર્યાં વગર સુલેહ શાન્તિમાં પાર પાડવાની યુક્તિઓ અગત્ય જણાઈ તેટલી શોધી તેમને અમલમાં લાવવાની પેરવી રાજાએ આ બેઠકમાંજ શરૂ કરાવી, અને તમામ કામ પોતાના હાથમાં ત્યારથી લીધું.

આ વાતની પ્રથમથી શહેરમાં કોઇને જાણ કરવામાં ન આવી. તમામ કામ એવી ચપળતા, હોંશીયારી અને સાવચેતીથી કર્યું કે, તેઓ પોતાનું મન ધાર્યું કરવામાં ફતેહ પામ્યા. ધાર્યા મુજબ અનાજ, હથીઆર, સામાનનો સંગ્રહ, કિલ્લાનો બંદોબસ્ત, લશ્કરનો બંદોબસ્ત, મનમાન્યો ટુંક વખતમાં એવો થયો કે તમામ સરદારોને રાજાનો વિચાર ઈશ્વર સહાયથી નિરવિઘ્ન પાર પડશે એમ લાગ્યું. તેઓમાં હીંમત વધી, હોંશ વધી અને રાજાની દેખરેખ, કદરદાની અને સાબાશીથી તેઓને ખાતરી થઈ કે આખા શહેરનો એક વાળ પણ વાંકો થયા વિના, આ સરસ યુક્તિથી આપત્તિનું ચઢી આવતું વાદળ લોહીનો

એક પણ છાંટો શહેરમાં પાડ્યા વિના, મુંગું સુકું પસાર થઈ પાછો એજ ખુશનુમાં વખત પરિણામે આવી પહોચશે.



# પ્રકરણ ૧૪ મું.

એક મોટા વિસ્તીર્ણ ચોગાનમાં એક નવું શહેર પાંચદિવસમાં વસી ગયું હોય એમ લાગતું હતું. તેની આસપાસ એક રાવટીથી બીજી સ્પષ્ટ નજરે પડે એટલા અંતરે ચારે તરફ ગોળાકારમાં કોટના બુરજોની પેઠે ત્રણગાઉના ઘેરાવામાં રાવટીયો ધોળી દૂરથી નજરે પડતી હતી. તેની અંદર હથીયારબંધ માણસો હતાં. તેઓમાંના બેબેજણા હમેશ રાતદિવસ રાવટીની આસપાસ ફર્યા કરતા હતા. તેઓ શરીરે કાળા મજબુત કાકરેજના કોળીયો ભીલ વગેરે ધારાળા લોક હતા. તેઓ આજુબાજુથી નવી વસ્તીમાં આવતા જતા દરેક માણસની હાજરી લેતા, નવા માણસને પોતાના ઉપરીની પરવાનગી વગર અંદર જવા ન દેતા, તથા દૂરથી સામટાં માણસ કે ઘોડાં આવતાં નજરે પડે તો તુરત રણસીંગુ ફુંકી આસપાસની રાવટીનાં માણસોને સાવધ કરતા હતા. દરેક રાવટીમાં દસ માણસ, એક રણસીંગાવાળો, તથા એક મુખી રેહેતા હતા. આ રાવટીઓના ચોકામાંથી અંદર પેસતાં ચારે તરફ ગાડાં, બળધો, પાડા, ઉંટ, હાથી વેરાતા બાંધેલા, તથા તેના હાકનારા ચારે તરફ પડેલા હતા. તેઓમાંનાં કેટલાંક હમેશ ભાર બરદારીના ઉપયોગમાં આવતાં હતાં. જ્યારે લશ્કરની કુચ થાય ત્યારે તેમાં ડેરાતંબુઓ રાવટીઓ અને સરસામાન ભરાતો, અને જ્યારે લશ્કરનું સ્થિર મુકામ હોય ત્યારે તેઓ આસપાસના પ્રગણામાંથી સામટા સીપાઇઓને સાથે લઈ ઘાસલકડી પાણી સીધુસામાન વગેરે લાવવા લઇજવામાં ઉપયોગી હતાં. આવી રીતે વચલી ખાસ વસ્તીને પહેલો રાવટીઓનો તથા બીજો આ જનાવરોનો કિલ્લો હતો તેમ ત્રીજો કિલ્લો મજબુત ઉંચાં સુંદર ઘોડાંઓની પાયગાઓનો હતો. એટલે રાવટીયોની પેઠે સાધારણ તંબુઓ દરેકની આસપાસ પચાસ

ઘોડાઓ તથા પાંચસાત રાવટીયો આવેલી એવા ગોળાકારેમાં લશ્કરની ચારે બાજુએ હતા. દરેકમાં એક મુખી પાંચ નાંના અમલદાર મળી પચાસ સવાર એક ડંકો તથા એક સુતરી રેહેતાં હતાં. ત્યાં હમેશ પચીસ ઘોડાઓ ઉપર સવારથી સાંઝસુધી તથા બીજા પચીસ ઉપર સાંઝથી સવારસુધી સામાન માંડેલા રેહેતા હતા, અને ખપ પડે તો જરા ડંકા ઊપર ડાંડી પડતાંજ લગામ ચઢાવી પચીસે સવાર તૈયાર થઈ ઉભા રહે, એવી ગોઠવણ જોતાંજ નજરે પડતી હતી. ઘોડાંઓની આસપાસ સવારોની રાવટીઓ રેહેતી. તેઓ વરસાદ અથવા તડકો ન હોય તો મેદાનમાં અને એવા કાંઈ અડચણ હોય તો રાવટીઓમાં રાંધતા, સુતા અને રેહેતા હતા. આ તંબુઓ વટાવી આગળ ચાલતાં જે દેખાવ નજરે પડતો તે ઘણો ભવ્ય હતો. દૂર સામે નજર કરતાં મોટા પારસનાથના દહેરા જેવો એક સુંદર કિનખાબનો તંબુ, સોનાના શિખર વાળો પહાડની પેઠે ઉભેલો વાદળથી વાતો કરતો હોય એમ લાગતું હતું. તેની પછવાડે બે તેનાથી નાંના પણ દેખાવમાં તેવાજ દેરાઓ, એક મોટી પાંચ હાથ ઊંચી કીનાતના કોટમાં આવેલા હતા. અને તેમની વાંસે કેટલાક નાંના મોટા પહાડની ટેકરીઓની પેઠે વેરાતા તંબુઓ છુટક છુટક ઉપર કહેલા સવારોના તંબુસુધી આવેલા હતા. અને તેની મોંવાડ તરફ જમણી તથા ડાબી બાજુએ હારબંધ ક્રમવાર તંબુઓ સુંદર આકારના સામસામા સો કદમનું વચમાં છુટું ચોગાન રાખી આવેલા હતા. આ વચલા ચોગાનમાં ખાસા ઘોડાઓ, રથો અને બળદો બાંધેલા હતા. મોટો કળસવાળો તંબુ લશ્કરના માલીકનો હતો. તેની વાંસેના બે તંબુઓ તેની આજુબાજુ કનાત હોવાને લીધે જનાનાના હોય એમ જણાતું હતું. વાંસેના તંબુઓમાં નોકરચાકરો, દાસદાસીઓ, દરજી મોચી સુથાર વિગેરે નોકરીયાત વસવાયા પોતપોતાના ઓજાર સમેત રેહેતા હતા. મોટા તંબુની જમણી હારમાં આવેલા સુંદર રૂપાના, ત્રાંબાના કળસવાળા મોટા અને નાંના તંબુઓ ખંડીયા રાજા, રાણા, ઠાકોર વિગેરે જાગીરદારોના હતા. તેમજ ડાબી બાજુએ સેનાપતિ, ડંકાપતિ, છત્રપતિ, પાયગાદાર વિગેરે નોકર સ-

રદારો વૈદ્ય, મુત્સદી, બ્રાહ્મણો વિગેરે હતા. દરેક આ મોટા તંબુની પછવાડે નાંની નાંની રાવટીઓ હતી. ને તેમાં તેમનાં રસોડાં, નોકર, ચાકર રહે તથા ખાસાં રથ, ઘોડાં વગેરે પોતાનાં વાહન મોં આગળ બાંધેલાં નજરે રહેતાં હતાં. આ તંબુઓની હારથી દૂર પછવાડે બંને બાજુઓએ દુકાનો લશ્કરી કામ ચલાઉ કનાતો બાંધી બનાવી હતી. તેમાં સીધુંસામાન, કાપડ, વસાણું, મેવા, શાક ભાજી વગેરે જે જોઇએ તે મળતું હતું. આ દુકાનો રાતના દસવાગ્યા સુધી ઘરાકોથી ભરપૂર રહેતી અને તેમાં દુકાનદારો પડી રહેતા. આખો દિવસ આ બજારોમાં મોટા શહેરની બજારો જેવી ભીડ રહેતી, અને તેમાં જે વખત જે સામાન જોઇએ તે મળતો, તેથી આ લશ્કરને શહેરનું નામ આપવું કાંઈ અયોગ્ય નહોતું. શહેરમાં માટી પથ્થર ઈંટનાં ઘર અને આ લુગડાંનાં ઘર એટલોજ ફરક, બાકી આ લશ્કરમાં રાજ્યદરબાર અમીરોના મહેલ્લા, ગરીબોની રાવટીઓ, દુકાનો, બજાર અને કેટલાંક બૈરાં છોકરાં પણ હતાં. દુકાનોની પછવાડે પાગા વાળા તંબુઓ સુધી છુટક રાવટી તંબુઓ, પરચુરણ સ્વાર, પાળા, જોશી, વૈદ્ય, મહેતા, વગેરેના હતા. મોટા કળસ વાળા તંબુના બે પડખા ઉપર બે મોટા તંબુઓ સાદા મારેલા હતા, તેમાં સરકારી સામાન હથીયાર વગેરે રહેતું. બહારની ફરતીમાં સાધારણ અમીરોનો પહેરો રહેતો. તેઓ તંબુ માંહેના સામાન તથા રાજાના તંબુની નીગેબાની રાખતા. રાજાના તંબુની મોટી ફરતીની અંદર તેના ખાસ વિશ્વાસુ સરદારો હથીયારબંધ ચારે બાજુ પહેરો દેતા, અને પલંગ પાસે પાસબાંનોનો પહેરો, તેના શરીરના રક્ષણ સારૂ તે જ્યાં જાય ત્યાં સાથે રહેવા સો માણસો રહેતાં તે વળી જુદાં.

આખા લશ્કરમાં માણસ, ઘોડાં, ગધેડાં, ઊંટ, ગાયો, ભેંસો, પાડા, અને બળદો વગેરે રાતદિવસ હરફર તથા શોરબકોર કરી મુંકતાં. અનાજ, બળતણ, ઘાસ, અને બીજા સામનનાં ગાડાં આસપાસના પ્રાન્તમાંથી સવારોની સાથે ચાલ્યાંજ આવતાં હતાં. કેટલાક તંબુમાં લોકો ગાતા વગાડતા, કેટલાક હસતા રમતા, કેટલાક ગાળમગાળા કરતા, અને લઢતા, તથા લોકો ભેળા કરતા અને એક બે જગ્યાએ પોતાનું પ્રિય મરી જવાથી રોકકળ કરતા નજરે પડતા હતા.

આ પ્રમાણે જબરી છાવણી જોતાં જોતાંમાં વસી ગઈ હતી. તેનીરચના જેમ જોવા લાયક હતી, તેમ તેનો બંદોબસ્ત, સાવધપણું અને સવડતા પણ જોવા લાયક હતી. જોકે તેઓ જંગલમાં, અજાણ્યા મુલકમાં, સામટા જથાબંધ ઘણા દિવસથી લાંબો વખત રહેવાના ઈરાદાથી પડ્યા હતા, તોપણ તેઓના ઉપરીઓની ચંચળતા, બહાદુરી, તથા બંદોબસ્તને લીધે દરેક માણસ તથા જનાવરનં ખાવા પીવાની સવડ કાંઈ વખોડવા લાયક નહોતી. તેઓના ઉપર હમેશ દેખરેખ રાખવાને, લશ્કરના માણસોની બરાબર બરદાસ્ત રહેછેકે નહીં તેની પુછ પરછ કરવાને, મહારજા પોતે વખતા વખત પોતાના સુંદર ઘોડા ઉપર સવાર થઈ અને વખતે પ્યાદલ ચાલતા તમામ લશ્કરમાં ફરતા હતા. રાતે ચોકીના બંદોબસ્તની તપાસ રાખવા અમીરો નિમ્યા હતા. તેઓ આખી રાત ચારે તરફ ફર્યા કરતા, અને રાજા પોતે વખતે એકલો નિકળી પડી તેઓની દેખરેખ રાખતો. દિવસે જેમ ધોળી રાવટીઓથી ચોકીની જગ્યા દેખાતી તેમ રાતે તાપના ભડકાથી તે જગા વરતાતી હતી. જેમ દરેક લઢવૈઓ દિવસે હથીયાર બંધ સાવધ રહેતો, તેમ રાતે પણ રહેતો હતો. તેઓમાં વારા બાંધી એવી સરસ ગોઠવણ કરી હતી, તેના ઉપર દેખરેખ એવી ચુસ્તાઈથી રહેતીકે દરેક વખતે તેઓ સાવધ, લઢવાને તૈયાર, રણશીંગાં, ડંકા કે મોટા નગારાનો અવાજ સાંભળવા ઈંતેજાર રહેતા. જો એકદમ જરૂર પડતીતો રણશીંગુ ફુંકાતું, તેથી જરા ધીમી જરૂર પડે તો ડંકો અને ત્રણ હુકમથી તૈયાર થવાનું હોયતો ત્રણવાર મોટું નગારૂં વાગતું, ત્યારે તેઓ તૈયાર થતા અને કાંઈ રીવાજી કામ હોયતો છડીદાર વરદી પહોચાડતા. પાળાઓની પાસે તલવાર, ઢાલ, તીર, કામઠાં અને વખતે સ્વાંગ કટારીઓ, તથા ગુપ્તીઓ, હલકા વડના ચોકીયાતો પાસે ધોકા, કાતરો, કડીયાળી લાકડીઓ, અને તલવારો, તથા સ્વારો પાસે તલવાર, ભાલા, બરછી, સાંગ, અને ધનુષ બાણ રહેતાં. તેઓના શરીર અને ઘોડાં ઉપર બખ્તર પાખર રક્ષણ કરવા રહેતાં. તેઓ પોતાના સરદારોને ઘણું માન આપતા. તેમને માટે પ્રાણ પાથરવાને

તત્પર રહેતા, તેમ સરદારો પણ ઘણાજ ઉદાર અને માયાળુ રહે-
તા. તેવખતના લડવૈયા શુદ્ધ ક્ષત્રી હતા. લઢવા જવું એ તેઓની ર-
મત હતી. તેમની વહાલી તેમની પુંઠે પ્રાણ ન રાખે એટલા પ્યારથી
ચાહનારી સ્ત્રીઓ પણ તેમને એકામમાં ઉશ્કેરતી. દીલાસા, હીંમત
અને વખતે મદદ આપતી. અને પુરૂષો હારીને મોતથી ડરીને પા-
છા આવેતો ફિટકાર દેતી. તેણે મોટું નીચ, કુળને કલંક લગાડે એવું
કૃત્ય કર્યું હોય એમ ગણતી. સ્ત્રીને પોતાનો પતિ વગર વાંકે મારે
કૂટે અથવા કનડે એથી તેને જેટલો પતિ અપ્રિય થતો તેટલો તેને
હારીને આવેલો સાંભળી અપ્રિય થતો. તેઓ જેટલું લઢીને મરવા-
ને કિમતી ગણતા તેટલું બીજાને ન ગણતાં જે શૂરો દુશ્મનથી લઢી
સામે પગલે મરે તે સ્વર્ગ જાય, તેની સાત પેઢીને તારે, એમ તેઓ
માનતા એટલે તેમને લઢી મરવાથી માંટી ઈંટનાં નાશ પામે એવાં
ઝૂપડાં કે ઘરને બદલે સ્વર્ગની અનુપમ હવેલીઓ, ઘેલી મેલી કે
સાધારણ સ્ત્રીને બદલે ઈંદ્રની અપ્સરા વરે, તેઓનો જીવ હાડકાં
માંસના શરીરમાં પીડાતો રહેછે તેને બદલે દેવતાઈ દેહમાં સદાને
સારૂ વાસ કરે, અને ટુંકામાં નાશવંત સુખોને બદલે અનાશવંત
સુખને સાથે સર્વોત્તમ પ્રભુ પદ મળે, અને તેજ ક્ષણે-મુવાકે આ-
કાશમાંથી વિમાન આવી ઉચકી જાય, પછીતે લઢી મરતાં શું કામ
ડરે? દુનીઆંમાં તેનું નામ અમર થાય, તેનાં સ્ત્રી છોકરાંને પોતાનો
સરદાર પાળે, તેમને ઊંચાજોણું થાય, પછી તે લઢતાં કેમ પાછો હઠે?
તેઓને નિશ્ચય હોયકે "મરવુંછે." આપણા મરવા ગયાથી મરાતું
ને જીવવું ચાહ્યાથી જીવાતું નથી. પછી તેઓ પોતાનું કર્તવ્ય કર્મ ક-
રવામાં, પોતાનું નામ પ્રસિદ્ધ કરવા અને સરદારોને પ્રિય થવા શું
વિચાર આણી પાછા પડે કે ડરે? તેઓતો મરવાને આતુરજ રહેછે.
કારણ જન્મ્યા ત્યારથી મરવુંતો સિદ્ધછે પછી નાહક રીબાઈ કષ્ટાઈ-
ને તાવ રોગથી પીડાઈને ઘરના ખૂણામાં પડી મરવાથી તેઓના
તમામ ઉપર બતાવેલા લાભ જાય. આવા વિચારના રજપુતો આ-
ખા લશ્કરમાં અને દેશમાં હતા. ત્યારેજ તેઓ સ્વતંત્ર રાજ્ય કરતા.
દુશ્મનને હંફાવતા અને જ્યાં જાય ત્યાં વિજય કરી પરદેશીને દેશની

હદમાં પગ પણ મુંકવા નહોતા દેતા. પણ અફસોસ!! તેઓની એવી સ્થિતિ, એવું શૂર એક સરખું રહ્યું નહીં. ધીમે ધીમે તેઓમાં-થી ક્ષત્રીવટનું અભિમાન, લોહી અને જુસ્સો ઓછાં થતાં ગયાં. માંહોમાંહે કુસંપ વધતો ગયો તેથી તેઓની હાલત માઠી થતી ગઈ, અને છેવટ તેનું પરિણામ આજે આપણે બકરી જેવા જેમ દોરે તેમ દોરાતા ભૂખેમરતા જોઈએ છીએ એ આવ્યું " યથા રાજા તથા પ્રજા" તેમના એવા હાલ થયા પછી તેમની પ્રજા, રાજધાની, તેમનાં શાસ્ત્ર અને ધર્મના ભૂંડા હાલ થાય એમાં શું આશ્ચર્ય ! અફસોસ!!

આવી રીતે સિદ્ધરાજ જયસિંહનું સૈન્ય પડેલું હતું.મોટો સોનેરી કજસનો તંબુ તેનો પોતાનો તથા વાંસે કીનાતના પડદામાં તેની મા મીનલદેવી તથા રાણી ઈચ્છન કુમારીના તંબુ હતા. તે સારા શુકન જોઈને બ્રાહ્મણોની આજ્ઞા લઈને તેમને પુષ્કળ દક્ષિણા આપી, પોતાની પ્રિય પ્રજાના ફુલોના વરસાદમાંથી તેમના અંતઃકરણનો આશિર્વાદ લેતો શંખનાદ, રણશીંગા, ભેર, નોબત અને બીજાં યુદ્ધ વાજીંત્રના નાદ સાથે ભાટ ચારણના દુહા કવિત સાંભળતો ઠરાવેલા મુહૂર્ત પાટણ શહેરમાંથી પોતાના લશ્કરના પગરવની રજથી સૂર્યને ઝાંખો કરતો નિકળ્યો હતો. તેની સાથે તમામ જાતના મોટા બ્યાપારી અને તમામ કારીગરો જથાબંધ હતા. તે જ્યાં મુકામ કરતો ત્યાં શહેર વસતું તે વિષેનો કાંઈક ખ્યાલ ઉપરના વર્ણનથી બંધાયો હશે. તે પાટણથી નીકળી વાઘેલ, મુજપુર, ઝીંઝુવાડા, વઢવાણ અને સાયલાને રસ્તે લશ્કરનો જમાવ કરતો રાયખેંગારના મુલકમાં નિર્ભયપણે ચાલ્યો આવ્યો. પણ આ તેના અકસ્માત આવવાની રાયખેંગારને મોડી ખબર પડવાથી, તેને અધવચ્ચ અટકાવવા કાંઈ પ્રયત્ન નહોતો કર્યો તેથી, તથા તેના જબરા, બહુ મોટા લશ્કરને લીધે જુનાગઢના પાદર સુધી તેને કોઈએ ખાળ્યો નહિ. અને ખરૂં કહીયે તો એ વખતમાં તેની પોતાની બહાદુરીને ચપળતા,તેના લશ્કરના તથા સરદારોના બળ અને ધિરજ, અને તેના સામટા જથાનાં માળવાના વિજય પછી મુલકમાં એટલાં બધાં વખાણ થયાં હતાં

એથી લોકોના મનપર તેના બળનો એટલો બધો ત્રાસ બેઠેલો હતો કે, કોઇની સામે થવાની હીંમતજ ન ચાલી. તે જ્યાં ગયો ત્યાં દરવાજા ખુલ્લાજ દીઠા. જે માગ્યું તે મળ્યું, તેથી તેને કોઈ રીતની હરકત આપણે હાલ વર્ણવી તે છાવણી જુનાગઢથી બે ગાઉ દૂર આવી નાંખતાં સુધી ન આવી. તેના લશ્કરનો દબદબો જોઇને તેના રોબથી રાયખેંગારના ખંડીયા એટલા બધા ડરી ગયા, તેના વહાલા મંડળેશ્વરો અને ઠાકોરો એવા તો થરથરી ગયા, કે તેઓ-ને પોતાનું રાજ્ય જાળવવું મુશ્કેલ લાગ્યું. તેમનું તથા તે-મના રાજ્યનું આયુષ્ય સિદ્ધરાજની મરજી ઉપર આવી રહ્યું, ત્યાં તેઓ પોતાનું રાજ્ય, ધન દોલત, અને કબીલો સિદ્ધરાજના હાથ આગળ ખાલી મુકી, રાયખેંગારને મળવા શી રીતે હીંમત લાવે? તેમાં કાંઈ તેમનો વાંક નહોતો. જગતમાં સ્વાર્થ રહીત સંબંધ થોડા-જ માણસોનો છે. તળાવ સૂકું થવા આવ્યું કે તેની પાળે લોક ઓ-છા જવા લાગે. બાગ ઉજડ થવા માંડે કે પક્ષિયો ખસવા માંડે. આપણે પૈસાવાળા હોઇએ ત્યાં સુધી લોક આપણને ચાહે, અને જ્યારે તે પૈસો ગયો કે લોક પણ આપણને મુકી બીજા ધનાઢ્યને ફોલી ખાવા જાય, ને તે દુર્બળ થાય એટલે ત્રીજાને એટે છે. આ-વી રીતે વિશ્વનો નિયમ છે, કે અમુક વસ્તુ કે જીવ જ્યાં સુધી કોઇપણ રીતે લાભદ છે, ત્યાં સુધી સહુ તેને ચાહે છે. સારાંશ ચ-ઢતીમાં સહુ ચઢાવવામાં મદદ કરે. "ભાગ્યશાળીને ભૂત પણ રળી આપે" પણ જ્યારે તેની પડતી આવે, તેના ઉપર આપત્તિનું વા-દળ ચઢી આવે, ત્યારે તેને વિરલા પ્રભુના પ્રિય વળગી રહી મદદ કુ-રેછે. બાકીના તો તેને ચઢતીમાં જેમ ચઢાવવામાં, તેમ પાડવા માં તૈયાર થાય છે. જે સ્વાર્થી તેને ચઢતીમાં વળગ્યો હોય, તેજ પડતીમાં તેના શત્રુને જઈ મળે છે. માણસનું પારખું કરવાનો વ-ખત આ છે. અને તે આ વખત તો રાયખેંગારને બાગ આવ્યો હતો. તેના ખંડીયા, ઠાકોર વિગરેએ જાણ્યું કે સિદ્ધરાજથી રાયખેં-ગાર જીતનાર નથી, ત્યારે નાહક રાયખેંગારને આશ્રય આપી વિનાશ કરવામાં શું શાણપણું? મનુષ્યનું વલણ ન્યાય અન્યાય ઉપર ન રહેતાં

પોતાના સ્વાર્થ તરફ વધારે સહેલાઇથી વળે છે. તેમ તેઓને પણ આ વખત રાયખેંગારને મદદ કરવામાં જેટલું નુકશાન જણાયું,તેટલું-જ તેમને સિદ્ધરાજને મળી જવામાં લાભકારક જણાયું. તેથી તેઓ-માંના કેટલાક નફટ સિદ્ધરાજને મળ્યા,કેટલાક મધ્યસ્થ રહ્યા અને માત્ર થોડાજ સરદારોએ તેને દિલાસા પત્ર લખી મદદ આપવા કબુલાત આપી, પણ તેઓથી એ પોતાનો મુલક મુકી સિદ્ધરાજની આંખ આંજી મદદ કરવા જવાયું નહિ. આથી સિદ્ધરાજને વધારે હીંમત આવી, પોતાની ધારણા વધારે વહેલી પાર પડવા ખાતરી થઈ. પણ જ્યારે તેણે ગીરનારનો કિલ્લો જોયો, તેના ઉપરના બંદોબસ્ત અને તૈયારીની બાતમી મેળવી, ત્યારે તે કાંક ધીમો પડ્યો. તે એક કોળીયે જે લાડુ ગળી જવા માગતો હતો તે, તેમ કરતાં ગળે અટકશે એમ લાગ્યું. એક ઘાથી જે નિશાન પાડવા ચહાતો તે ઘણા ઘાએ પડશે અને એક દિવસે એક હુમલાથી અને એકજ વખતના શ્રમ અને યુક્તિથી શહેર કબજામાં આવશે એમ ધારેલ તે મેળવતાં ઘણા દહાડા ઘણા હુમલા ઘણી યુક્તિથી મહા મહેનતે સાંપડશે એમ લાગ્યું, એટલે તે ધીમો પડ્યો. તેનો મદ કાંક ઉતર્યો, પણ તેના મદોન્મત્ત સરદારો તથા માળવાની જીતથી ફૂલી ગયેલા ક્ષત્રીઓએ તેને પાછો જાગૃત કીધો. પોતાના બળનો પોતાની ધારનો કિલ્લો લેવાને કામે લગાડેલી યુક્તિઓનો ઉપયોગ બેદરકારપણે જય થશે-જ એમ ધારી કરવામાં એક કરતાં તેઓએ વધારે વાર માર ખાધો. એકદમ સામટા માણસોથી કિલ્લા તરફ ધસતાં તેઓને કિલ્લામાંથી તીરોના વરસતા વરસાદે લોહી લુહાણ ચહેરે, કેટલાકને મરેલા અને કેટલાકને ઘાયલ કરી વારંવાર પાછા કાઢ્યા. પણ આવી રીતે એક સરદારના માર ખાવાથી છાકેલા સરદારોને સબુર ન રહી અને પોતે જશે તો જરૂર જય થશે એમ ધારી એક પછી એક તમામ સરદારો સુંઠનો સ્વાદ ચાખી આવ્યા. ગીરનારના અજીત દુર્ગનાં દર્શન કરી આવ્યા. તથા પોતાના કેટલાક વહાલાની દેહો અને રૂધીર અર્પણ કરી આવ્યા. આથી સિદ્ધરાજને વધારે ચીઢ ચઢી તે પોતે સામટા સૈન્યથી ચઢ્યો અને પૂરજોશથી કીલ્લાના થડ સુધી જઈ પહોંચ્યો.

કેટલાક શૂરાઓ ખાઈ તરી ખીલાઓ ઠોકી કીલ્લાપર ચઢવા સામટી જગે પ્રયત્ન કરવા લાગ્યા પણ સોરઠી ફોજ કાંગરે કાંગરેથી બાણનો વરસાદ વરસાવતી તથા કીલ્લાપર ચઢનારાઓને અખુટ પથ્થરોના મારથી ગબડાવતી મંડી રહી તેથી સિદ્ધરાજ જેમ વધારે વાર ટકી રહ્યો, જેમ તેણે બેફાયદે વધારે હિંમતથી યુક્તિઓ વાપરી માથાફોડ કીધી તેમ તેને વધારે નુકશાન થયું. તેનાં માણસ કીલ્લાની આસ પાસ ઠામ ઠામ મરેલાં પડ્યાં. ચારે તરફ પોતાની ફોજ લોહી લુહાણ જણાઈ અને અંતે પોતાના શૂરાના પગ ઢીલા થયા જોઈ પોતાના વહાલા શૂરાઓ, અને કીમતી સરદારોનો કીલ્લાને ભોગ આપી પોતાની છાવણી તરફ ફર્યો. આ વખત તેને પોતાનાં સામટાં માણસ માર્યાં ગયાં અને જખમી થયાનું જણાયું અને એમ હોવુંજ જોઇએ. કારણ આ ગીરનાર ગઢની યાત્રા તેના સરદારોએ પ્રથમ આવી કરી ત્યારે ત્યાંના વાઘ વરૂ શીઆળ સમડી કાગડા રૂપી બ્રાહ્મણોને પોતાના ગજા અને હીંમત પ્રમાણે માણસોનું મન માન્યું ભોજન આપ્યું ત્યારે મહારાજા પોતે પધારે ત્યારે એથી વધારે ભેટ કરે એમાં શું આશ્ચર્ય! મદોન્મત્ત લશ્કરના આવા હુમલાથી રાયખેંગારને ઝાઝું નુકશાન ન થયું. કારણ તેનાં માણસોને રક્ષણ કરવા કીલ્લાની સહાય અને શત્રુનાં સામટા જુથને તો માર ખાવાનુંજ મેદાન હતું. પણ એથી તેને ઘણો લાભ થયો. તેનાં લશ્કરમાં હીંમત સંપ અને શૂર વધ્યું અને દીનબદીન તેમાં વધારોજ થતો ગયો. તેમજ સિદ્ધરાજની આંખ પણ પાછળથી ઉઘડી. હવે તેને જણાયું કે બધા કીલ્લા અને લઢવૈયા સરખા નથી હોતા. તેમના મગજમાંથી જીતનો ભરાએલો પવન છેવટ ઓછો થયો. તેના બેદરકાર લશ્કરની શુદ્ધ ઠેકાણે આવી અને તેઓએ જાણ્યું કે સામા કાકા મળ્યા ખરા. પાંચ સાત વખત છાંના અણધાર્યા જુદી જુદી જગાએથી સિદ્ધરાજ અને તેના સરદારો, સામટા અને છુટા છવાયા હુમલા લઈ ગયા પણ તેમની મુલાકાત લેવાને રાયખેંગારના શૂરા પોતાના વારા પ્રમાણે હાજરજ રહેતા. જેમ જેમ દુશ્મનો તેમના ઉતાવળાપણાથી, સાહસથી ને દરકારીપણાથી માર ખાતા તેમ તેમ

તેઓ એ બધું જોઈ વધારે સધીરા વધારે શાન્ત અને હીંમતવાન થતા ગયા તેથી અને રાયખેંગારની મહેનત યુક્તિ અને બુદ્ધિથી દુશ્મનોના દર ફેરે અમુક માણસોના ભોગ લીધા વિના રહ્યા નહીં.

આ પ્રમાણે વારંવાર સિદ્ધરાજનાં માણસોની હાર થવાથી તેમના ઘણા સરદારો અને શૂરાઓ મરવાથી તથા કોઈ પણ રીતે ન ફાવી શકવાથી તેઓના ભેજામાંથી ઉન્મત્તાઇનો પવન ઉડી ગયો, તેઓ સાહસ કરવાની સજા પામ્યા અને તેથી તેઓ ઠંડાભીંત અને નરમઘેંશ જેવા થઈ ગયા. હવે તેઓએ આ કામ કેટલું અને કેવું વિકટ તથા ભયંકરછે એ બરાબર જાણ્યું. ધારના ખુલ્લા અને ગીરનારના ત્રણ તરફથી કુદરતી મોટા પહાડોથી રક્ષાએલા કિલ્લામાં તેઓને જમીન આસમાન જેટલો ફરક લાગ્યો. પોતાના શૂરા અને સોરઠના શૂરામાં તેઓને બળ તથા હીંમતની તુલના સમજાઈ, અને તેથી તેઓએ હવે નાહક કિલ્લા ઉપર ધસારો લઈ જવાનો શ્રમ લેવો બંધ કર્યો. "રાયખેંગારના શા ભારછે. કાલે તેનો કિલ્લો જીતી લઈશું," એ કહેવું છોડી દીધું, પોતાના બળથીજ જય થઈ શકશે એમ ન લાગ્યું, અને તેઓ વારંવાર "કાલ જીતીને ઘેર જશું," એવું કહેવાને બદલે, "ઇશ્વર કરશે તે થશે" એમ બોલવા લાગ્યા. આથી ઘેરાનું કામ લંબાયું. તેઓને તેનો ક્યારે અંત આવશે એ ન સમજાયું, અને તેથી ઘર તરફ વળવાની અધીરતા વધી. વળી જ્યારે જ્યારે તેઓને સિદ્ધરાજનો આગ્રહી સ્વભાવ, હઠીલા વિચાર યાદ આવતા ત્યારે ત્યારે તેમાં વધારો થતો. અને બારે વર્ષે માળવેથી આવી ઘેર જંપીને બેઠા નહોતા, ત્યાં બીજાં બારનેબાર ચોવીસ વર્ષનો દેશવટો આવ્યો હોય એમ તેઓને લાગ્યું. એથી તેમની અધીરતામાં વિશેષ વધારો થયો. "શું આપણે આખી ઉમર જંગલમાં પડીજ રહેવું ! માબાપ, સગાં કુટુંબનો આખી ઉંમરનેસારૂ ત્યાગ ! હાથે કરીને ભવિષ્ય ઉપર ચીઠ્ઠી નાંખી દેશનિકાળ ! બાયડી છોકરાં સારૂ કમાવવું તેમનું મોં ક્યારે દેખશું એ સમજાતુ નથી, પછી એ રળવું શા કામનું ?" આ પ્રમાણે ઠામઠામ લોકો બડબડવા લાગ્યા, જવાનીયા પોતાની જવાની ફોકટ જતી રહેવાનો, મધ્યાવસ્થા વાળા

પોતાની તે અવસ્થા જવાનો અને વૃદ્ધો પોતાની જીંદગી પૂરી થવાનો, તેમ કાચા કુંવારા ખરા દ્હાડા ફોગટ જવાનો વિચાર કરતા અને ઉદાસ થતા ગયા. તેથી સિદ્ધરાજનું લશ્કર—જો કે ઘણું મોટું હતું તોપણ—આકડાના માંડવા જેવું થઈ પડ્યું. એટલે તેનાથી કાંઈજ થઈ શક્યું નહિ પડ્યાં પડ્યાં ખાધા કર્યું અને ઘરબાર સંભારી બ-ડબડ્યા કર્યું. આ બધું જાણી સિદ્ધરાજની બેચેનીમાં પણ વધારો થયો. તેની મતિ મૂઝાવા લાગી. તેને કોઈ વાતની વગ ન પડી. તે પોતાની તમામ યુક્તિ વાપરી ચૂક્યો હતો. માળવાનો કિલ્લો જીતતાં લાબદ જણાએલ રીતે કરી ચૂક્યો, પણ નાંના રોગનો ઇલાજ મોટા પર ન ચાલે, તેમ સાધારણ કિલ્લાપર ફતેહ મેળવેલાં સાધનો ધી-રજથી અમલમાં લાવવાને બદલે એકદમ દુશ્મનને સાવધ રાખી પોતાના બળ અને શૂરના મદમાં બેદરકાર ઉપયોગ કરી ચુક્યો અને તેમાં તેણે ભૂલથાપ ખાધી. હવે તેણે છેલ્લો ઉપાય છાશનો કરવાનું ધાર્યું. જુનાગઢમાં જે નાકાંમાંથી અનાજ વગેરે જતું હતું તે ઉપ-રની ચોકીઓ બહુ સખત કરી અને તેમાં દરીયા મારગે રાયખેંગારને સામાન પહોચેછે જાણી તમામ બંદરોએ પણ ચોકી મુંકી. પણ તેણે કાંઈ સોરઠના પ્રજાપ્યાર ઉપર ચોકી મુંકી નહોતી. તેઓએ એક સંપે પોતાના પ્યારા રાજાને સહાય કરી. તેને છાંને મારગે ડુંગ-રાની ઘાંટીઓ ઓળંગી પોતાનાં જાનવર ઘોળ્યાં કરી વાઘ રીંછનો ડર રાખ્યા વિના જરાપણ ભેદ ન ફૂટે તેમ હજારોમણ દાણા પહો-ચાડ્યા કર્યા અને તેનો અટકાવ સિદ્ધરાજ થોડોજ કરી શક્યો. વળી આગળથી રાયખેંગારે પણ ચેતીને કાંઈ અનાજનો સંગ્રહ થોડો નહોતો કર્યો. આ પ્રમાણે કિલ્લાને અનાજ પૂરૂં પડતું, તેમ પાણીની કાંઈ કમી નહોતી આખા ગીરનારનાં અખૂટ ઝરણા કિલ્લામાંથી ઠામ ઠામ વહ્યા કરતાં, તેમ પહાડપરની ઘાસ વનસ્પતી પણ સદા જનાવરોને મળે જતી. તેથી તમામ કિલ્લાના જીવ પોતાના એકાંત વાસમાં મોટા ગીરનાર દેવના પ્રતાપથી કામદુગ્ધારૂપી પર્વતની પાસેથી જે જોઈએ તે માગી લઈ અનંત કાળ સુધી સુખી રહે એવી હાલ-તમાં હતા. તેથી લોકો નિર્ભયપણે પોતાનો વખત ગાળતા હતા. તેઓ

આ પ્રમાણે જોવામાં અધીરા હતા, પણ તેમને આ લઢાઇથી વિજય મેળવવાની ઘણી જરૂર હતી. કારણ તેમના જીવ ઉપર આવી પડી હતી. એટલે તેઓ પોતાના કામથી સિદ્ધરાજના સૈન્ય જેવા બેદરકાર નહોતા. સિદ્ધરાજનાં માણસ કિલ્લો લેવામાં પરાજય પામે અને પાછા જાય તો તેમને વિશેષ નુકસાન નહોતું, પણ જો આ સોરઠી શુરાઓ હારે ને કિલ્લો શત્રુ સ્વાધીન થાય તો, તેઓનાં ઘરબાર લૂટાય, બૈરાં છોકરાં રઝળે, પોતે કપાઇ મરે અથવા દુશ્મનના હાથમાં જાય અને તેથી બુરા હાલ થાય, માટે તમામ લશ્કરની કાળજી કિલ્લાનો બચાવ કરવાની પરિપૂર્ણ હતી. તેમ તેની બીજી રૈયતનેપણ પોતાનાં ઘરબાર લુટાવાનો, થયો નથી ને થશે નહિ એવા રાજાને ખોવાનો, અને પોતાની અપકીર્તિ, પરતંત્રતા થવાનો ભય, તેથી શૂરા જવાન પ્રજાના માણસો પણ કિલ્લાનો બચાવ કરવામાં રોકાયા હતા. તેથી રાયખેંગારના લશ્કરને વધારે હીંમત મળી. સારાંશ નાંના મોટા કિલ્લાનું રક્ષણ એવી સાવધાનીથી કરતા હતા કે આ ઘેરાનો ક્યારે અંત આવશે એ સિદ્ધરાજને સમજાયું નહિ. તેણે લોકોને ફોડવા ઘણી કોશીશ કરી પણ તેઓ શુદ્ધ માબાપના અને રાયખેંગારના રાજથી કોઇ રીતે નાખુશ નહોતા એટલે એ વાત પણ એળે ગઇ કિલ્લાની દિવાલ તોડવા, તેમાં ગાબડાં પાડવા દરવાજા તોડવા ઘણા દગાફટકા વખત બેવખત કર્યા પણ અડધી અને પાછલીએ સોરઠી શૂરા વાતો કરતાજ, ચોકી ભરતા દરેક કાંગરે દીઠા, એટલે તેના તમામ પ્રયત્ન નિષ્ફળ થયા. અને એથી દરેકના મનને સિદ્ધ થયું કે પ્રયત્ન મનુષ્યના, પણ પરિણામતો જગકર્તાના હાથમાંજ છે અને આપણે આગળ જોઇએ છીએ કે તે કેવી રીતે પરિણામ આણેછે.



## પ્રકરણ ૧૫ મું.

એક સુંદર રાજ્ય મહેલના ત્રીજા માળમાં મધ્ય ભાગે હીંચોળાખાટ બાંધેલો હતો. તે રૂપાનો બનેલો તથા સોનાથી રસેલો લાંબો પહોળો ઠીક હતો. તેની ચારે સોનાની સાંકળ સોનાની નીચે ઘુઘરી-

હાર તખકડીઓને પુતળીઓથી સંકળાએલી રૂપાના કડામાં ભેરવેલી હતી. મહેલમાં ચારે બાજુ ભીંતળીએ તથા ઉપર છતની જગ્યાએ સ્વચ્છ અરીસા જડેલા હતા. તેથી તે માંહેની વસ્તુઓનાં સામટાં પ્રતિબિંબ જે તરફ જોઇએ તે તરફ નજરે પડતાં હતાં. મહેલની બારીઓ તથા બારણાની કિનારીઓ રંગીન કાચના કટકાથી મગજીની પેઠે શણગારેલી માણેક લીલમ જડ્યાં હોય એવી દૂરથી દેખાતી હતી. આ હીંચોળાખાટ ઉપર એક સુંદરી પચીશ ત્રીશવર્ષની નિદ્રાવશ પડેલી હતી. તેના હાથ પગ આમ તેમ પડેલા અને તે બેભાન અવસ્થામાં હતી, છતાં તેના શરીરપર લૂગડાં જેમ જોઇએ તેમ મર્યાદાસર અને શોભીતાં હતાં. તેના નાકસોરાંમાંથી જરા ખાટો અને ગંધાતો શ્વાસ નિકળતો હતો. કમળની પાંખડી જેવાં તેનાં આંખનાં પાંપચાં બંધ હતાં. તેના રાતા હોઠમાંથી ઉજ્વળ દાંતની હાર થોડી થોડી દેખાતી હતી અને તે જરા પણ હાલ્યા વિના સ્થંભી રહેલી એવી દેખાતી હતી કે અજાણ્યો માણસ તે સુંદર શિલ્પશાસ્ત્રીની ઘડેલી પુતળી અથવા ઇંદ્રની અપ્સરા કલ્પે. તેની બાજુ ઉપર તેનાથી એક વેંત દૂર એક પુરૂષ ઘહુંવરણો પડેલો હતો. તેના પગ નીચે લટકતા, હાથ છુટા, મોં ઉઘાડું, અને તેમાંથી દુર્ગંધ નિકળતી હતી. તેના નાકનો શ્વાસ મોટો ઘોર બોલાવતો હતો. તેની પાઘડી નીચે પડીગએલી અને તેના હાથમાં એક નાની રૂપાની પ્યાલી હતી. તેના પગ પાસે નીચે દારૂની બતક ઢોળાએલી પડી હતી, તેથી ખાટી ગંધ ચારે તરફ એવી ફેલાઈ રહી હતી કે તે ઓરડામાં પેસનારને ત્યાં દારૂ ઢોળાએલછે અને તેનાજ પ્રતાપથી આ બે માણસો બેભાન પડેલાં છે એવી ખબર તેને નાક મારગે પડતી હતી. આવી સ્થિતિ થોડીવાર રહી તેવામાં એક ચાળીસેક વર્ષનો ગોરવરણો ભાગ્યશાળી પુરૂષ નીચેના દાદર પરથી આનંદિત ચહેરે નિશાથી રાતી થએલી તથા ઘેરાએલી આંખે કમરમાં કટારી અને હાથમાં તલવાર સમેત ઉપર ચઢી આવતાં દાદર આગળ છેલ્લે પગથીએજ સ્થંભ્યો તે ધારી ધારીને હીંચોળાખાટ તરફ ઊંચોનીચો થઈ જોવા લાગ્યો. તેની છાતીમાં જોરથી લોહી વહેવા માંડ્યું, તેનું હૃદય ધબકવા લાગ્યું,

તેની ઘેરાતી આંખો ફાટી પડી અને તે વધારે લાલ થઈ ગઈ, તેના ચહેરા ઉપર રતાશ પથરાઈ ગઈ, તેના હાથપગ થરથરવા લાગ્યા અને એકાએક તેના મન ઉપર ગુસ્સાએ એટલા જોરથી અસર કરી કે તેની વિચારશક્તિ અને તેના ડહાપણને દબાવી નાંખી, તેને ક્રોધરૂપ—ભયંકર કાળરૂપ એક ક્ષણમાં કરી દીધો.

માણસના મનની ગાદી ઉપર જ્યારે ગુસ્સો બેસેછે, તેના શરીરનો જ્યારે એ કાળદૂત સરદાર થાયછે, ત્યારે તેનામાં ગમે તેટલી બુદ્ધિ, ગમે તેટલો ઉપકાર, ગમે તેટલી દયા, અને ગમે તેટલી આશાઓ ભરેલ હોય, તે તમામને દબાવી નાંખે છે. તે વેળા તે તમામ વાત ભૂલી મરવા મારવા ઉપર આવી જાયછે. ગમે તેવા નિર્બળ ને સબળ, ગમે તેવા શાણા ને એક ઇંદ્રિના જ્ઞાનવાળો, અને ગમે તેવા દૂર અંદેશી ને સાહસ કરનાર તેજક્ષણે બનાવીદેછે. ગુસ્સાને દબાવવો, તે જ્યારે હુમલો કરે ત્યારે તેને હરાવી વશ કરવો, તેના કબજામાં મનોવૃત્તિઓને ન જવા દેવી, તેના પાપી બળને સદ્‌વિચાર શાન્તિ કે ક્ષમાથી હઠાવવું એ ઘણુંજ મુશ્કેલ છે. એ વખત ઘણું સાવધ તથા ક્ષમાવાન રહેવાની અગત્યછે. મોટા શત્રુને, દૈત્યને કે દેવને જીતવો સહેલછે, પણ ગુસ્સાને જીતવો કઠણછે. માણસનો એ સર્વથી મોટો શત્રુ તેના શરીરમાંજ રહી વખતા વખત તેને બહુ હેરાન કરેછે. ઘણાં નીચ, પાપી કર્મ એ દુષ્ટ કરાવે છે, અને એવી રીતે નુકસાન કરેછે, કે જેને માટે તેનાથી હારેલો માણસ—તેનો માર ખાઈ લોથ પોથ થઈ ઠેકાણે આવેલો આત્મા—પછીથી બહુજ રૂવેછે, કકળેછે તથા પોતે તેને જીતી ન શક્યા—તેના ગુલામ થયા—માટે અંતઃકરણથી પસ્તાયછે. એ જબરદસ્ત પલીત આપણેજ હાથે આપણને મારે, આપણેજ પગે ખાડામાં નંખાવે એવો છે, તેથીજ તેને જીતવામાં મોટી બહાદુરી, ખરીનામના, અને ખરા જ્ઞાનની જરૂરછે. રાતદિન જાગતા જીવતા, આપણી પૂઠે પડછાયાની પેઠે ભમતા, આપણને ખરાબ કરવા, પસ્તાવાના પૂરમાં તણાવવાને તૈયાર રહેલા શત્રુથી ક્ષણભર ગાફલ ન રહેવું, એ મોટામાં મોટું લાભકારકછે. પણ થોડાજ જ્ઞાનીઓ તેને જીતી શકે છે. તેને

જીતનાર આ લોક અને પરલોકમાં સુખી થાયછે પણ સહુનાં ભાગ્ય એવાં ક્યાંથી હોય?

એટલાજ માટે આ માણસ આ વખત પોતાના ગુસ્સાને મન કર્મ વચનથી આધીન થયો, અને તેના તાબામાં પોતાની મનોવૃત્તિઓને સોંપી કે તેણે તુરત તમામ સારી વૃત્તિઓને દબાવી દીધી, અને પોતાની નાશ કારક, કાળરૂપ, વૃત્તિએ એવું તો બળ વાપર્યું કે, તેણે આ દેખાવ શાથી નજરે પડ્યો, ખરી વાત શીછે, તેઓ અપરાધીછે કે નહિ, એ કશું વિચારવા ન દેતાં એકદમ બસ તેઓને મહા અપરાધી, ચંડાળ કૃત્ય કરનારાં નક્કી ઠરાવી બેસાડ્યાં, અને તે એટલે દરજ્જે સુધી કે તે એક છલંગ મારી હીંચોળાખાટના થડમાં આવ્યો, અને આ બંને દેહોને તુરત મોટામાં મોટી સજા કરવાને પોતાના હાથમાંની તલવાર મીઆંનમાંથી કાઢી વિજળીના જેવી ચમકતી લોહી પીવાને ઘણી ઝીણી ધાર કરી આતુર રહેલી, કાળરૂપ દેવી, હજારોનું લોહી પીતાં ન ધરાય એવી શાકીણી ઉછળી, અને જોરથી જેવી તે બંને પ્રાણીઓ તરફ પાછે પગે નાસી આગળ ધસી તેવી તે સૂતેલાં નિરઅપરાધીઓની રક્ષક દેવીએ, તેમની વિધાતાએ, તેમને વધારે વખત જીવાડનારે, સત્યને ચાહાનારે ઝીલી, એટલે દુનીઆમાં સત્યછે, સાચને કદી ન લાગે આંચ એ સિદ્ધ કરવાને, તે તલવાર હીંચોળાની સાંકળીમાં અથડાઇ એક તખ્તડીની કોર પાડી નાંખી. આથી હીંચોળાને મોટો આંચકો લાગ્યો, તે આખો હાલી ગયો, અને તેથી તે ઉપર સૂતેલાં બંને માણસોનાં શરીર પણ હાલ્યાં. ઘુઘરીઓનો મોટો ખણખણાટ તથા તળવારના ઘાનો પણ મોટો અવાજ થયો છતાં, એમાંથી એકે માણસ હાલ્યું નહિ, કે તુરત તે સ્થંભ્યો. નીચે પડેલ દારૂની બતક, ઢોળાએલ દારૂ તથા તેઓના મોમાંથી નિકળતી વાસે તેને અચકાવ્યો, કે તુરત તેની વિચાર શક્તિ જોર કરી ગુસ્સાને એક બાજુ ખસેડી ઉપર દોડી આવી, તે દબાએલી હતી ત્યાંથી છૂટી એટલે તેને તુરત ભાન આવ્યું. તેના હાથમાંથી તલવાર પડી ગઈ. તે પોતે શું કરેછે, આવી રીતે તેમને સૂવાનું શું મૂળછે એનું તુરત સાચુ અનુમાન થયું, અને

આટલા બધા ખડભડાટ તથા આંચકા છતાં તેઓ ન જાગ્યાથી તેમાં પુષ્ટી મળી. વળી તેઓને છૂટાં ઉઘાડ બારણે મર્યાદાથી પરાધીન અવસ્થામાં સૂતેલાં જોઈ તેના મનની વિશેષ ખાતરી થઇ, અને જેમ જેમ તેના મગજ ઉપર તેની વિચાર શક્તિનો કાબુ જામતો ગયો, તેમ તેમ તે પ્રીતિ, ઉપકાર, દયા, આશા વિગેરેને પોતાની મદદે એક પછી એકને લાવતી ગઇ, અને પરિણામે તેણે ગુસ્સાને મારી હઠાવી દબાવી નાંખ્યો, એટલે તેનું એકદમ તેને ભાન આવ્યું. તેના મનમાંથી ગુસ્સાએ ઉપજાવેલા કુવિચાર તોપણ પરિપૂર્ણ ખમ્યા નહિ. તેણે તુરત પોતાની શાલ બંનેને ઓઢાડી અને સામી ભીંતમાં પોતાની કટાર ખોસી આ જગ્યા બંને જીવોને એમનાં એમ રહેવા દઈ છોડી.

આ માણસ રાય ખેંગાર પોતેજ હતો. તેણે આજ પુષ્કળ દારૂ પીધો હતો તથા પોતાના ભાણેજ દેસલજીને પાયો હતો. પોતે અનેપોતાનો ભાણેજ દારૂ પીને ધરાયા ત્યારે તેણે પોતાની સ્ત્રીને દારૂ પાવા દેસલજીને જવા કહ્યું. તેણે દારૂનો નીશો વધે જતો હતો, તેથી જવા ના પાડી, પણ રાય ખેંગારે તેને દારૂ પહોચાડી તુરત ચાલ્યા આવવા ફરજ પાડી. એટલે તે લાચારીએ લથડતા પગે ઉઠ્યો. અને ઉપર બતાવેલ જગ્યાએ પોતાની માંમી રાણકદેવીને જઈ મળ્યો. તેને પુષ્કળ દારૂ પાયો, અને આ દારૂ કોણ ક્યાંથી લાવ્યું એ વિશે વાતચીત કરવા રહ્યો, તેવામાં રાણકદેવી પણ નીશામાં ઘેરાણી તેની આંખોમાં ઘેરણ ભરાંણી અને તેઅંતે ખબ લઈને પલંગ ઉપર પડી લેટી અને નીશાની બેભાન અવસ્થામાં નિદ્રાને વશ થઇ એવામાં નીશામાં ચકચૂર થએલો, અડધા ગાંડા ભેજાવાળો, દેસલજી ઉઠી જવાનું કરતાં લથડ્યો, અને ઉપર બતાવેલ સ્થિતિમાં એજ ખાટ ઉપર પડ્યો. આ વાતને લાંબો અરસો થયો પણ બંનેને નીશાની જબરી અસર થએલી તે મટી નહોતી, તેવામાં રાયખેંગાર આવી પહોચ્યો. તેની વૃત્તિ નીશાના આવેશને લીધે સ્થિર નહોતી. તે આવી રીતે પોતાના ભાણેજને આટલી બધી વાર થયાં આંહી જોઇ તુરત તેના ઉપર ખોટો વહેમ લાવ્યો. અને

તેની અસર તેના મનપર એવી સજડ થઇ કે તે કદી ગઇજ નહિં. અલબત તેનો ભાણેજ નઠારી ચાલનો હતો, તોપણ તે રાણકદેવીને પોતાની મા સમાન માનતો. પરંતુ એકવાર ચોર કે છીનાળવો કહેવાયા પછી તેનો કોઈ વિશ્વાસ કરતું નથી, તેમ આ વખત પણ રાયખેંગારે તેને માટે નઠારો વિચાર બાંધ્યો. રાણકદેવી ઉપર ઉગામેલી તલવાર સાંકળીને વાગી ત્યારથી પોતાની પ્રિય અર્ધાંગનાનો પૂર્ણ વિશ્વાસ અને પ્યાર તેના મનપર તેની વહારે દોડી આવ્યા, પણ તેને લાગ્યું કે આ પ્રમાણે તેને બેભાન અવસ્થામાં આણવાની મુરાદ જરૂર દેસલજીની નઠારા વિચારથી હશે. તેણે જાણીબુજીનેજ તેને વધારે દારૂ પાયો હશે. તે ખચીત નીશાની લ્હેરમાં તેનાપર મોહીત થયો હશે. અને તેથીજ તેણે આવીરીતે અહિં સૂવાની હિંમત કરી હશે. પણ તે સાથેજ તેના મનમાં સંતોષ થયો કે મારી પવિત્ર પત્નિને હજી દાઘ લાગ્યો નથી. પતિવૃતા સ્ત્રીનું બેભાન અવસ્થામાં પણ શીયળ બચ્યું છે. દુષ્ટની મુરાદ તેના મનમાંજ રહી હશે. વળી તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો કે પ્રભુએ તેને મહાઘોર કર્મ કરતાં અટકાવ્યો, પોતાના ભાણેજના દીલમાં આવો દુષ્ટ વિકાર પેદા થતાંજ કાંઇપણ અમલ થયા અવલ દ્રષ્ટીએ પાડ્યો. તેના મનમાં આવ્યું કે નિશ્ચય આ ભાણેજની જોઇતી હાજરી લેવી. તેને વધારે વાર કિલ્લામાં રહેવા દેવો નહિ. તેનો ક્ષણભર પણ હવે ભરોંસો કરવો નહિ. અને તેને મોઢે મીલ કહેવરાવી તેને હાથે તેની તકસીર સાબીત કરાવી દૂર કરવો, અને એ વિચારથીજ તેણે પોતાની શાલ બંનેને ઓઢાડી, પોતાની કટાર સામેની ભીંતમાં ખોસી ને તે ચાલતો થયો. ઘડીવારતો તેને દેસલજીને મારી નાંખવાનો વિચાર થયો, પણ તેમ કરતાં નાહક પોતાની પ્રિયાની અપકીર્તિ થશે. જે અપરાધ કરવાનો તેનો વિચાર પણ ઉત્પન્ન થયો નથી, તે અપરાધ લોકો તેના ઉપર મુકશે, અને તેથી તેને ભારે નુકસાન થશે એ વિચારથી તે વિષે કાંઇ ન કરતાં આ મેઢી છોડી.

આબિનાને પૂરી ત્રણ ઘડી નહોતી થઈ, તેવામાં દેસલજી જાગ્યો અને તેને પોતાના શરીરપર કાંક ઓઢેલું માલુમ પડ્યું કે,

તુરત તે ચમક્યો. તેનું આળસ અને ઉતરતો નીશા ક્યાંહી જતાં ર-હ્યાં, અને જેવો તે ઝબકીને બેઠો થયો, તેવી તેની નજર પોતાની સ્થિતિ, રાજાની શાલ, સામે ખોસેલી કટાર તથા હીંચોળાખાટપર લાગેલ ઘા તરફ ગઈ, તેથી તે સમજી ગયો કે મામા આવ્યા અને શક લાવ્યા, પણ તેના પેટમાં પાપ નહોતું, તેણે નીચ કર્મ કર્યું ન-હોતું, તેથીતે અતિશય તો બીનો નહીં. પણ તેને પોતાની નીશાને લીધે થએલ બેભાન અવસ્થા, મુર્ખાઈ અને ભૂલ, તથા રાજાની બેબાબતની આ વર્તણુક જોઈ પેટમાં ફાળ પડી, તે ફીકો થઈ ગ-યો, તેનું લોહી ઠરી ગયું, અને ઊંડા વિચારમાં પડ્યો. વારંવાર મા-માના વિચાર કલ્પી તે ડરતો, તથા પોતાના નિર્દોષપણાને સંભા-રી હીમત પકડતો અંતે ઉઠ્યો. અને તમામ વીતેલી, રાયખેંગારની અડધી જાણીતી, હકીકત કહેવાને તેની ખોળ કરતાં પહેલાં પોતા-ની જોડે સુતેલ, પોતાના જેવીજ આફતમાં આવી પડેલી મામીને તેણે જગાડી, અને જ્યારે તે જાગૃત થઈ બેઠી અને હકીકતથી મા હીતગાર થઈ, ત્યારે તે બિચારી કોમળ-હૃદયની, પતિના પ્રેમ રૂપી-અમૃતથી જીવનારી વેલી, ડરકુ સ્વરૂપા, ભયભીત થઈ ગઈ. તે-ના ચહેરા ઉપર પણ ફિકાશ પડી ગઈ. અને અણધારી આવી પડેલી આફત જોઈ ઘભરાઈ ગઈ. તે ફરી ફરીને રાય ખેંગારની શાલ, તલવારનો ઘા, તથા ખોસેલ કટાર તરફ જોવા લાગી, પણ જ્યારે તેણે, પોતાને સહી સલામત રાજાએ ત્યાં આવ્યા થકાં છોડ્યાં-છે એ જાણ્યું, પોતાની શુદ્ધ મનોવૃત્તિ ઉપર સત્યના ભરોસાથી ઈ-શ્વરની સહાય માગી વિશ્વાસ મુંક્યો, ત્યારે તેનામાં ઊભાં થઈ પતિ પાસે જવા ચેતન આવ્યું. તે પણ ઉભી થઈ અને મોંહાથ ધોઈ વાળ સમારી પતિ પાસે જવા દાસીને બોલાવી, એટલે દેસલજી પણ ત્યાંથી ઊઠીને પોતાના મામા પાસે ગયો. અને તેનો ચેહેરો જોતાંજ તે કળી ગયો કે, તેને માઠું લાગ્યુંછે. તેથી તે તેના પગમાં પડ્યો, પોતાની પાઘડી તેના મોં આગળ મુંકી હાથ જોડી ઊંચું મોં કરી બોલ્યો, "મામા મારો કશો અપરાધ નથી. આપ જાણોછો કે હું કેવી અવસ્થામાં મામી પાસે ગયો હતો. ત્યાં વધારે અસર થઈ

અને તેથી ઊઠતાં ઊઠતાં ઢળી પડ્યો. આપે મારી પાઘડી, બતક, અને મારા ડોળ બધું જોયુંછે, તેથી ખાતરી કરી હશે. વળી આપ મારાં માજીને બોલાવી પુછશો એટલે વિશેષ ખાતરી થશે. મારો કાંઈ અપરાધ નથી થયો. છોકરૂં કદાચ માની સોડમાં સુતું તો શું થયું! એમાં ગુસ્સો લાવવાનું કાંઈ કારણ નથી માટે ક્ષમા કરો." આથી રાય ખેંગારના મનપર કશી અસર ન થઈ. તેણે તેની ખાનગી ચાલ, તેની આવતી ફરિયાદ, લોકોની તેની હલકી ચાલને માટે બૂમ બાદ કર્યાં કર્યાં, તેમ તેના મનમાં ગુસ્સો વધી ગયો. તે ફરી ફરીને મનમાં વિચારવા લાગ્યો કે, "શું એ દુષ્ટ મારૂંજ ઘર તકાવે? મારો પાળેલ, મારા પ્રતાપથી મોટા થયેલ, મારાજ— હૃદયમા ઘા મારવા યત્ન કરે? મારી સ્વરૂપા નિર્મળ સ્ત્રી ઉપરનો મારો પ્યાર ઓછો કરાવવાનું મૂળ થાય? નહીં નહીં!! એવા લૂણહરામ, એવા દુષ્ટ, કુળદ્રોહી, સાપને ઊછેરવામાં કાંઈ લાભ નથી. એવા કુચાલીનો ભરોંસો રાખવામાં પરિણામે કુશળ નથી." પુરૂષને પોતાની સ્ત્રીની આબરૂ પોતાના પ્રાણથી વધારે વહાલીછે, અને તેમાં પણ રજપુતો તો એ વાતને માટે વિશ્વમાં વખાણાયાછે. તેઓ સ્ત્રીની આબરૂ સાચવવા કેસરીયાં કરે; પ્રાણ તજે, રાજ્ય ખોય, અને છેવટ પોતાની વહાલી સ્ત્રી પુત્રીનો પ્રાણ લે, પણ તેમની ઈજ્જતને દાગ લાગવા નથી દેતા. માણસને સહુથી વિશેષ વહાલી પોતાની સ્ત્રીની આબરૂ છે. અને તેથીજ તેના ઉપર કુવિચાર આણનાર, તેની આબરૂ લેવાની ઈચ્છા રાખનાર, અમુક માણસછે એવા તેને કાને ભણકારો પણ આવેછે, તેને કોઈ લૂલું કહેછે તોપણ તે સાચું માનેછે; અને જ્યારે તે જોવામાં આવે ત્યારે તેને કટ્ટો શત્રુ ગણેછે. પોતાનું સુખ, પોતાની મીલકત કે પ્રાણ પણ અર્પણ કરી તે વેર વાળવાને તત્પર થાયછે. જ્યાં સુધી એ તે વેર વાળી શકતો નથી, ત્યાં સુધી તેના મનમાં નિરાંત થતી નથી. તેને સુખની નિદ્રા આવતી નથી. તેને ભોજન મીઠું લાગતુ નથી. પોતાના વેરીનું નામ સાંભળતાં તેને ધિક્કાર છૂટેછે. તેનું હીંડવું, હસવું અને કાંઈ પણ કરવું તેનાથી જોઈ શકાતુ નથી. તેને સજા કરવાને તેના હાથ સળ-

વળેછે, અને તે રાત દિવસ એ વેર વાળવાની કોશીશ કર્યાજ કરેછે. એવીજ સ્થિતિ રાયખેંગારની હતી, તેથી તેણે દેસલજીની કરગર સાંભળી નહીં. તેની વાતપર લક્ષ ન આપ્યું, અને તિરસ્કારથી, "હાલ તું આંહીથી જા" એટલુંજ માત્ર તેના જવાબમાં કહ્યું. આથી તે લાચાર થઈ ત્યાંથી ઉઠ્યો, અને પોતાના મહેલ ભણી ચાલ્યો કે તુરત રાણકદેવી થરથરતી ડરતી ડરતી ઉદાસ ચહેરે નિર્મળ મન અને પ્યાર સમેત આવી પહોચી. તેના ચહેરા ઉપર સત્યતા, પવિત્રતા પ્રેમ અને પોતાની થએલ ભૂલનો પશ્ચાતાપ સ્પષ્ટ દેખાતાં હતાં. તે ધીમે પગલે ચાલી આવી, પતિને વંદન કરીને તેના પાસે બેઠી, અને છેવટ પોતાના વિચાર પોતા ઉપર વિતેલી બિના તેને કહી બતાવી, પણ એથી તેના મનમાંથી દેસલજી ઉપરનો શક ગયો નહીં. તેના મનમાં થોડો ઘણો રોષ રહ્યો, પણ તે પોતાની પ્રિયાથી બોલ્યો, હસ્યો અને પ્યાર કરી તેની સાથે ચંદ્રશાળામાં જમવા ગયો. ત્યાં એક કલાકમાં તેની પ્રિયાના શુદ્ધ પ્રેમના અખૂટ ઝરણે તેનો તમામ રોષ ગાળી નાંખ્યો, અને તે હતો તેવો થઈ ગયો. સ્ત્રીના નિર્મળ અખૂટ પ્યારની અસર એવી વિચિત્રછે.

ખોટું આળ કોઇને માથે ન આવશો ગુનો કર્યાથી પકડાયાને લીધે જે દુઃખ થાયછે, તે કરતાં ખોટું આળ—જે કૃત્ય તેણે કર્યું નથી તેને માટે તે દોષિત ગણાય, એથી ઘણુંજ વધારે દુઃખ થાય છે. તેના મનપરથી આવી પડેલું તહોમત અણધારી આફત જેવું ઘડીભરે ખસતું નથી. તે મનકર્મવચનથી એ બલામાંથી નિકળવા, તેનું ખરૂં સ્વરૂપ જાહેર કરવા, પોતાનું નિર્દોષપણું સિદ્ધ કરવા ફાંફાં મારેછે, માથાફોડ કરે છે, પણ તેમાંથી જ્યારે તે નિકળવાને બદલે સપડાએલો રહેછે, ત્યારે તે ઘણોજ પીડાય છે. અકળાયછે અને પ્રારબ્ધના ખેલથી ગભરાઇ પોતાપર ખોટું આળ મુકનાર તરફ ચીડાયછે. અને તેને શત્રુવત્ ગણેછે. પરમેશ્વરની પણ વિચિત્ર માયા છે, કે તેનું અંતઃકરણ સાફ હોવા છતાં, તે માણસ આવેલ આરોપનો ગુનાહીત ન હોવા છતાં, તેના ઉપર એવી ચક્કર હડસેલી પાડેછે, કે તેની તમામ કોશીશ, સાચવટ અને શાક્ષી તે વખત રદ

જાયછે. અને અંતે તે ખરેખરો ધૈર્યવાન, સમજણો, અને ઇશ્વર ઉપર આસ્થા રાખનાર ન હોય, તે પ્રારબ્ધની દેખીતી અવળી ગતિથી માહીત ન હોય, માયાના પાશમાં ઘેરાએલો હોયતો ઇશ્વર તરફ ઓડાયછે, નીતિ તજેછે, અને પોતા ઉપર એક નવી આફત પોતાની મુર્ખાઈ અને સાહસથી હાથે કરીને લાવી મુંકે છે. અને એવીજ સ્થિતિ દેસલજીની થઇ. તેને પોતાના મામાના બોલ, તેનો કોપ, અને ઉઠી જવાનો અપમાનકારક હુકમ, વારંવાર સાંભર્યા કર્યા, અને તેથી તેની છાતી ભરાઈ આવી. તેની આંખોમાં આંસુ આવ્યાં, તે પોતાનું દુઃખ જાહેર કરવા, મનનો ઉભરો કહાડવા, છેવટ પોતાની પ્રિય મા પાસે ગયો. તમામ વાત તેને માંડીને કહી બતાવી. તેની માના જાણવામાં આ હકીકતને સાથે વધારામાં પોતાના પુત્રને રાયખેંગાર શહેર બાહાર કરનારછે એ પણ આવેલું હતું, તેથી તેણે પોતાના દિકરાનાં આંસુ લૂછ્યાં, તેના શરીરપર હાથ ફેરવ્યો. તેને પોતાની પાસે બેસાર્યો અને તે બોલી, "વહાલા ગભરામાં—ભાઈ ધીરજ રાખ. ગુણના ભાઈ દોષ આ પાપી દુનીઆમાં એમ થતું આવ્યુંછે. તેં એજ રાણકદેવીને શોધી કહાડી, હિંમત કરીને સિદ્ધરાજ જેવા મહા પ્રતાપીથી વૈર બાંધી આણી આપી, તેની જીંદગી સફળ કરી, તેના બદલામાં આવુંજ ઇનામ જોઇએ! એના મનમાં વહેમ ભરાયો, એણે તારૂં અપમાન કર્યું, અને છેવટ તને ગામમાંથી કાઢી મુકવાનો પણ વિચાર કર્યોછે. હું જાણું છું કે તારો કાંઈ અપરાધ નથી. તેં અજાણતાં પણ ભૂલ કે ઠપકો ખાવા જેવું કાંઈ કામ કર્યું નથી. છતાં તારી ઇજત ઉપર વાત આવી ગઇછે, તો જાણવું કે આપણા ઉપર ઇશ્વર કોપ થયો, અથવા ખેંગારની મતિ બદલાયાથી હવે ઘેરાનો અંત આવ્યોછે. તેનું પુન્ય પરવાર્યું. અને તેના ઉપર મોટામાં મોટી આફત આવવાનીછે, માટે ઇશ્વર સહાય કરી તારો હાથ પકડી આ બળી જનાર કિલ્લાને બાળતાં પહેલાં તને બહાર કહાડેછે. પડી જનાર ઘરમાંથી તને ચેતવી આગળથી બચાવેછે. માટે તેનો આભાર માન અને તારો બચાવ તું કરી તારા મામાને હેરાન થવા દે. એની અવળી મતિનો

સ્વાદ એને ચાખવા દે. વિના અપરાધે, તેને શરણે આવેલા આપણા નાના કુટુંબનું દીલ દુઃખાવાથી એનું કલ્યાણ થવાનું હોય તે થવા દે. જરૂર કાંઇક વિપરિત થવાનો, સિદ્ધરાજના ઘેરાનો અંત આવવાનો, તેનો જય થવાનો, અને સોરઠને ગુજરાતથી મળી જવાનો સમય પાસે આવ્યોછે. માટે આગળથી આ ઘરમાં ઇશ્વરે કંકાસ ઉપજાવ્યો. રાયખેંગાર જેવા શાણા, વિચારવંત માણસની મતિ ફેરવી અને પોતાનું નિર્માણ કરેલ પાર પાડવાનો પાયો નાંખ્યો. માણસ ઉપર આફત આવે ત્યારે મતિ સ્થિર રહે, સદ્‌વિચાર આવે, સંપ રાખવાનું સૂઝે, અને સલાહ શાન્તિમાં દિવસ જાય તો, જરૂર સમજવું કે એ આફત નામનીજછે. એ આફત થોડા સમય સારૂ પરિણામે અણધાર્યું ઉતમ સુખ આપવાને આવેલીછે. પણ જો તે વખત કુવિચાર આવે, મતિ બદલાય, કંકાસ અને કુસંપ રોપાય, તો તેનો વિનાશ, શેષ રહેલાં સુખનો અંત, આશાઓનું અફળ થવું, પાસે આવ્યું જાણવું. જે કાળે જેમ બનવાનું હોય, તે કાળે તેવી મતિ સૂઝેછે. એ ઇશ્વરની મોટી ખૂબીછે. અર્જુન જેવા બાણાવળીને કાબાએ લૂટ્યો. શાણાઓનું શાણપણું જતું રહે છે. તેમજ હાલ રાયખેંગારની મતિ ફરીછે. ઇશ્વર ઇચ્છાજ કાંઇક એવી છે, માટે તે ક્રોડ ઉપાયે, આપણા સમજાવ્યાથી, આપણી કારીગરીથી પલળશે નહિ. તેથી તેના શરણમાં, તેના તાબામાં રહેવામાં કલ્યાણ નથી. દરિયામાં રહેવું ને મગરમચ્છથી વેર, એ કેટલીકવાર કુશળતાને સારૂ? તને બેઇજત કરી કાઢી મુંકવાને એ નિમિત્ત શોધેછેતો તારે એ આફતમાં આવતાં અવલ શાન્તિથી નિકળી જવું ઉત્તમ છે. અને એજ મારી સલાહ, મારો નિશ્ચય અને મારી આજ્ઞાછે."

આ પ્રમાણે તેની માના બોલવાથી તેના મનમાં એક તર્ક ઉત્પન્ન થયો. તુરત તેની આંખોમાંથી પાણી સૂકાયું, તેનું પડી ગયેલું મોં ચંચળ થયું, અને તે શાન્ત તથા સ્વસ્થ ચહેરે એક પણ શબ્દ બોલ્યા વિના ઉઠ્યો, અને પોતાના મનમાં આવેલ તર્કનો અમલ કરવાની ગોઠવણમાં પડ્યો.

—⁂—

## प्रकरण १६ मुं.

રાયખેંગારની ચપળતા બુદ્ધિ અને યુદ્ધના કામમાં પ્રવિણતાને લીધે, તેને અજીત કહીએ તો ચાલે એવા મજબુત, ઉંચા, અને બંદોબસ્તવાળા, ત્રણે બાજુએ મોટા પહાડોથી રક્ષાએલા કીલ્લાની મદદ હોવાને લીધે, પોતાની વહાલી– પોતાના પેટનાં છોકરાંની પેઠે પાળેલી, અને લડાવેલી પ્રજા અનાજ, અને જોઈતો સામાન ગીરનારના ગુપ્ત વિકટ માર્ગોમાંથી પોતાના જીવને જોખમમાં નાંખી વગર મંગાવે, પોતાના પિતા સમાન રાજાને ઘેરામાં તંગી પડશે તો પરિણામે હારી મરશે, એવી કલ્પના બાંધી, પોતાનું કર્તવ્ય કર્મ સમજી કીલ્લામાં પહોંચાડ્યા કરતી; તેમાંના વખતે કેટલાક પકડાતા, કેટલાક માર ખાતા, અને મરાતા, તો પણ દુશ્મનોને છાંના રસ્તા બતાવતા નહીં; અને બીજીવાર એવીજ હિંમત ભીડી મદદ આપવાને જતા હતા તેથી, કીલ્લામાં શુરા, સંપીલા, પ્રાણ ગયા પહેલ કીલ્લાના દરવાજામાં દુશ્મનને પગપણ મુકવા ન દેવાને દૃઢતાવાળા, પોતાના દેશને પોતાના મહારાજાને, પોતાના કીલ્લાને અને પોતાની હાલની સ્થિતિને પસંદ કરનારા સામટા ચાલાક ઉદ્યોગી ક્ષત્રીયો, અને બીજા જવાનીયા હોવાથી, તેઓની ચુક, આળસ અને ડર વગરના બંદોબસ્ત, તેઓની ખરી નિમકહલાલી અને સાચા પ્રમાણિકપણા અને કૂડ દગા તરફના અંતઃકરણના તિરસ્કારને લીધે, સિદ્ધરાજના સંખ્યાબંધ સામંતોનું, તેમના લાંબા અનુભવનું, તેમની અનેક યુક્તિઓ અને પ્રપંચનું કાંઈજ ચાલ્યું નહિ. આજ કાલ કરતાં તેમને જુનાગઢના થડમાં પડે અગીયાર વર્ષ થઈ ગયાં. કીલ્લાપર ધસવું તથા હાર ખાઈ નિરાશ થઈ પાછા હડવું એ તેમને અભ્યાસી થઈ પડ્યું. સોરઠ દેશ તેમના ઘર જેવો થઈ ગયો. ત્યાંની આબ હવા તેમને માફક સર થઈ ગઈ. અને તેઓ જાણે પાટણને બદલે ત્યાંજ વસતા હોય, વખતા વખત ફોગટની કવાયત કરવાને કીલ્લા પાસે જતા હોય, અને ઉમરના દિવસ કાંઈ પણ પરાક્રમ કાંઈ પણ વિશેષ કામ કર્યા વિના ગાળતા હોય એમ હતું. તેઓના આ પ્રમાણે જાથુ વસવાથી તેમણે

આજુ બાજુનાં પ્રગણાંને પોતાને તાબે કરી લીધાં હતાં. તમામ પ્રજા જો કે આ નવી છાવણીને દીલમાં દુશ્મનવત્ ગણતી તો પણ જાહેરમાં તેને રાજધાની તરીકે માનતી; અને તેથી દેશની ખરાબી થતી અટકી હતી. લોકો પોત પોતાનો ધંધો કરે જતા હતા, અને મનમાં પોતાના રાજા ઉપર આવેલી આફત દૂર થવા ઇશ્વરને પ્રાથના કરતા હતા. રાયખેંગારે વખત બે વખત શહેરનાં બૈરાં છોકરાં ઢોર ઢાંખર ઘરડાં અને ટુંકામાં તમામ લઢાઇના કામમાં નિરૂપયોગી માણસ તથા જાનવરોને કીલ્લામાંનું અનાજ વધારે વખત ચાલે, લોકોને કોઈ રીતની મુંઝવણ ન પડે, માટે છૂપે રસ્તેથી ધીમે ધીમે ખસેડી દીધાં હતાં. તેઓ પણ ધંધા રોજગાર વિના મુંઝાતાં એક જગે રૂંધાઈ રહેવાથી અકળાતાં હતાં, તેથી પોતપોતાનાં સગાં વાવસ્તાં હતાં ત્યાં જરૂરીયાતની જણસો લઈ ખુશીથી જઈ વસ્યાં હતાં. કીલ્લામાં માત્ર ક્ષત્રી, આહીર, ભીલ, કોળી, તથા અગત્યનાં માણસો હતાં. તેઓને બંને ટંક ખાવું અને ચોકી પેહેરો કરવો એજ કામ હતું. તેમાં જો કે તેમને ખબરદારી, કાળજી, અને ફિકર રાખવી પડતી તો પણ તેમનો વારંવાર જય થતો; તેમને ઝાઝી મહેનત ન પડતી, તેઓ હમેશ પોતાના કુટુંબ ભેળા થતા, મરજીમાં આવે ત્યાં ફુરસદે હરતા ફરતા, તેથી હિંમતમાં સુખી અને આનંદિ રેહેતા હતા. રાય ખેંગારે તેમને ધીરજ દીલાસા અને ઇનામો દેતો, તેઓના પગારમાં વધારો કર્યો હતો. તેમને પોતાના કુટુંબીની પેઠે ચહાતો, અને દરેક સરદારનો મત લઈ સહુની સલાહ મુજબ વરતતો, તેથી તેણે અગીયાર વર્ષ અમન ચેનમાં રાણકદેવીના સહવાસમાં જીંદગીનું સુખ ભોગવવામાં ગાળ્યાં; અને જાણે પાધરમાં કોઈ મોટા શાહુકારનો શંઘ યાત્રા કરવા આવી પડ્યો હોય, તેમ દુશ્મનોને ગણ્યા. જેમ આ પ્રમાણે કીલ્લાના લોક સુખી હતા તેમ તમામ સોરઠ પ્રજા પણ શાન્તીમાં હતી. તેઓ સિદ્ધરાજને તાબે થયા હતા. વળી સિદ્ધરાજની ધારણા, તેના મનની આશા, કાંઈ દેશ જીતવાની નહોતી. તેને પ્રજાને કનડવાથી કાંઈ લાભ થાય તેમ નહોતો. તેથી તે પણ કીલ્લા સામું જોઇને બેશી રહ્યો. તેને વખતા વખત રાણકદેવીનાં સ્વપ્નાં આવતાં,

હૈયામાં વજ્ર બાણ વાગે તેમ લડવા જતાં રાયખેંગારના બોલ સાંભળી સાલતા. પોતાનું કરેલું અપમાન—અને લાંબો કાળ વિત્યા છતાં આટો આઈ પડી રહેવા શિવાય કાંઈ બન્યું નહિ— કાંઈ પત્તોજ ન લાગ્યો અને હજી ક્યારે લાગશે એ તેને યાદ આવતું ત્યારે, તેની છાતીમાં અગ્નિ સળગતો. તે રૂંધાઈ જતો; દાંત પીસીને ગીરનાર તરફ ચઢતો અને પાંચ પચાસ માણસનો ભોગ આપી પાછો ફરતો. તેના સરદાર અને માણસો પણ અંતે કાયર બેદીલ અને તેથી ડરકુ થઈ ગયા. કદી પાર ન પડે એવી દેખાતી રાજાની હઠને માટે પછવાડે બડબડતા, વખતે તેના મોંપર કહેતા અને જ્યારે તેના આગ્રહી સ્વભાવને લીધે તેના મનમાં રાણકદેવીની કલ્પિત છબી જડાએલી હતી તેથી પોતાનો મત છોડવાનોજ નથી એ સ્પષ્ટ લાગ્યું ત્યારથી તેઓ બીલકુલ ડરકુ નાશીપાસ અને તેનાથી બેદીલ થઈ ગયા હતા.

આ પ્રમાણે અગીયાર ચોમાસાં કાંઈ પણ વિશેષ જાણવા લાયક બિના થયા વિના વીતી ગયાં તેથી તે વખતને ઓળંગી નાખી આપણે બારમા ચોમાસા તરફ નજર કરીએ. આશરે ડોઢ પ્રહર રાત્રી ગયા વખત એક દિવસ કઠારો ઘણોજ થતો હતો; પવન બીલકુલ સ્થિર હતો, અને ચંદ્રની આડાં વાદળો હરફર કરી ઘડીમાં સ્પષ્ટ અજવાળું ઘડીમાં ઝાંખું અજવાળું અને ઘડીમાં અંધારાજેવું કરતાં હતાં. ઇશાન ખૂણામાં વીજળી ચમકારા કરી રહી હતી. તેવામાં એકાએક પવનનું મોટું ઝાપટું આવ્યું. ઉત્તર તરફથી વાદળોના કાળા હાથી જેવા પહાડના ગોટે ગોટા ક્ષિતિજમાંથી નિકળ્યા. પવનના ઝપાટાની સાથે ચારે તરફ ઘટા બાંધી ચંદ્ર તથા તારાઓને છુપાવી તમામ આકાશમાં કાળા રંગથી પ્રસરી ગયાં, અને તેથી એવું અંધારૂં થઈ ગયું કે મુસાફરો જંગલમાં ઝાડોથી અને વસ્તીમાં માણસો ભીંતોથી તથા એક બીજાથી અફળાવા લાગ્યાં. દસ મિનિટમાં તો મગ જેવડાં ફોરાં સમેત વરસાદ પૂર જોરથી પડવા મંડ્યો. ગાજવીજના કટાકા એવા શોરથી થતા હતા કે તેથી બીકણની છાતી ધબકી જતી. ક્યાંન ફૂટી જશે, આભ ફાટી પડશે કે પૃથ્વી ગરક થઈ જશે એવી ભયંકર સ્થિતિ જણાતી હતી. તેમાં પવનનો સુસવાટ એવા જોરથી

આવતો હતો કે તેથી ચાલતું છોકરૂં ઢળી પડે. ઝાડોની ડાળીયો એ-
ક બીજા સાથે અથડાવા લાગી, કેટલાંક ઝાડ મૂળમાંથી ડગવા લા-
ગ્યાં. કેટલાંક પવનની ટક્કર ન ઝીલી શકવાથી લાંબા થઈને તેને
સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરવા નમી પડ્યાં, અને નબળાં પોચાં ઘરો-
ની ભીંતોએ પણ તેમ કર્યું ત્યારે છુટકો થયો. ટુંકામાં પવનનો સુસવાટ
ગાજવીજના ગડગડાટ તથા વરસાદના જોરથી પડવાને લીધે ઉપ-
જતા આવાજથી માણસ જનાવર કે પક્ષીનો આવાજ કાને પડતો
નહોતો. નદીઓમાં પૂર આવી ગયાં, વહેળા ભરાઇને છલકાઈ ગયા
અને તેમાં મેલાં ડોળાએલાં પાણી હાથ હાથ ઉછળતાં કિનારાપરનાં
ઝાડોને મૂળમાંથી ખોદી પોતાની સાથે મરજીમાં આવે ત્યાં નાંખવા
લઈ જતાં વધે જતાં હતાં. પોચી જમીનમાં મોટા ખાડાઓ પડી ગયા
અને ચારે તરફ પાણી પાણી થઈ ગયું. આ વખત એવો વિકાળ હતો
કે માણસની છાતી ઘરમાં બેઠે કાયમ નહોતી રહેતી, તો સિદ્ધરાજની
છાવણીના માણસોનું શું પૂછવું. રાવટીઓ કીનાતો અને દુકાનદારના
માંડવાઓ એક પછી એક પાણીથી ખીંટીઓ જમીનમાંથી નિકળી
જવાને લીધે, પવનના જબરા ઝપાટાથી નિકળવા માંડી તેમ તેમ તે
પડવા લાગ્યાં. લોકોનાં માલમતા અને શરીર ભીંજાવા લાગ્યાં. તે-
ઓ થરથરતાં પલળતાં તથા બાર વર્ષથી આવી આફતો એથી કાયર
થઈ ગયેલાં બડબડવા લાગ્યાં, અને વારંવાર વીજળીના થતા ચમ-
કારાથી હમણાં તેઓના ઉપર આવી પડી બાળી નાંખશે, વધારે
પૂર આવવાથી તેમની માલમતા બૈરાં છોકરાં પાણીમાં તણાશે અ-
ને સવાર પડતાં સુધી તેઓનાં શા એ હાલ થશે એ વિશે ફિકર કર-
વા લાગ્યાં. ઘોડાઓ બળદો અને ઊંટો ગાજવીજથી ભડકી વરસાદ
તથા પવનથી કાયર થઇ પાણીથી પોચી થએલી મેખો ઉખેડી
રસી સમેત આમ તેમ દોડવા તથા ઘભરાએલાં લોકોને વધારે ઘ-
ભરાટમાં નાંખવા લાગ્યાં. આ વખત અમીર અને ગરીબ સહુને
પોત પોતાની પડી હતી. દીવા અને મશાલો બીલકુલ ઓલાઇ ગ-
યાં. તાપણીઓનો દેવતા રાખ કોયલા થઇ વહેવા લાગ્યો. અને જો
વખતા વખત વીજળી થઇ આ ઘોર અંધકારમાં અજવાળું ન

કરતી હોત તો તેઓ મુંઝાઈને વધારે તોબા પોકારત. આવા ભયંકર ત્રાસદાયક વખતે રાયખેંગારના પહેરાવાળાઓ પણ આસપાસ ખૂણા શોધી ભરાવા લાગ્યા અને વીજળીના અજવાળા વખતે જરા જરા ઊંચા થઈ વરસાદથી પલળેલા ટાઢથી થરથરતા કાંબળા ઘુઘી અને ધાબળા ઓઢી બૂરજોમાં બેઠા બેઠા આસપાસ નજર ફેરવી લેતા હતા. કિલ્લાના એક દરવાજા આગળ રાજ્યના જૂના પૂરા પ્રમાણિક રાય નવઘણના વખતના બે રજપુત સરદાર દુદો અને હમીર એમની હમેશ ચોકી રહેતી. કિલ્લાના દરવાજાનાં તાળાં રાતદિન દેવાએલાં રહેતાં, અને તેની કુંચીઓ રાયખેંગાર પાસે રહેતી, પણ જ્યારથી શહેરના લોકોને વખત બે વખત કાઢવા તથા છૂપા આવતા સામનને લેવાનો બંદોબસ્ત થયો, ત્યારથી કુંચીઓ આ સરદારો પાસે રહેતી હતી. આ વખત દુદો અને હમીર બંને જાગતા અને દરવાજાના અંદરના ઢાળીયામાં બેઠા વાતો કરતા હતા તેમની પાસે થોડાજ માણસ ત્યાં બેઠા હતા. કારણ ઘણાખરા માણસો જમવા તથા પોતાના ઘરની ખબર લેવા ગયા હતા. તેવામાં આ ઢાળીઆમાં બેઠેલમાંથી એક રજપુત બોલી ઉઠ્યો બહારથી કોક સાદ દે છે. તમામ સ્વસ્થ થઈ સાંભળવા લાગ્યા તો "એ હમીરભાઈ એ હમીરભાઇ" એવો અવાજ સંભળાયો. તુરત હમીર ઉઠ્યો, દરવાજા ઉપર ચઢયો અને તેની મેઢીની બારીમાંથી વીજળીનું અજવાળું થતાં તો સોપોણો સો પોઠીઆ અને તેમાં માત્ર ત્રણ ચાર માણસ નજરે પડ્યાં પણ તે આવા ક્ષણિક અજવાળાથી તેમને શીરીતે ધારીને જોઈ તથા ઓળખી શકે? બીજી વારના અજવાળાની તે વાટ જોતો હતો તેવામાં તેને કાને સાદ આવ્યો "કોણ હમીરભાઈ કે!" હમીરે હા પાડી એટલે પાછો આવાજ આવ્યો "અમે આવી પહોંચ્યા. ઝટ ઉઘાડો. વાડ સાંભળે વાડનો કાંટો સાંભળે માટે વહેલા થાઓ. માલ પણ પલળે છે અને અમારૂં કાળજું અધર છે. બહુ ઉતાવળ કરો કોક આવ્યું ને જાણી ગયું તો વિપરિત થશે" આટલું સાંભળતાં તેને કાંક વાત સાંભરી, તેણે આ સાદ ઓળખ્યો અને "ઠેરજો. હું નીચે જઈ ઉઘાડું છું." એવું કહેતો તે નીચે આવ્યો.

પોતાના સોબતીઓને કહેવા લાગ્યો "ઘણો ભાઈ. અફીણ પણ સહી સલામત આવી પહોચ્યું." આટલું કહેતાં તેણે દરવાજો ઉઘાડ્યો અને માંહે પોઠીને આવવા દીધી. એક પછી એક સીત્તેર પોઠી માંહે આવી, અને તેમની પછવાડે બીજા પણ ત્રણ ચાર માણસ દાખલ થયા. દુદા હમીરે દરવાજામાં ઝાંખા બળતા દીવાના સહજ પ્રકાશથી આ પોઠીયા તરફ નજર કરી, તો તેઓ પોઠીયાને બદલે મોટા બળદ માલુમ પડ્યા, તેમ તેઓ ભારથી દબાતા હોય તેમ લથડતા ચાલતા હતા. વળી ઉપરની ગુણો પણ કાંઈ જુદી તરેહની લાગી, એટલે એક બીજાની સામું જોવા લાગ્યા, અને છેવટ હમીરે ઉઠી પોતાની બરછી લઈ છેલા પોઠીયામાં ખોસી તો તે જરા હાલી અને પાછી કહાડી સુંઘતાં તેને અફીમની ગંધ આવી નહિ. તેથી તે ચમક્યો, તુરત ઠેક્યો અને ડોસો પોઠીયાને જઈ વળગ્યો. એટલામાં તો બાકીના પોઠીયા આગળ નિકળી ગયા અને જોતાં જોતાંમાં તેઓ ઉપરના થેલા ફાડી માંહેથી જોનારાની આંખોને હેરતમાં નાંખવાને તેઓના મૃત્યુના આમંત્રણ જમ રૂપ દરેકમાંથી બે માણસો ટપોટપ નિકળી પડ્યાં. અહા! શું અજાયબી!! કેવો વિચિત્ર દગો!!!

આ દગાનો ભેદ હવે ખુલ્લો કરવો જરૂરનો છે. જ્યારે દેસલજીને તેની માએ સ્વેચ્છાથી શહેર બહાર નિકળી જવા ઉપદેશ કીધો, તે વખત તેના મનમાં ક્રોધ પુત્ર વેરે પ્રવેશ કર્યો હતો. તેણે રાણકદેવી શોધી લાવી પરણાવી આપી, પોતાના કાકા સિદ્ધરાજથી વેર કરી આજ સુધી ટક્કર લીધી, અને વખતા વખત પ્રાણની દરકાર કર્યા વગર મદદ આપ્યા છતાં, તેના ઉપર જૂઠું આરોપ મુંક્યું તેનો કાંઈ તપાસ ન કર્યો, તેની પૂરી વાત પણ ન સાંભળી અને તેનું અપમાન કરી દરબાર ધઢમાંથી કાઢી મુંક્યો. આથી તેને ઘણુંજ માઠું. મોટું અપમાન લાગ્યું. અને જ્યારે તેને વધારેવાર ગીરનારના કિલ્લામાં રહેવું સલામતી ભરેલું ન લાગ્યુ, ત્યારે તેણે પોતાનું ઠેકાણું ગોતવા પોતે ક્યાં જવું અને શું કરવું એ વિશે વિચારવા માંડ્યું. અને તેમાં રાયખેંગાર ઉપરના ક્રોધથી ઉપજેલ વેર ભળ્યું એટલે તેની મતિ બદલાઈ. થવા કાળને કોઈ પહોચતું નથી. ઇશ્વર

જે ધારેછે તેજ થાયછે. માણસનું ધાર્યું હમેશે થયાજ કરતુ હોય, તેના પ્રયત્નો પાર પડ્યાજ કરતા હોય, તો ઇશ્વરછે એવું કોણ માને? મહાપ્રભુએ માણસોને અમુક સત્તા આપીછે, છતાં તમામ વાતની દોરી પોતાના હાથમાં રાખીછે. જ્યાંસુધી રાયખેંગારને ખુશીમાં, રાખવા તેની મરજી હતી ત્યાં સુધી સિદ્ધરાજના અનેક યત્ન ફોગટ કર્યા. તેના તમામ આદર અપૂર્ણ રાખ્યા અને રાયખેંગારની ધારેલ ધારણાઓ એક પછી એક પાર પડેજ ગઈ, તેના મનમાં જે વાત થવાની હતી તેજ આવ્યા કરી, પણ તેની હદ આવી રહી એટલે એકદમ ચક્કર ફરીજ ગયું. અને તેમાં કાંઈ નવાઇ નથી. સર્વની સ્થિતિ ઇશ્વર સદા એક સરખી રાખતો નથી. જે વખત જેમ થવાનું હોય તેવાં સાધન તે વખત બનાવી દેછે. એ વાત ખરા જ્ઞાનીના ધ્યાનમાં રાતદિવસ રહેછે,તેથી તેઓ દુઃખી નથી થતા; પણ માયામાં ગુથાએલ મનુષ્ય એ ભેદ જાણેછે સંભારેછે અને ભૂલી જાયછે. કદાચ સાંભરેતો તે ઉપર દ્રઢ આસ્થા ચોંટી વૃત્તિ કાયમ રહેતી નથી. તેથી તે દુઃખી થાય અને નકરવાનાં કામ કરી પાપી ઠરેછે. સિદ્ધરાજ જેવો મહારાજા એક કુંભારની છોકરીને પરણી ન શક્યો. દેખીતી સહજ લાગે એવી ધારણા બાર વર્ષસુધી પૂરી ન કરી શક્યો. રાયખેંગાર જેવા શાણા માણસે કુટંબમાં કલહ—આફતને વખતે કુસંપ પોતાના મોટા મદદગારથી વિના કારણ ટુંક મતિ વાપરી વેર કર્યું. અને પોતાને હાથે પોતાના વિનાશની જાળ પાથરી, તેણે ઘણીવાર આથી મોટાં કામોમાં ધૈર્યતાથી ક્ષમા વાપરી હતી. તે કદી પૂરૂં વિચાર્યા વિના પોતાના મંત્રીઓની સલાહ વિના કાંઇ ન કરતો, પણ આ વખત એકદમ દેસલજીને ઘટીબંધ કરવાનોજ હુકમ કર્યો. ખરેખાત જ્યારે માણસનું સુખ આવી રહેછે તેનું મૃત્યુ પાસે આવેછે અથવા તેના ઉપર મોટી આફત આવવાની હોયછે ત્યારે તેની મતી ફરી જાય છે. તેને ઉલટા વિચારજ આવેછે. એવે વખતે જેના ઉપર ઇશ્વરની કૃપા હોય, આફત નિર્વિઘ્ન ટળી જવાની હોય તેજ મનોવૃત્તિઓને કબજામાં રાખી સારે રસ્તે ચાલ્યો જાયછે. પણ સહુને તેમ ક્યાંથી થાય! અને તેથીજ રાયખેંગારે આ વખત "ઘર ફૂટે ઘર

જાય” એ વાત વિસારી સહજ વાતમાં કુટુંબમાં કુસંપ કર્યો. તેમ દેસલજી પણ અલબત ડાહ્યો માણસ હતો, પણ તેના ઉપર પણ ઇશ્વરની અકૃપા થઈ હતી. તેના સુખનો સૂર્ય અસ્ત થવાનો હતો તેથી તેના મનમાંથી પોતાના મામા—જેણે બાળપણથી લડાવી ભણાવી ઉછેર્યો, તેની માને આફતને વખતે બાંહ્ય ઝાલી નિર્ભય કરી, એ બધું ભૂલી ગયો. તેને એક નીચ કર્મ કરતાં જરા શરમ ન ઉપજી. હજારો માણસનું—ગીરનારના કિલ્લાનું—સુંદર સોરઠના ન્યાયી રાજા અને તેના રાજ્યનું, નિકંદન કરવાને ઉલટી હોંશ આવી હોંશ વધી અને પોતાથી બન્યુ તેટલું કર્યું. એ મતિ બદલાયાનું પરિણામ સમજવું. માટે માણસે દર ક્ષણે એ ક્રોધથી સાવધ રહેવું અવશ્યનું છે. આપણને જરા કુવિચાર સૂઝે કે તુરત સમટી જવું અગત્યનુંછે. પરંતુ જેનાં ભાગ્ય ફૂટ્યાં હોય તેને ક્યાંથી આગમબુદ્ધિ સૂઝે? દેસલજીને ક્રોધના આવેશમાં પોતાનું વૈર શોધવાનો ઉપાય સત્વર જડ્યો અને હિંણુ કામ કરવાના ઉપાયતો સુધાને પાસેજછે. સુકૃત્ય અને સુનીતિને રસ્તે જતાં, આપણા પડછાયાની પેઠે ભમતા કામ ક્રોધ મોહ લોભ મદ મત્સર આદી શત્રુ, જ્યારે આપણું મન જરા નબળું જુવે કે, તુરત ડરાવી લલચાવીને આડે માર્ગે ભૂલા પાડવા મચ્યાજ રહેછે. તેમને જીતવા વૃત્તિ અને ઇન્દ્રિયોને તેને વશ ન થવા દેવામાં બહુ ધૈર્ય, હિંમત અને જ્ઞાનની જરૂરછે. મનના માલીક થઈ બુદ્ધિની લગામ હાથમાં રાખી ક્ષણપણ અસાવધ ન રહેવું એ ઘણું કઠણ છે. જરા ચૂક્યા તો મુવાજ સમજવું. અને પછી પાપી દુનિયાં તેમાં એટલા બધા લીન કરેછે, દુષ્ટ વિકારો એવી મદદ કરેછે કે, બીચારી જ્ઞાનેન્દ્રિનો કાંઈ પત્તો પછી ઝટ લાગતો નથી. તેથી હીંણું કામ સહજ થાયછે. અને દેસલજીને પણ તેમજ થયું. તેના તથા તેના મામાની આ ખેંચતાણની વાત હજી દરબાર પટ બહાર ગઈ નહોતી, તેવામાં તે રાત પડે પોતાના ઘોડાપર સ્વાર થઈ પોતાના ભાઇને સાથે લઈ દરવાજા પાસે ગયો. ને દુદા તથા હમીરને કહ્યું કે માળવેથી દરબારી અફીમની પોઠો આવવાનીછે તે લેવા અમે જઇએ છીએ. ઇશ્વર ઇચ્છાતો છૂપે રસ્તે થઈ સિદ્ધ-

રાજના ચોકીયાતોની નજર ચુકાવી મધ્ય રાતે આવીશું. તે વખત તમે ઢીલ કર્યા વિના પેઠો માંહે લઈ લેજો. આ પ્રમાણે કહેનાર રાજાના ભાણેજ વિશ્વાસુ અને હેતસ્વી હતા, તેથી દુદો હમીર તેમના કહેવાપર શંકા કેમ આણે? તેમણે સાચું માન્યું, દરવાજા ઉઘાડી બહાર જવા દીધા, અને બંને ભાઈયોએ સિદ્ધરાજની છાવણીનો માર્ગ પકડ્યો. તેઓ છાવણીના થડમાં જઈ પહોચ્યા કે તુરત રાવટીવાળા પહેરેગીરોએ તેમને અજાણ્યા જોઈ અટકાવ્યા, અને અંદર દાખલ થવા રજા મંગાવવાનું કહ્યું. તેઓ તુરત ત્યાં ઊતરી પડ્યા. રાવટીના મુખીને મળ્યા ને તેને કહ્યું કે અમે રાયખેંગારના ભાણેજ છીએ. અને સલાહનું કે'ણ કહેવા તથા એ સંબંધી વાતચીત કરવા આવ્યા છીએ, માટે એ બાબતની ખબર તમારે તમારા મહારાજાને સત્વર આપવી જોઈએ. સલાહનું નામ સાંભળતાંજ રાવટીના મુખીને હીંમત આવી. તેના મનમાં આ વગડાના વાસમાંથી છૂટવા આશા બંધાઈ, અને તે તુરત આ બંને ભાઈયોને પલંગ ઉપર બેસાડી તેમની પાસે પોતાનાં માણસ રાખી, તેમને આ માણસો હવે ખશી ન જાય, એવો ઇશારો કરી બહાર નિકળ્યો. અને બે ઘડી બાદ એક સરદાર સમેત પાછો આવ્યો. તેની સાથે બંને ભાઈની એકાંત થઈ પણ તેમાં તેમણે કશો ખુલાસો ન કરતાં, જે કહેવું હશે તે મહારાજાને રૂબરૂ કહિશું, એજ વાત રાખી. વળી પોતાને અડધીરાતે જઈ જવાબ દેવોછે, માટે તાકીદ રાખવા સુચવ્યું એટલે તે સરદાર ઉઠ્યો, અને થોડીવારમાં બહાર જઈ આવી બંનેને સિદ્ધરાજના તંબુભણી લઈ ચાલ્યો. સિદ્ધરાજની છાવણીની છટા, તેનું લશ્કર અને બંદોબસ્ત જોઈ બંને ભાઈ છક્ક થઈ ગયા. છેવટ આ સરદારની પુંઠે બંને ભાઈ સિદ્ધરાજના તંબુમાં પેઠા, ને મહારાજાના હજુરમાં આવી પ્રણામ કર્યા એટલે સિદ્ધરાજે તેમને પોતાના સિંહાસનની જમણી બાજુએ પોતાના મુખ્ય સામંત નીચે બેસાડ્યા. તુરત એકાંત થઈ તેમાં સિદ્ધરાજ, તેના ઉઘાડી તલવારવાળા અંગરક્ષક, ચાર મોટા સામંત, સેનાપતિ અને મુખ્ય પ્રધાન વગેરે ખાસ મંડળ રહ્યું, એટલે દેસલજી બોલ્યો "રાજાધિરાજ, આપ જાણોછો

કે ગીરનારનો કિલ્લો કેવો મજબુતછે. તેમાં કેવા બંદોબસ્તછે. અને તે જીતવો કેટલો કઠણછે. નક્કી સમજવું કે આપ કદી બીજાં બાર વર્ષ રહો તોપણ એ કિલ્લો આવી રીતે લેવાય તેમ નથી. આપે બહુવાર જોયુંછે કે તેના ઉપર હુમલો કરવાથી કાંઈ ફળ શ્રુતી નથી. તેમજ આપના ચોકી પહેરાથી કિલ્લામાં ભૂખમરો થાય અને લોક શરણે આવે એવાત પણ કદી બનવાની નથી. છૂપા રસ્તાઓથી પુષ્કળ અનાજ વગેરે ચાહ્યુંજ આવેછે. પણ આપનાં ભાગ્ય સવળાં આપનો દિવસ ચઢતોછે તેથી આપનો હમેશ જય થાયછે, તેમ આ વખત પણ થવાનો સમય હવે હાથવેંતમાં આવ્યો, તેનું કારણ અમારો મામો પોતેજછે. તેણે મારા ઉપર વિના કારણ મારી મામીની સાથે કુદ્રષ્ટીનું આરોપ મુક્યું, અને મને શહેરમાંથી કાઢી મુકવા હુકમ કર્યો, ત્યારે મારી માએ મને નિરાશ થએલ જોઈ ખબર આપી કે, તમને શું ફિકર છે? તમે કાંઈ બેવસીલે નથી. તમારે માથે સિદ્ધરાજ જેવા મુરબી કાકા પડોશમાંજછે, માટે આવી આફતને વખતે તેને શર્ણે જાઓ. આખરે કાકા તે કાકા અને તેપણ સિદ્ધરાજ જેસિંહજેવા! જરૂર તેમને તમારી દાઝ આવશે, તમને પેટના દિકરા જેવા ગણશે અને તમારાં આંસુ લોશે. આવા શબ્દો સાંભળતાં અમારી આંખો ઉઘડી ગઈ. અમારી છાતીમાં શુન્યકાર થઈ ગયો, અને અમારા કૃત્યને માટે ઘણો પસ્તાવો થયો. પણ તેમાં અમારો દોષ નહોતો. અમે નહોતા જાણતા કે આપ અમારા કાકા થાઓછો. અને અમે ક્યાંથી જાણીએ? બેસમજ હતા ત્યારથી આંહી આવ્યા છીએ. કદાપિ અમે એવું જાણતા હોઇએ તો કદી સમુદ્ર મુંકીને તળાવમાં જઈએ? સિંહને મુકી દીપડાને શરણે જઇએ? મામાને ઘેર રહેવા કરતાં કાકાને ઘેર રહેવું હજાર દરજે ઉત્તમછે. તેમાં આપ જેવા કુળના સૂર્ય, કુટુંબ વત્સળ કાકા જેના પૂરાં પુન્ય હોય, જેનાં ધન્યભાગ્ય હોય તેના હોય. આપનું માણસ કહેવાય તે દુઃખી ન રહેતો અમે આપનાં બાળક નજીકના ભત્રીજા ક્ષણભર શું કામ ઓશીયાળો અવતાર કાઢીએ, અને એજ વિચારથી અમે આપની પાસે આવ્યા છીએ. અમે નોકરી કરી બતાવવાને, અમારા દીલમાં મામા કરતાં

કાકાને કેટલો પ્યારછે, મોસાળ કરતાં આપ પાસે રહેવાને અમે કેવા ખુશી છીએ, એ જગતને જાહેર કરવાને તૈયાર થયા છીએ. જ્યાંસુધી અમે અજ્ઞાન હતા ત્યાં સુધી લાચાર, પણ જ્યારે અમારા જાણવામાં આવ્યું ત્યારે અમે અમારા પુર્વજોને જેણે પાળ્યા અને ગણતરીમાં આણ્યા તેનો આભાર ભૂલી જઈ કૃતઘ્ની ક્ષણભરપણ ન થઈએ. એવા કૃતઘ્ની થવું સોલંકીના ગોલાને પણ ન છાજે. એ કૃત્યતો રાયખેંગારને સોંપ્યું. તેણે અમારૂં અહેસાન ભૂલી ઉલટા હેરાન કર્યા. અને તેની સોબતની અસરથીજ અમે આપ સૂર્યના સામી ધૂળ નાંખી, પણ હવે આપે જાણ્યું હશે કે તે અજ્ઞાન પણામાં, બેસમજમાં. જ્યારથી અમે આ વાત જાણી ત્યારથી અમે અમારા કુળનો ઉદ્ધાર કરનાર મહારાજાના ઉપકાર સંભારી, તેના દુશ્મન પાસે રહેવાના સમ ખાધા, તેનું અન્ન પાણી અગ્રાહ્ય કર્યું. અને તેવખતથીજ આપનાં કરેલ અહેસાનોનો બદલો વાળવા યત્ન કરવા લાગ્યા, તેમાં એટલે સુધી ફતેહમંદ થયા છીએ કે આપ જરા હીંમત કરશો તો આજને આજ આપના કબજામાં સોરઠની ગાદી સોરઠનું અમુલ્ય રત્ન અને દેવી રાણકદેવી અપાવી દઈશું, ત્યારે આપ જાણશો કે અમારૂં કહેવું ખરૂં છેકે ખોટું. અમે આપના આભારનો બદલો, આપના ઉપરનો અમારો પ્રેમ માત્ર જીભ હલાવી બતાવવા નહિ, પણ મોટામાં મોટી નોકરી કરી બતાવી અમારા જીવતે અમારી માને અમારા નાના કુટંબને અને અમારી કુલ માલમતાને જોખમમાં નાંખી તૈયાર છીએ. આપની વારે વારછે. એમાં કાંઈ અમે નવાઈ કે મોટાઈ નથી કરતા. મુરબ્બીની સેવા બજાવવી એમની મહેનત ઓછીકરી આપવી એ બાળકોના ધર્મછે. આપે અમારા વડીલોને પાળ્યાને તેમાંથી અમે થયા માટે અમારૂં કર્તવ્ય કર્મછે, તેથી હવે આપની ઈચ્છા હોય તેમ ફરમાવો"

આવી રીતના બોલવા બાદ તેમના પર શીરીતે આળ આજું, કીલ્લાની અંદરનો ભાગ, તેમાંનો બંદોબસ્ત તથા હવે શી યુક્તી કરવી એ સંબંધી તેમને સિદ્ધરાજ તથા તેના સભાસદોથી વાતો થઈ.

તેમને એકતંબુમાં ઉતારો આપ્યો, તેમના જમવાનો બંદોબસ્ત કર્યો અને તુરત સિદ્ધરાજ તથા તેના અમીરો એકાંતમાં શું કરવું એવિચારવા બેઠા. તેઓમાંથી કેટલાકે અનુમાન કર્યું કે આ બધું કપટછે પણ તેમને કીલ્લાની અંદર પેસવાનું બને તો કપટથી પણ લાભછે. વિગેરે વિચારોથી છેવટ સર્વાનુમતે સિદ્ધ કર્યું કે એકસો ચાળીસ યોદ્ધાએ ગુણોમાં પેસી જવું અને તેમની પુંઠે બીજા યોદ્ધાએ થોડા અંતરે તથા તેમની પુંઠે જરૂર પડે તો તમામ લશ્કરે દાખલ થવું. આ પ્રમાણેના વિચાર મુજબ બંદોબસ્ત પણ થયો, અને વરસાદના તોફાનથી તેઓ ક્ષેમ કુશળ કિલ્લાના એક પણ માણસની નજરે પડ્યા વિના સહી સલામત આપણે જોયું તેમ આવી પહોચ્યા. અને પોઠો તો કિલ્લામાં પણ દાખલ થઇ ગઈ. જોઇએ કે હવે શું થાયછે?

"દગો ફૂટ કપટ" એવા અવાજ નિકળતાંજ ફુદો હમીર અને તેના સોબતીઓ બેઠા હતા તેવીજ હાલતમાં કેટલાક ઉઘાડે માથે, કેટલાક છૂટી કમરે, કેટલાક ઉઘાડે દીલે, અને કેટલાક ખુધી કાંબળા ફેંકી દઇનેં હાથમાં જે હથીયાર આવ્યું તે લઇનેં સામા થયા. બકરાંના ટોળામાં વાઘ કુદી પડે તેમ કુદી પડ્યા. "એકનું એંસડ બે". તેઓ બીચારા ગણતરીના પંદર વીસ માણસ હતા. તેમનું ડોઢસો માણસ આગળ શું ચાલે? વળી તેઓએ પોતાના બચાવ સારૂ ઢાલ વટીક લીધી નહોતી. તેઓના હાથમાં હથીયારો પણ છૂટક હતાં, તેથી તેઓએ દુશ્મનોના બખતર વાળા શરીર અને ઢાલો તથા ઘોડાકના અવયવોપર જખ્મ કર્યાં, એટલામાં તો તેમને કટાર, ભાલા, બરછી, તલવારથી વીંધી નાંખ્યા, તેમના કટકે કટકા કરી નાંખ્યા અને તેમને બકરાંની પેઠે રીસી રીસીને મારી નાંખ્યા.

આ પ્રમાણે કિલ્લાના દરવાજામાં કેટલાકને અધમુવા તરફડતા અને કેટલાકને મરેલા તથા જૂજ બે ત્રણ જણને નાશી ગયેલા મુકી, આ યોદ્ધાઓ અંદર પેઠા, તેવુંતો સિદ્ધરાજનું ઘણાં વર્ષથી કિલ્લામાં પગ મુકવાને આતુર રહેલું લશ્કર જોરભેર નિર્ભય અંદર દાખલ થયેજ ગયું. સહુથી પહેલા સિદ્ધરાજ તેના સરદારો અને દેશલજી રાયખેંગારના ખાસ મહેલ નીચે આવી પહોચ્યા, અને

રણશીંગાનો અવાજ પૂર જોરથી કરાવ્યો. અહા! આ વખતનો કિલ્લાનો દેખાવ ઘણોજ વિચિત્ર થઈ પડ્યો. ચારે તરફ દોડમદોડા અથડમઅથડા અને પડમપડા થઈ રહી. પાંચ મિનિટમાં આખા કિલ્લામાં ખબર પહોંચી ગઈ કે દુશ્મનો શહેરમાં પેઠા, તેવીજ લોકોએ ફડોફડ બારીઓ તથા બારણાં બંધ કરી દીધાં. પેટીપટારા ઘરના ઊંડા ભાગમાં મુકી તે ઉપર લાકડાં, ગોદડાં, છાણાં અને જે સૂઝ્યું તે ખડકી દીધાં, અને નાનાં મોટાં તમામ ખાટલા પથારીઓમાંથી ઉઠી એક જગ્યાએ એકઠાં થઈ ગુપચુપ ફિકર કરતાં ઉદાસ થતાં તથા થરથરતાં બેઠાં. જરા પવનથી બાર ભટકાતાં અથવા છાપરા ઉપરથી કૂતરૂં દોડતું કે, "આ દુશ્મન આવ્યા" "આ લૂટ પડી." એવી ફિકર કરી ઘભરાતાં હતાં. આખા ગામમાં જેને વધારે દોલત તેને વધારે ફિકર હતી, પણ જેના ઘરમાં સાડાત્રણ ઠીકરાં શિવાય કાંઈ નહોતું, તેઓ પણ પોતાના વહાલા રાજાની તેની રાણીની અને તેના રાજ્યની ફિકર કરતા ઘરમાં એકઠા થઈ વિચારમાં પડ્યા હતા. કામદારો કે અમીરોના દુશ્મન, રાજદ્રોહી, લુચ્ચા ઠગારાને લૂટારા પોતાના ઘરનો બંદોબસ્ત કરી લૂટ શરૂ થાય કે દોડી પડવાની વાટ જોઈ રહેલા, સહુથી વધારે દોલત કોના ઘરમાં કયે ઠેકાણે છે એ વિશે મનમાં ગોઠવણ કરતા, અને વારંવાર આકાશ તરફ જોઈ તે એવુંજ કાળું રહેતો પોતે વગર ઓળખાએ લૂટી શકે એવી કલ્પના કરતા, આનંદમય અંતઃકરણે મહેલ્લાઓમાં આમ તેમ ફરતા હતા. બીજી વસ્તીની હાલત આ પ્રમાણે હતી, તે સમયે અમીરો કામદારો અને લઠવઘયાઓના ઘરોમાં તો કાંણો મંડાઈ ચુકી હતી. તેઓનાં બૈરાં છોકરાં માબાપ બાઈભાંડુ રડતાં ડસકાં ભરતાં તથા પોતાના સંબંધીને કોઈ રીતે અડચણ ન આવે, આ બળતી અગ્નિમાંથી તેઓ સહીસલામત નિકળે એવી ઇષ્ટદેવને પ્રાર્થના કરતાં માનતા માનતાં, અને બાધા આખડીઓ રાખતાં,મહા શોક ફિકર અને ભયમાં હતાં. તેઓ વારંવાર બારીઓમાં હેરતાં બહારના અવાજ તરફ ધ્યાન દેતાં અને જરા પણ સૂવા કે બીજા કશા વિષયની કાળજી રાખ્યા વિના દુઃખમય બની ગયાં હતાં. શૂરા-

એ ચોતરફથી પોતાના ધણીના મહેલ તરફ હાથમાં જે આવ્યું તે લઈ અંધારામાં ભીંતોથી તથા સામે આવતા માણસોથી અથડાતા, ઠોકરો ખાઈ પડતા, તથા પાછા ઉભા થતા, છૂટી કમરે ઉઘાડે માથે શ્વાસ ખાધાવિના દોડ્યા જતા હતા. કેટલાકો કિલ્લા ઉપરથી પડતાં મુકી ઠેકો મારી નીચે આવતા હતા, અને કેટલાકો શું કરવું ક્યાં જવું એ વિશેનો વિચાર કરતાં સ્થંભીજ ગયા હતા. બાયલા ડરકુ અને નિમકહરામ નોકરોને નાશી જવાનો ભરાઈ બેસવાનો કે બાંહાંનાં કાઢી બુરજોમાં આશ્રય લેવાનો લાગ પણ સારો હતો. કારણ હજી અંધારૂંઘોર હતું. ધીમાં ધીમાં ફોરાં આવતાં હતાં. તેથી કોઇનું મોં સૂઝે એવું નહોતું. કેટલાકતો 'આ વખત લઢો તોપણ ભલે અને ન લઢો તોપણ ભલે કોણ જોનારછે' એવા વિચાર કરી, અને કેટલાક ડોડડાહ્યા "હવે કાંઈ આપણી ફતેહ થવાની નથી માટે નાહક શું કામ કપાઈ મરવું જોઇએ, એવી કલ્પનાઓથી નિશ્ચય કરી, પોતે ન જતાં બીજાઓને અટકાવતા હતા. પણ આખા ગઢમાં એવા નિમકહરામ ડરકુ લુટારા અને લૂચ્ચા થોડાજ હતા. તમામ શૂરા ક્ષત્રીવટ જાળવનારા, નિમકહલાલ કરનારા, શુદ્ધ માબાપના, પોતાના શેહેર, પોતાના રાજારાણી, અને પોતાના રાજ્યની આબરૂને પ્રાણથી અધિક ગણનારા ગુફામાંથી શિકારીઓને આવ્યા જાણી વાઘ નિકળે, રાફડામાં લાકડી નાંખવાથી ચીડાઇને સાપ નિકળે, તેમ કુદી પડ્યા, અને જ્યાં હતા ત્યાંથી દોડી રાજમહેલ તરફ હરણની પેઠે ફાળો મારતા ધારેલ વસ્તુ મળવાની હોય ને તે લેવાને જાય તેમ ઉલટભેર ધશી જતા હતા. સિદ્ધરાજનું લશ્કર તમામ રાયખેંગારના મહેલને ઘેરીને હજી આવી ઉભું એવામાંતો ચારે તરફથી "મારો, કાપો, જય ગુરૂ દત્તાત્રયની, જય રાયખેંગારની, જય ધઢગીરનારની, જય સોરઠદેશની," એવી બૂમો પાડતા કાળરૂપ યોદ્ધાઓ દોડ્યા આવતા. જે સામું થતું તેના પ્રાણ લેતા, ઠેઠ મહેલના થડમાં જઈ પોતાના રાજાને નિચે ઉતરવાની રાડ પાડીના કહેતા અને સમ દેતા ચારે તરફ તલવારના પટા ખેલી ફરી વળ્યા. અને ચોતરફથી એવા સિંહો એટલા બધા કૂદી પડ્યા કે, તેઓએ સિદ્ધરાજના લશ્કરનીતો ચટ-

ણીજ કરવા માંડી. જેમ બીડમાં ઘાસ કપાયછે, તેમ સિદ્ધરાજના માણસ ઉભે ઉભે કપાવા લાગ્યાં, અને તેઓ પોતાનો બચાવ કરવા ગયાં તેમાં ઉલટા પોતાના સોબતીઓને કાપવા લાગ્યાં. કારણ સોરઠના શૂરાઓ કૂદકા મારતા, છુટે હાથે મૃત્યુ વેરતા, પોતાની તલવારો અને કટારોને સામટા માણસોનું લોહી પાતા, આમ તેમ એકબે ઘા મારી હરફર કરતા હતા. તેઓનું ચાલતો તેઓ સિદ્ધરાજના દરેક માણસને કાપી નાંખે. સિદ્ધરાજના માણસોનું જુથ જબરૂં હતું. તેમને ક્યાં જવું ને શું કરવું એ સુઝતું નહોતું. તેથી જડભરતની પેઠે માર ખાવાને આવ્યું હોય તેમ મહેલને ઘેરાઈ ઉભું હતું. પણ રાયખેંગારનાં માણસોતો કાપેજ જતાં હતાં. તેમને કાંઇપણ શોધવું નહોતું તેઓને ક્યાંહી ચઢવું બૂટવું કે કોઇને પકડવું નહોતું. આવી રીતે સિદ્ધરાજના શૂરાઓની સામે રાયખેંગારનાં માણસો મીલ બાંધી લઢતાં નહોતાં, તેથી તેઓ કાયર થયા, અને પાછા હઠવાનો ઇરાદો કરવા લાગ્યા. પણ ક્યાં જાય? ઠેઠ દરવાજાના મોંસુધી તેઓનાજ સોબતીઓ ભરેલા તથા બીજાપણ લાહુ લેવાને આવેજ જતા હતા. તેઓ ધારતા હતા કે રાયખેંગારને જઈ તુરત પકડી લઇશું અને તેનું લશ્કરતો ક્યાંહી વેરમખેરમ પડ્યું પડ્યું પોઢતું હશે, તેને કોણ બોલાવશે, કોણ હુકમ આપશે ને તેઓ ચાહીને શા સારૂ આવી અંધારી રાતમાં પોતાનું શૂર કોને દેખાડવાને આવશે! પણ સોરઠના શૂરાઓતો બુરજોમાં બદબદી રહ્યા હતા ત્યાંથી કુદીજ પડ્યા. ઘરમાં સુતા હતા ત્યાંથી કાને અવાજ આવ્યો કે પગરખાં કે બંડી પણ પહેરવા રહ્યા નહોતા, અને પોતાની ઢાલતલવાર અને કટાર લઈ ધશેજ આવતા હતા. તેઓને મારવાનું પણ સહેલું હતું. તેમને કાંઈ તીર તકાવવું પડતું નહોતું. દુશ્મનનો ઘા ઝીલવો પડતો નહોતો, પણ જે તરફ હાથ પડે તે તરફ ઘા કરવાનું હતું. અલબત તેઓને પણ ઘા વાગતા. તેઓ માંહોમાંહે એક બીજાને વખતે મારી બેસતા, પણ તેઓની સંખ્યા હજી જુજ અને છૂટક હતી, તેથી સિદ્ધરાજના લશ્કરની હાજરી મનમાની લેવાઈ. આવો સખ્ત મારો સિદ્ધરાજની ફોજથી ખમી શકાયો નહિ. એટલે તેઓએ જ્યાં સુઝ્યું ત્યાં દોડભાગ

કરવા માંડી, તમામ મહોલ્લાઓમાં ભરાવા અને ઘરોના ઓટલા, આંગણામાં આશ્રય લેવા લાગ્યા, ત્યાંપણ ઘરનાં માલીકોએ જાણ્યું લટવા આવ્યા, તેથી તેઓમાંપણ જેની હિંમત ચાલી તેણે લાકડાં પથરા અને જે મારવા જેવું ઘરમાં હતું, તેના ઘા કરી પોતાનું મહામહેનતે મેળવેલ દ્રવ્ય બચી શકે ત્યાં સુધી બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા. આ પ્રમાણે સિદ્ધરાજના લશ્કરની પંચધટાળી થઈ. તેના માણસોની લાશોથી શૂરાઓ ઠોકરો ખાવા, તેઓ ઉપર પડતા, તથા અધમૂવાને ચગદી પુરા કરવા લાગ્યા. એટલે તો ગુજરાતના શૂરાઓ ઘભરાણા. તેઓએ સિદ્ધરાજની જય બોલાવી કતલ ચલાવવા હાંમ ભીડી અને તેથી લઢાઇનો ઠાઠ એવો સારો જામ્યો કે આકાશના દેવતાઓનેપણ તે જોવાનું મન થયું. સ્વર્ગની અપ્સરાઓને શૂરા લઢી મરીને આવે તેમને વરવાનું તથા મળવાનું કામ જાગ્યુ. વિમાનોને એક પછી એક યોદ્ધાઓને સ્વર્ગે પહોચાડવાની વરધી મળી, અને ચંદ્ર તથા તારાઓને પણ આ ખેલ જોવાનો શોક થયો એટલે સર્વે મળી પવન તથા વાદળાંને બંધ કર્યા, આઘાં હઠાવી દીધાં તેથી પ્રથમ ઝાંખી ચંદની નજર પડવા માંડી અને થોડીવારમાં સારી પેઠે અજવાળું થયું.

આ વખતે સિદ્ધરાજનાં માણસોએ શહેરમાંથી નાસવાનો ઇરાદો કરી કેટલાકે તો છાવણીનો રસ્તો પણ લીધો હતો, કેટલાક માર ખાતા પાછા ફરેતા હતા અને લગભગ સોરઠી સૂબાની જીત થઈ હતી. અહા! ચાંદની નિકળવાથી શું ભયંકર દેખાવ નજરે પડ્યો!! રાય ખેંગારના મહેલની આસપાસ મેદાનમાં અને તમામ મોટા મહેલ્લાઓમાંથી ઠેઠ છાવણીના રસ્તા સુધી માણસોની ઠઠ એટલી બધી મળી હતી કે તેઓ ઉપરથી થાળી ચાલી જાય. તેમ છાવણીમાંથી પણ માણસોનાં ટોળે ટોળાં કિલ્લામાંથી જે હાથ આવે તે લેવાને નિરાંતે મફતનો માલ લૂટવાને બદ દયાનતથી ચાલ્યાંજ આવતાં હતાં. હજારો તલવારો અને કટારો ચળકાટ મારતી ચારે તરફ ઉછળતી તથા લોહીથી ટપકતી નજરે આવતી હતી. પાઘડી લૂગડાં વાળા હથીયારથી સજેલા સિદ્ધરાજના માણસો નજરે પડતાંજ ઓળખા-

તા હતા. તેમ કેટલાકે માથે બાંધેલ તો દીલ ઉઘાડું, દીલ ઢાંકેલતો માથું ઉઘાડું, કમર બાંધેલ તો પગમાં પગરખાંજ નહિ, હાથમાં ઢાલ તલવારતો કમરમાં કટારજ નહિ. હાથમાં કટારતો તલવારજ નહિ. કઈકના વાળ છૂટા, કઈકના ઘાને લીધે દીલમાંથી લોહી ટપકતાં એવા આમ તેમ વાંદરાઓની પેઠે એક ટોળામાંથી બીજામાં તથા બીજામાંથી ત્રીજામાં "જય ગુરૂ દત્તાત્રયની" "જે રાયખેંગારની" એવી ગમે તેવી બુમો પાડતા અને પ્રાણ જતાં સુધી માર માર કરતા રાયખેંગારના માણસ નજરે આવતા હતા. કંઈકના હાથ ઉડતા, કંઈકનાં માથાં લડબડતાં, કંઈકના અવયવ કપાતા, અને તેથી ચક્કર ખાઈ જ્યાં ઉભા હોય ત્યાં ધબોધબ પડતા, તથા લોકોના પગ તળે શૂરાઓના ચરણમાં છુંદાઈ પૂરા થતા હતા. જખમીઓ રાડરાડ પાડી કોઈ સિદ્ધરાજને ભાંડતા. કોઈ "ઓય" "અરે" કરતા, કોઈ માબાપને સંભારતા, કોઈ "જે ગુરૂ હરી હરી" કરી પોતાનો પ્રાણ વેળાસર જાય એવું માગતા, એટલા બધા પડ્યા હતા કે, જમીનનો ભાગ ક્યાંહી ખુલ્લો દેખાતો નહોતો, આ વખત દયાળુ કાચા -હૃદયવાળાને તો જોતાંજ ચક્કર આવે. કાળજું ફટકી ખશી જાય, અને બેશુદ્ધ થઈ જાય એવો હતો. જે લોક પડતા તેમની કોઈ દરકાર રાખતું નહિ. તેમને કોઈ ઉપાડીને આઘા ખસેડે એટલી પણ ફુરસદ નહોતી ત્યાં પાટા પીડની, સાજા થવાની, અને એ જગ્યાએથી ફરીને ઉઠવાની શી આશા! એક માણસ ઉપરથી ફર્યું બીજું ચાલ્યું ને ત્રીજું ઉપર ઠોકર ખાઈ પડ્યું કે અંત આવ્યો. સેંકડો માણસો આ પ્રમાણે પડી પ્રાણ ખોતા હતા, અને જે લોકો ઉભા ઉભા લઢતા અને બચાવ કરતા હતા તેઓમાં પણ ભૂત ભરાએલું હતું. સ્મશાનમાં જેમ ભૂત વૈતાળ ડાકણો માંસને સુંઘે, મુરદાંને ફીંદે અને ખોપરી વગાડે એમ કહેવાય છે, તેમ આ શૂરાઓ લોહીમાં તરમતરા થએલા; ચારે તરફ ઘાથી વીંધાયલા જે સામું આવતું તેનું સત્યાનાશ વાળવામાં જરા પણ અચકાતા ડરતા કે સોચતા નહોતા. ચારે તરફ બૂમ, હોકારા, જયકાર, અરેકાર, માર માર, અને નાસ ભાગની રાડ એટલી બધી પડતી હતી કે કાને પડ્યો અવાજ નહોતો સંભળાતો. ચાંદની

નિકળ્યા પછી સિદ્ધરાજનાં માણસો કાંઈક હાથ ચલાવવામાં ફાવ્યાં. તેઓએ સોરઠી શૂરાઓનો અંધારામાં એટલો બધો માર ખાધો હતો, તેઓની સંખ્યા એટલીબધી ઓછી તથા વેરમખેરમ થઈ ગઈ હતી અને તેઓના મનપર પ્રથમના જે મારથી, શરૂનીજ હારથી, અને પગ તળે આવતાં મુરદાંના અંબારથી એટલી બધી અસર, એટલો બધો ખોફ બેશી ગયેલ કે, તેઓ વરસાદથી પલળી એવા તો ઠરી ગયા તથા શિથિળ થઈ ગયા હતા કે, તેઓમાંથી શુરાતન જતું રહ્યું. તેઓ માર ખાવાનેજ આવ્યા છીએ એમ ધારી ઉભા ઉભા માર ખાતા, લાચારીએ ઘા કરતા, અને ટપો ટપ પડતા હોય એમ જોતાંજ સમઝાતું હતું. વળી તેઓમાં સોરઠના લોક જેટલો લઢવામાં સ્વાર્થ કે દીલમાં દાગ નહોતો. તેમ તેઓ એક પણ સોરઠી શૂરાને નાસતો કે ડરતો નહોતા જોતા, તેથી અચંબામાં પડ્યા હતા. અને એમ જુવે પણ ક્યાંથી? કારણ સોરઠીઓનાં ઘરબાર ઉપર, તેઓની ઈજત ઉપર, તેઓના વહાલા પ્રાણપ્રિય અનુપમ મહારાજા ઊપર, અને તેઓના દેશ ઉપર મોટામાં મોટી આફત આવી તેઓ માનતા હતા. વળી જે થોડા ડરકુ બાયલા કે નઠારા હતા, તેઓ તો આ મેદાનમાં આવ્યાજ નહોતા. પણ સિદ્ધરાજના લશ્કરમાં તો ડરકુને શૂરા બંને તેમ કેટલાક લૂટવાના લોભથી આડ લોક પણ માર ખાવા આવ્યા હતા.

આ પ્રમાણે જો લઢાઈ એક કલાકવાર વધારે ચાલી હોત તો બેશક સિદ્ધરાજની હાર થાત, તેનાં માણસો ઘણાંખરાં કપાઈ જાત, અને તેને પોતાની છાવણીનો બચાવ કરવો મુશ્કેલ થાત, એટલુંજ નહિ પણ તે વધારે એક દિવસ પણ સોરઠમાં રહેવું સલામતી ભરેલું ન ગણત. પણ ઇશ્વરની ધારણા આગળ લાચાર!! સોરઠનું નસીબ ફૂટી ગયું હતું. રાયખેંગારનું આવી રહ્યું હતું. સિદ્ધરાજના ભાગ્યમાં હાર તથા માર ખાધા છતાં અંતે વિજય લખ્યો હતો તે કોણ મિથ્યા કરે? તેનાં સવળાં ભાગ્યને કોણ અવળાં કરી શકે! રાયખેંગારનું આયુષ્ય આવી રહેલું તે ઘડીભર પણ કોણ વધારી શકે? હરિ હરિ! પ્રજા બિચારી વફાદારી બતાવતીજ રહી! યોદ્ધાઓ લઢતા કપાતા અને મરતાજ રહ્યા! શૂરાઓ અને સરદારો ખરૂ

શૂરાતન બતાવતાજ રહ્યા! અને તેમની કદર કરનાર, તેમની આ બધી જેને સારૂ મહેનત થતી હતી તે માણસ, આખા સોરઠના અંતઃકરણમાં રમી રહેલું રત્ન! અરે! સુકુમાર રાણકદેવીના પ્રાણનો આધાર! હરિ હરિ!! ક્યારનોએ સ્વર્ગમાં પહોચી ગયો હતો!!!! તે બિચારાને કાને રણશીંગાનો અવાજ આવતાંજ ઝબકીને જાગ્યો. તેની વહાલી પાસેથી ઉઠ્યો, તેની ધબકતી છાતી દાબી, તેને વહાલ કરી, અરે તેને છેલ્લામાં છેલી આ દુનિયામાં એકજ વખત બચી કરવાની રહી હતી તે કરી, તેને પોતાને ગળે વળગેલી છોડાવી, ચિંતાના સમુદ્રમાં, દુઃખના ઊંડા કૂવામાં ડબકાં મારતી મુંકી, અરેરે! તે અબળા નાજુક સ્વરૂપાના કાળજામાં અગ્નિ સળગાવી, ચિંતાના કીડાને મુંકી, તે શૂરો એકદમ ઉછળી નિકળ્યો. બિચારી રાણકદેવી! ઘણુંએ ગળે વળગી, ઘણુંએ રડી તેના શરીર ઉપર લપાઈ જઈ તેને આવડયો એટલો પ્યાર અને કાલાવાલા કરી રોકી રાખવા લાગી તેને ખોળા પાથરવા લાગી, પણ તેનું મોત, તેના સુખનો અંત, તેના આત્માને સ્વર્ગમાં લઈ જનાર દુત આવેલ ત્યાં એ બિચારીના પ્યાર, તેના હાવભાવ, તેની સજળ આંખો, હાય હાય! તેનું ગદગદ કંઠે ડસકાં ખાઇને કહેવું, તથા કરગરવું કાંઇજ કામ આવ્યું નહિ. પોતાની વહાલી ઢાલતલવારને પકડી પોતાની વહાલીને દિલાસો ધીરજ દઈ તથા "હમણાં આવુંછું" અહા! છેલા વખતનું છેલું વાક્ય કહી, છેલા વખતને સારૂં મેં દેખાડી, જોતાં જોતાં તેને બારીમાં હેરતી રાખી તેની આશિષો તેની ઇશ્વર પ્રાર્થના સાંભળતો ગયો, તે ગયોજ ગયો!!!

શૂરો સરદાર વગર વિચારે એકદમ મોટા લશ્કરના જુથમાં ધસ્યો અને જેવા બીજા સીપાઈ તેવો પોતે પણ થઈ ગયો. તેને બેસવાને વાહન આ વખત કોણ લાવે? તેની રક્ષા કરવા હજારો માણસ હતાં પણ તે ક્યાંથી હાજર થાય? તેના સરસ આખા દેશમાં વખણાતા બાણાવળીઓને કોણ બોલાવવા જાય? તેના સામટા સરદારો તેને પ્રાણ પાથરી આપનારા ક્ષત્રીઓની વાટ જોઈ ત્યાં ઉભા ન રહેતાં સર્વેને સ્વર્ગનો વાયદો કરી, પોતાના સો પચાસ

રક્ષકો સમેત નીચે ઉતરી પડ્યો. અને તે તેમ ન કરેતો કરે પણ શું? શું તે પોતાની પ્રિયાની સોડમાંથી સિદ્ધરાજનાં માણસોને હાથે એંચાઈ દૂર થવા અને કેદખાનામાં પડી સડવા ફસાઈ રહે? શું તે પોતાના તમામ શૂરાઓને મરતા જોઈ નિરાંતે બેઠો બેઠો જોયા કરે? અને અંતે તમામને પરવારે ત્યારે પોતાના મહેલમાંથી નાશી જાય? નહિ નહિ. ખરો ક્ષત્રી બચ્ચો જાગીર મળવાની હોય તે લેવા જતાં ઢીલ કરે, એટલી વાર પણ લઢાઇનો સાદ સાંભળ્યા પછી, દુશ્મન આંગણે આવ્યા પછી કરેતો તેની જનેતા લાજે, તેના કુળને કલંક બેસે. એવા દ્રઢ વિચારનો ક્ષત્રી રાજા પોતાનાં હજારો માણસો પોતાની ખાતર કપાતાં જોઈ કેમ બેશી રહે? તેના બોલાવ્યાથી આ વખત કોણ આવે અને તે લશ્કર એકઠું કરવા ક્યાં જાય? બસ તેને બીજું કાંઇજ ન સુઝ્યું. તે ઢાલ તલવાર સમેત મેદાનમાં પડ્યો. સેંકડો શૂરાઓની હાજરી લેતો, તેઓમાંથી મસ્ત સિંહની પેઠે માર્ગ કરાવતો પોતાના બરોબરીયા સિદ્ધરાજને શોધવા, તેને પોતાનું શૂરાતન, પોતાની ક્ષત્રીવટ, પોતાની રાણકદેવી વરવાની યોગ્યતા બતાવવા ચાલ્યો. પણ આ ધમાધમમાં તેને સિદ્ધરાજ ક્યાં મળે? તે ક્યાં મરવા આવ્યો હતો? તેનેતો જીવવા સારૂ આ બધી માથાફોડ હતી. તેને જીવીને રાણકદેવીને માણવા હજારો માણસોના પ્રાણ અપાવવા તથા લેવા હતા. તેના મનમાં હજી મોટી મોટી આશાઓ હતી. તેનું અંતઃકરણ કામદેવનાં ફુલનાં બાણથી વીંધાએલું હતું, તે લોઢાનાં બાણ ખાવા કેમ આગળ ધશે? તેતો ક્યાંહી રહ્યો, અને આ શૂરો સરદાર બની શકી તેટલી કાપાકાપી કરતાં આખા લશ્કરમાં મસ્ત બની પોતે ક્યાં છે ને શું કરેછે તેનું ભાન ભૂલી ગાંડા હાથી જેવા વીફરેલ સિંહ જેવા લોકોના ટોળામાં અજવાળું નિકળતાં સુધી સંહાર કરવા તથા સામટા માણસોને પોતાના હાથનો સ્વાદ ચખાડવા ઘૂમતો રહ્યો, પણ જ્યારે ચંદ્રમા નિકળ્યો, જ્યારે સિદ્ધરાજના લશકરે ખરેખરી મારામારી શરૂ કરી, ત્યારે તે જડાવ ઘરેણા પણ ચંદ્રનાકિરણ પડવાથી થતા ચળકાટથી, તેની ઉછળતી તલવારના ઝળકતા કબજાથી તે વરતાયો. તે બીચારો લઢવાનો પોશાક ક્યારે ધારણ કરે? હજી તેને પોતાની આં-

અમાંથી પીયા કાઢવાનો પણ વખત નહોતો મળ્યો, તેની મુંછોના વાગ સમા કરવાને પણ હાથને લાગ નહોતો આવ્યો, અને તે રાતે રંગમહેલમાં સજેલે શણગારે છેલા વખત સારૂ પહેરેલાં લૂગડાં ધારી સુતો હતો તેવોજ ઉઠી ઉભો થયો હતો. પાંચપચીશ માણસોએ તેજ રાયખેંગાર અથવા કોઈ મોટો સરદાર હોય એમ કલ્પના કરી બૂમ પાડી તેના ઉપર હુમલો કર્યો. સામટા માણસો તેના તરફ ધસ્યા. આ વખત તેની છાતીમાંથી શૂર અનહદ ઉછળતું હતું. તે હાથ હાથ ઉછળી એક એક ઘાથી એકેક માણસને પૂરો કરવા લાગ્યો, પણ અંતે તેના ઉપર તલવારોના ઘાનો વરસાદ વરસ્યો, તેનું શરીર વીંધાઈ ગયા સુધી તે લઢ્યો. અને અંતે તે પડ્યો તે પડ્યોજ રહ્યો. તુરત આખા લશ્કરમાં બૂમ ઉડી, બેચાર માણસે તેને ઓળખ્યો. અને થોડીવારમાં વાત બધે પ્રસરી ગઈ એટલે સોરઠના શૂરા નાઠા, કેટલાક મરણીયા થઈ પાંચપચાસને મારી અંતે કપાયા. હવે સિદ્ધરાજના લશ્કરમાં પાછું જોર આવ્યું, તેમના પગ સ્થંભ્યા, અને તેમનાથી કપાયા એટલા સોરઠીને કાપવા મંડ્યા. તેમાં જેટલાની જીંદગી બાકી હતી, જેઓને પોતાના વહાલા રાજાના મૃત્યુનો શોક કરવાનો હતો તેઓ બચ્યા ને બીજા ઇશ્વરને શરણે ગયા. એવી રીતે બાર વર્ષસુધી બંને લશ્કરનાં માણસોએ કરવા ધારેલ લઢાઈ મોટામાંમોટા વિગ્રહનો અંત એકજ પહોરમાં આવી ગયો.



## પ્રકરણ ૧૭ મું.

જ્યારે સિદ્ધરાજની ફતેહ થઈ, રાયખેંગાર કામ આવ્યો, તેના શૂરા અમીરો કપાઈ નિમકહલાલીમાં પોતાના શરીરનો ભોગ આપી તેની સાથે સ્વર્ગે ગયા, અને બાકીના નાસી ગયા ત્યારે જોવાનું કાંઈ રહ્યું નહિ એટલે તારાઓ એક પછી એક છૂપાવા લાગ્યા. ચંદ્રમા પણ અસ્ત થઈ ગયો. અને પુર્વે તરફ તેજનો પ્રકાશ વધવા લાગ્યો અને તેથી વિચિત્ર દેખાવ નજરે પડ્યો. લશ્કરના તમામ માણસો શહેરમાં લૂટ કરવાને કૂદી પડ્યાં, પણ સોરઠની શૂરી પ્રજાએ તેમનો

ધડો કર્યો નહિ. ઘણાખરા શ્રીમંતતો પોતાની મીલકત લઈ પરદેશ જતા રહ્યા હતા, પણ જે થોડા માણસો રહ્યા હતા, તેઓએ પણ પોતાનાં મજબુત કમાડ સજ્જડ વાશી મેડીયોની બારીયોમાંથી પથ્થરો નળીયાં અને છૂટું ફેંકાય તેના ધા કરતાં હતાં, તેથી લૂટનારાઓનું બરાબર ફાવ્યું નહિ. તોપણ તેઓ નબળાંપોચાં કમાડ તોડી ઘરોમાં ઘૂસ્યા અને જે હાથમાં આવ્યું તે લઈ ચાલતા થયા. દરબારગઢ આગળથી દરવાજા સુધી મુડદાંઓની હારોહાર ઢગલે ઢગલા જમીનને લોહીથી તર કરી, કોઈ ફાટેલ મોહે, કોઈ ઉઘાડી આંખોએ, કોઈ ટૂટેલ હાથે, કોઈ છુંદાએલ માથે, કોઇ ફાટી ગએલ છાતીએ, અને એવી કમકમાટ ઉપજાવે, જોતાં ચીતરી ચઢે, એવી ભયંકર સ્થિતિમાં સેંકડો આત્મા આ ક્ષણિક જગત છોડી, ગીરનારના કિલ્લાને દેહાર્પણ કરી ચાલતા થયા હતા. કેટલાક માંહે સસહતા હતા, પણ તેમની હાલત પણ વિષમ હતી. સારી પેઠે અજવાળું થતાંજ આ બધાની વ્યવસ્થા કરવાનું કામ ધમધોકાર શરૂ થયું. લુટફાટ બંધ પડી. સોરઠના અને ગુજરાતના પુરૂષ, અને સ્ત્રીઓનાં ટોળેટોળાં પોતાના સોબતીઓનાં મુડદાં શોધતાં. તે માલુમ પડેથી પોકે પોક મુંકી રોતા, તથા તેને ઉચકી ઠેકાણે લઇ જતા હતા, તેથી આખા મેદાનમાં બહુજ ભીડ થઈ રહી. દુર્ગંધીનો તો પારજ નહોતો. કાગડા, સમળી, ગીધ વગેરે ને ઊંઘમાંથી ઉઠતાંજ આ દેખાવ જોઇ અધીરતા આવી ગઇ, અને અકરાંતીયાની પેઠે લોકોના હાથનો માર ખાતાં સુધી મુડદાંને ખોતરવા માંડ્યાં. જેમ જમીનપર માણસોની ઠઠ બંધાઈ તેમ છાપરાં ઉપર આખા ગીરનારનાં પક્ષીઓની ઠઠ બંધાઇ. આખા શહેરમાં જવાન, વૃદ્ધ, પુરૂષ, સ્ત્રી અને બાળકો, અમીરને ગરીબ દરેક જગ્યાએ દરેક ઘરમાં હાય ઓય કરી રડાપીટ કરતાં હતાં. જેના સામું જોઇએ તે ચોધારાં આંસુએ રોતાં, છાતી પીટતાં અને સામાની આંખમાંહે આંસુ આણે એવા વિલાપ કરતાંજ હોય! જેમ માણસો રોતાં હતાં તેમ કૂતરાં પણ ઊંચું મોં કરી રોતાં, ગધેડાં પણ ભુંકતાં, અને બીજાં જાનવરો બરાડા પાડી પોતાની દીલગીરી જાહેર કરતાં હોય એમ જણાતું હતું. તમામ શહેરમાં શૂન્યકાર થઈ ગયો. અને દરેક માણસ

છાતી ફૂટ થઇ ગયું હતું, અને તેમ થાય એમાં કાંઇ નવાઇ પણ નહોતી. કારણ કંઇક ડોસા ડોસી પોતાના બુઢાપાની લાકડી રૂપ એકના એક પુત્ર જેના આધારે તેઓ જીવતાં જે સંસાર સાગરમાં તેમને પાટીયા રૂપ હતા, તેના ગેબ થવાથી તેમને ભૂખમરાને દુઃખ દરીયામાં ડુબતાં મુકી ચાલી જવાથી, સેંકડો છોકરાંઓ બાપ વિનાનાં નિરાધાર થવાથી, સામટી મુગ્ધાઓ પોતાના પ્રાણાધારથી હમેશને સારૂ વિખૂટી પડવાથી, અને બિચારી નવયૌવનાઓ જેમણે હજી શરમને લીધે પોતાના સ્વામીથી પૂરી વાતો પણ નહોતી કરી તેમના મનની મનમાં રહી. બાળપણામાં રંડાવાથી તેમના અંતઃકરણમાં, અને તેથી તેમનાં લાગતાં વળગતાંને જે દુઃખ થયું તે અસહ્ય હતું હરિ! હરિ! દરેક ઘરમાં શૂરા શાણાને વાહાલા માણસોની ખોટ પડ! અને તે કાંઇ દહાડો પૂરી પડવાની નહોતી! બચેલા કામદાર સરદાર અને નોકરો પોતાના પોષણ પોતાની ઇજતને માટે ફિકર કરી, પોતાના અન્નદાતાને સંભારી, ચોધારાં આંસુએ રોવામાં બીજુ કાંઇ પણ બોલી શકતા નહોતા. કોણ કોને દિલાસો આપે? કેટલાંક દુઃખથી બેભાન થઈ ગયાં, કેટલાંક ગાંડાં થઇ ગયાં, કેટલાંક સ્તબ્ધ થઇ ગયાં, અને બાકીનાં પણ રો કકળ કરી મુંઝાઇ જતાં હતાં. અને તે દિવસ શહેરમાં એટલાં બધાં મુડદાં પથરાઇ ગયાં હતાં કે ગીરનાર પાસે નહોત તો, તેઓને માટે વાંસકે બળતણ પણ પૂરૂં ન પડી શકત. તેઓના બળવાની દુર્ગંધથી આસપાસ રોગ ચાલ્યો. શહેરના રસ્તામાંથી સામટા દહાડા સુધી લોહીના ડાઘા ગયા નહિ, અને આખો દિવસ શહેર તથા છાવણીના માણસો સવારથી સાંઝ સુધી એજ કામમાં રહ્યા.

આ વખત જેને માટે આ પ્રમાણે હજારોની આશાઓ અફળ ગઈ, સેંકડો માણસોના પ્રાણ ગયા, અને આખા મુલકમાં હા હાકાર થઈ ગયો, તેના તરફ નજર કરીએ. એ બધાનું મૂળ, આ તમામ થવાનું કારણ જોઈએતો "રાણકદેવી" હતી. તેના રૂપને લીધે સિદ્ધરાજે સગાઈ કરી.રાયખેંગારે પોતાને માથે આફત વહોરી, અને આજે આ મોટી લઢાઇ પણ તેને માટેજ થઈ હતી, એ બધું

આપણે જાણ્યુંછે. તે બીચારી આવખત જેઠેકાણે તેને તેનો સ્વામી "હમણાં આવુંછું" કહી મુંકી ગયો હતો,તેજ મકાનમાં હતી. જ્યારથી તેને કાને નીચેના હુલ્લડનો માર મારનો અને કાપાકાપનો અવાજ પડ્યો, જ્યારથી તેનો પતિ તેના કાલાવાલા ન સાંભળતાં, એકદમ નીચે જવાને દોડી ગયો, જ્યારથી લડાઈનું જોર પૂર જોશમાં ચંદ્રના અજવાળાથી આવ્યું, ત્યારથી તેના હૃદયમાંથી આરામ, બેફિકરાઈ અને સુખ નાશી ગયાં, ત્યારથી તેના મનમાં ચિંતાનો કીડો પ્રકટી કરડવા લાગ્યો,ત્યારથી બળાપાનો અગ્નિ ધુંધવાવા લાગ્યો, ત્યારથી તેના હોંશ ઉડી ગયા, અને તે વિકળ ગાંડા જેવી થઈ જઈ આમ તેમ ઘડીમાં ઊંધું ઘાલી ઘભરાઈ રડવા, ઘડીમાં ઉઠીને બારીમાં તાકીને જોવા, તથા બહારથી આવતા અવાજ તરફ ધારીને કાન દેવા, ઘડીમાં પોતાના સ્વામીના વિજય સારૂ ઈશ્વર પ્રાર્થના કરવા, અને તે ક્ષેમ કુશળે પાછા આવે, તેને ભેટે,અને તેઓ સદાને માટે સુખી અને નિર્ભય થાય તેસારૂ માનતા માનવા, અને પોતાના ઈષ્ટ દેવને વહારે ધાવા વિનંતિ કરવા, અને ઘડીમાં ધીરજ ધારી ઈશ્વર ઉપર વિશ્વાસ તથા દ્રઢ નિશ્ચય રાખી સબુરી પકડવા, દુઃખ પામતા મનને તલપતાજીવને શાન્ત કરવા લાગી. પણ ત્યારથીજ તેના મનમાં નિરાશાની મોટી ફાળ પડી હતી. તેની જમણી આંખ તથા જમણું અંગ ફરકતું હતું. તેના મનમાં મહાભૂંડા તર્ક આવતા હતા. અને તેને આફતનું વાદળ પલાળી નાંખે, દુઃખનો ચાલ્યો આવતો પહાડ ચગદી નાંખે એમજ લાગતું હતું. તે પોતાના મનને ફરી ફરીને સમજાવતી ઠેકાણે, લાવવા પ્રાર્થનામાં રોકાવાનું કરતી, પણ તેતો ભૂંડા તર્કો કર્યાજ કરતું, આફતના ભૂતને સામું ઉભેલું જોઈ ડરતું, અને ધબકતું હતું. તેનું ચિત્ત ચગડોળે ચઢ્યું. તે ગાંડા જેવી થઈ ગઈ. અને તેને પોતાના શરીરનું, પોતાની સ્થિતિનું, અને બીજી કોઈ વાતનું ભાન રેહ્યું નહિ. આ બિચારી આવી રીતે ઘભરાય કષ્ટાય અને રોબાય તેમાં કાંઈ નવાઈ પણ નહોતી. પણ તેનો સ્વામી હજારો તલવારોના વચમાં,દુશ્મનોના જુથમાં જુજ માણસો સાથે કૂદી પડ્યો હતો તે ક્યાંથી બચે? બળતા

વનમાં તે દોડી ગયો હતો ત્યાંથી કેમ સહીસલામત આવે? જો કદાચ સામ સામું ધર્મ યુદ્ધ થયું હોત, ધોળે દિવસે આગળથી ચેતી લડાઈ આદરી હોત, તેના તાબામાં હતું તેટલા લશ્કરની મદદ તેના ઉપરી મણા નીચે તેની ઇચ્છા મુજબ વરતવાને મળી હોત, અને જો કદી સારા શુકન જોઈ તેના હાથે કંકુ ને અક્ષત ચોઢાવી ઈષ્ટ દેવની આજ્ઞા લઈ તે રણે ચઢ્યો હોત, તો આ દેવાંગનાને જરા ભરે અફસોસ એચેની કે દુઃખ ન થાત. કારણ તે ક્ષત્રાણીના પેટમાં પાકી હતી. તે ક્ષત્રીઓના સહવાસમાં સામટાં વર્ષોથી રહી હતી, તેથી તે પોતાના સ્વામીને આનંદથી યુદ્ધમાં આજ્ઞા આપત. તેને બરાબર યુદ્ધ કરવા ઉલટી ઉશ્કેરી તેના શૂરમાં વધારો કરત. ખુશીથી બારીમાં બેસી તેને યુદ્ધમાં જતો જોઇ ફુલે વધાવત, અને તેને તેના શૂરની યુદ્ધકળામાં પ્રવિણતાની, તેના શૂરાસામંત અને લશ્કર દુશ્મનને હરાવશે નહિ તો એકાએક હારશે પણ નહિ એવી ખાતરી હતી, તેથી તે પછીથી પણ વિકળ ન રહત. પણ આ વખત તેમાંનું કશું થયું નહોતું. તેઓ નિદ્રામાં ઘેરાઈ ગયા. તેઓ કપટથી, કૂટથી, વિશ્વાસઘાતથી અજાણ્યા સપડાઇ ગયા, તેઓ સુરચ્યા દગાબાજ યોદ્ધાઓના સામટા જુથમાં ગાફલ અને એકલા ફસાઈ ગયા, અને તે તેઓનો આખો કિલ્લો દુશ્મનના કબજામાં આવ્યા પછી તેઓએ જાણ્યું હતું, એટલે કોઈ પણ રીતનો બચાવ કરવો વૃથા છે એવું સ્પષ્ટ સમજે એવું હતું, અને તેથી તેનો પતિ દુશ્મનને મારવા નહિ પણ માત્ર કપાઇ મરવા દુશ્મનના કબજામાં આવેલ, આ દુનિયાંમાંથી બેઇજત ન થતાં છટકી જવાનેજ તેના પ્રાણનો શૂરાતનમાં ભોગ આપી સ્વર્ગ પામવાનેજ તે ગયો હતો, અને તેટલા માટે તે બીલકુલ નિરાશ ધભરાએલી અને કષ્ટાતી હતી. તોપણ જ્યાં સુધી આ બધી કલ્પનાઓ હતી, જ્યાં સુધી તેણે પોતાનો પતિ ક્યાં ગયો? તે શું કરેછે? એ કાંઈ નજરે જોયું અથવા ચોકસ સાંભળ્યું નહોતું, જ્યાં સુધી તે વારંવાર રાયખેંગારની, સોરઠની, અને દત્તાત્રયની જય સાંભળતી હતી, ત્યાં સુધી તેના મનમાં આશા હતી, ત્યાં સુધી તેને સુખનો ઝાંખો થએલો ઓલવાઇ જાય એવો થઈ ગયેલો દીવો પાછો તેજ થામ

એમ લાગતું હતું. ત્યાં સુધી ઇશ્વરની સહાયથી, પ્રારબ્ધની ગતિથી, દુઃખના દરિઆમાંથી ડુબતાં ડુબતાં બચી જાય એમ ધરાતું હતું. ત્યાં સુધી વખતે ચારે તરફથી સોરઠી શૂરાઓ કૂદી પડી, દુશ્મનને હઠાવે અને તેનો પતિ ઇશ્વર કૃપાથી એક બે જખમ ખાતાં પણ જીવતો રહી વિજય પામી પાછો ફરે, એમ માનવાને તેનું મન થોડી થોડી હા પાડતું હતું. પણ એટલો સુખનો અંશ, એટલી આશાની નિશાની એટલી મન વાળવાની વાત પણ ઝાઝીવાર ટકી નહિ. સિદ્ધરાજને રાવખેંગાર પડ્યાની ખબર પડતાંજ તેણે તેની દેહ પોતાનાં માણસોની સાથે ઉચકાવી છાવણીમાં પોતાના ખાસ તંબુમાં સખ્ત પહેરા નાચે મોકલાવી દીધી, અને તે પોતાની સાથે પોતાના બે માણસો પોતાને આવી મળેલા દગાખોરો લઈ યોદ્ધાઓને કપાતા મુંકી મહેલ તરફ આવ્યો. નહોતી તેને લઢાઇ બંધ રાખવાની દરકાર કે નહોતી તેને સોરઠના સરદારોને પકડવાની મરજી. નહોતી તેની લૂટવામાં વૃત્તિ કે નહોતી તેનો બંદોબસ્ત કરવામાં કાળજી. નતો તેને પોતાનાં હજારો માણસો કપાતાં જોઈ ગુસ્સો આવ્યો કે નતો તેને મુડદાંઓ જોઈ દયા આવી. તેનું મન તો પ્રથમથીજ મહેલમાં પહોંચી ગયું હતું. તેની બારવર્ષની આશા પૂરી થવાનો વખત ઘણા પ્રયાસ, ઘણી મહેનત અને ઘણા નુકસાન બાદ પાસે આવ્યો. તેણે લાંબા વખતથી અસંભવિત લાગતી વાત નજરે જોવાનો લાગ દીઠો, અને તેથી તેનું મન હોંશ આનંદ અને કામદેવથી ઉભરાઈ ગયું. તે આકુળ બાકુળ થઈ ગયો, અને તેને મહેલના બારણા સુધી જતાં એક પળ એક ઘડી જેવી થઈ પડી. જ્યારે તેઓ મહેલની નીસરણીએ ચઢીને માળ પર આપણે રાણકદેવી ઉપર જોઈ તેવી સ્થિતિમાં આવેલી—એક વખત મહા વિકટ ન પહોચાય એવા પહાડની ટોચ પર સામું જોતાં મારી નાંખે એવા શૂરાના કબજામાં હતી, તે આજે અબળા અનાથ નિરાધાર તરફડતી હતી, ત્યાં બારણા આગળ આવી તે બારણાં માંહેથી બંધ કીધેલાં જોઈ અટક્યા, ને હરામખોર, કપટી, ચંડાળ દેસલ બારણાં ઠોકી સાંકળ ખડખડાવી બોલી ઉઠ્યો "મામી વધાઈ છે મામી વધાઈ છે. મામા અને અમે ક્ષેમે આવ્યા ને

આપણો જય થયો માટે ઝટ બારણાં ઉઘાડો." બીચારી રાણી એકદમ ઝબકીને જાગી હોય તેમ ચમકી. તેનાં મનને પ્રથમ ભણકારો લાગ્યો પણ જ્યારે તેણે ફરીને એવા શબ્દ સાંભળ્યા, તેના ભાણેજનો સાદ ઓળખ્યો અને તેના ભોળા આત્માએ, રીબાતા મને આ વાત સાચી માની, ત્યારે તેની આંખમાંથી હર્ષનાં ચોધાર આંસુ આવ્યાં. તે જાગે છે કે ઉંઘે છે એ ભુલી ગઈ. તેનું મોં પ્રફુલ્લિત ગુલાબી થઈ ગયું.તેના શરીરમાં હર્ષ રગે રગ પ્રસરી ગયો.તે થરથરવા લાગી. તેના હૃદયમાં ઈશ્વરનો ઉપકાર ભરાઈ આવ્યો, અને તે "અમમાં પ્રાણનાથ! ધન્ય ભાગ્ય!" કહેતી ઉઠી, દોડીને સાંકળ ઉઘાડવા ગઈ અને તે ઉઘડી, જેવી પોતાના પ્રાણનાથને ભેટવા દોડી, જેવું તેણે પોતાના પ્રિયતમ નિરખવાને આંખો મટમટાવ્યા વિના ઉઘાડી રાખી ધારીનેજોયું, જેવી તે ગદગદ કંઠે, પ્રેમી અંતઃકરણે પોતાના વહાલાને વળગવાને ટટાર થઈ ધસી, તેવાજ તેણે અજાણ્યો માણસ, (અરે! અટકળે સમજી કે સિદ્ધરાજ) જોયો! હાય હાય! તે ફરીને ઠગાણી! તેને સુખનું સ્વપ્નું થઈ ગયું! અને તે જાગી ગઈ! તુરત તે અચકી ફીકી ફક થઈ ગઈ! જ્યાં હતી ત્યાંજ સજડ ચોંટી ગઈ! અને જેવો તેનામાંથી હર્ષનો ઉભરો નિસરી જઈ દીલમાં દીલગીરીએ પ્રવેશ કર્યો, કે તેના અચાનક આંચકાથી તેની આંખો તરી ગઈ, તેની ઈંદ્રિયો સ્વસ્થ થઈ ગઈ, ને તે ,"હાય દગો" કહેતી જોરથી તેની કોમળ છાતી ઉપર નાજુક હાથ મારી ચક્કર ખાઈને ધરણી પર ઢળી પડી! હરિ! હરિ! ભલે કર્મની ગતિ!! અરેરે આશાભેર દોડી જઈ નિરાશ થવું, સુખ લેવા જતાં દુઃખના કૂવામાં પડવું, અને તે વળી પ્રીતિની બાબતમાં? એ ઘણુંજ ત્રાસદાયક દુઃખ અને વિનાશ કર્તા છે. એ વખતનું દુઃખ જેને વિત્યું હોય તેજ જાણે. એ વખતના મનની સ્થિતિ જેને અનુભવ હોય તે કળી શકે. તેના પડવાથી મોટો ધબકારો થયો. સિદ્ધરાજ તથા તેના સોબતી દોડી આવ્યા. તેને ઉચકીને પલંગ પર સુવાડી, અને તેની આસનાવાસના કરવા લાગ્યા.

આ બધી ગડબડથી, ધમધમાટથી અને સારી પેઠે અજવાળું થવાથી તે પલંગની પાસે નાની પલંગડી પર સુતેલ છોકરો જા-

ગી ગયો, તે બેઠો થયો. આસ પાસ જોઈ ધભરાઈ પોતાની માને બોલાવવા અને ઉભો થઈ તેની માની પાસે જઈ નિર્દોષપણે અરેરે!! અજ્ઞાનપણાને લીધે! તેના પડખામાં લેટી પોતાના નાજુક કોમળ હાથ વડે તેનું મોં હલાવી "મા, ઓ મા કેમ બોલતી નથી?" એમ કહેવા લાગ્યો. તે બિચારો શું જાણે કે આ બધી શી ગડબડછે? તેને કેમ સમજાય કે તેઓના ઉપર ઈશ્વરે કોપ થયોછે? કાળો કેર ગુજર્યોછે? અને મોટામાં મોટા દુઃખમાં તે સપડાયોછે? જ્યારે આ એલ સિદ્ધરાજે જોયો, તે કેળના ગર્ભ જેવા ગોરા જાડા તથા તેજસ્વી છોકરાને ઓળખ્યો, ત્યારે તેની પાપી આંખમાં ખુનસ ભરાઈ આવ્યું. તેને અદેખાઈ આવી અને તે તાકીને તેના તરફ જોવા લાગ્યો, એટલે છોકરો પોતાના સહવાસવાળા પોતાની ફઈના દિકરા દેસલજીને પૂછવા મંડ્યો "ભાઈ આ કોણ છે? મારા સામા કેમ ડોળા કાઢે છે?" અરે! બીચારા દુર્ભાગી છોકરાને કોઇએ કાંઈ જવાબ ન દીધો, એટલે તે ફરીને પોતાની માને જગાડવા લાગ્યો. તેના કોમળ હાથ મિઠા સાદ અને કુદરતી પ્રીતિમય સ્પર્શથી તેને ભાન આવ્યું. તુરત તે ઝબકીને બેઠી થઈ ગઈ અને સિદ્ધરાજને પોતાની પાસે બેઠેલો જોઈ પલંગપરથી કૂદી પડી દૂર જઈ ઉભી. તેની આવી રીતે બેઆબરૂ કરવાને, પોતાના પતિનો વિજોગ પડાવવા અને તેનું શાન્ત મન ડોળી નાંખી સદાને માટે સુખનો નાશ કરવાને, આ ત્રણે જણે દેખાવ દીધો ત્યારથી તેના મનમાં એવો મોટો ઘા લાગ્યો કે તે કદી રૂઝાયો નહીં. તેના મનમાં એવી બેચેની પેદા થઈ કે તે કદી મટીજ નહીં: તેના શરીરમાં ચિંતાનો એવો મોટો કીડો પ્રકટ્યો કે તે કદી નાશ પામ્યોજ નહીં. અને તેને આ ત્રણે શખ્સના તરફ એવો ક્રોધ ઉત્પન્ન થયો કે તે કદી શમ્યોજ નહીં. તે આ વખત ગુસ્સાથી રાતી ચોળ થઈ ગઈ. તેની આંખ હીંગળોકવરણી, તેની મુખાકૃતી ચંડીકા જેવી બની, અને તે થરથરવા લાગી. તેણે આસપાસ જોયું પણ અફસોસ! ત્યાં કાંઈ હથીયાર પડ્યું નહોતું. જો તેની પાસે એક કટાર કે છરી પણ હોત, તો તે જરૂર આ શખ્સો ઉપર હુમલો કરત, તેમાંના બની શકત એટલાને મારી પોતે મરત અને પોતાનો

ગુસ્સો, પોતાનું શૂર, પોતાની હીંમત, શત્રુના દીલમાં દરશાવત એવું તેનો ચહેરો જોતાંજ સમજાતુ હતું. તેનું ચાલે તો તે ત્રણે જણને આખાને આખા ખાઈ જાય પણ લાચાર ! આ વખત તેનું કાંઈ ચાલે એમ નહોતું. તે એકલી અનાથ અને સ્ત્રીજાત તથા સામા ત્રણ હથીઆરબંધ પુરૂષો !! તાકી તાકીને પોતાના ભાણેજો તરફ તે જોવા લાગી. તેઓના ઉપર પોતાનો બતાવેલો પ્યાર, તેઓને માટે પોતે રાખેલી કાળજી, કીધેલાં અહેસાન અને લાડ એક પછી એક તેને યાદ આવ્યાં, અને તે સાથે તેને જુઠી વધામણી દઈ દુશ્મનને ઘરમાં ઘાલ્યો એ સાંભર્યું ત્યારે તેના મનમાં ગુસ્સાનો પાર રહ્યો નહીં. તેને આ લૂણહરામ દગાખોર કૃતઘ્ની જોઈ પાપી દુનીઆં ઉપરથી એટલી બધી પ્રીતિ ઉઠી ગઈ કે તે કદી પાછી ચોટીજ નહીં. જેમ જેમ તે વધારે વિચારવા તથા દુશ્મનો તરફ ગાંડી જેવી બની તાકીને જોવા લાગી, તેમ તેમ તેના મનમાં ગુસ્સો વધતો ચાલ્યો, અને તેથી તે અંતે શુન્ય જડ જેવી, ઇટાલીયન કારીગરની પુતળી રૂપ, ઇંદ્રની ક્રોધાવેશમાં આવેલી અપ્સરા, અસુર ઉપર કોપેલી અંબિકા રાવણ ઉપર તપેલી સીતા જેવી બરોબર નજર આવતી હતી. આ એલ જોઇને પ્રપંચી દુનીઆંથી વિરક્ત જેવા નિર્દોષ અજ્ઞાન બાળકે પલંગ ઉપરથી ઉતરી તેની પાસે જઈ તેના પગોમાં ઉભો રહી તેનો છેડો ઝાલી ઊંચું મોં કરી તેને બોલાવવા તથા કાલા કાલા પોતાનો બાપ ક્યાંછે, આ લોકો કોણ કેમ આવ્યાછે, એ સંબંધી સવાલો પૂછવા લાગ્યો, અને છેવટ તેણે ફરી ફરીને પૂછી હઠ લીધી, ત્યારે તેનું હૃદય ગળગળી ગયું, તેની આંખોમાંથી ચોધારાં આંસુની હાર તેના રક્તવરણા ગાલ ઉપર થઈ તેની સાડી ભીંજવવા માંડ્યાં, તેમ તેમ છોકરે વધારે પૂછપરછ કરવા માંડી. અને અંતે તેણે પણ પોતાની માને દુઃખી થતી જોઈ રડવા માંડ્યું. આ વખતનો દેખાવ પથ્થર જેવા દીલના માણસને પણ અસરકારક હતો, પણ કામાધીન સિદ્ધરાજને એથી કાંઈ અસર થઈ નહીં. તેની આંખમાં પાપીવિકારનાં પડળ બંધાઈ ગયાં હતાં, તેના કાન આડા સ્વાર્થી પડદા બંધાઈ ગયા હતા. તેના મનમાં દુષ્ટ શેતાન હકુમત ચલાવતો હતો, તેથી તેની આંખ અને

કાન મારત્તે દયા ઉપજવાને બદલે મનપર જુદીજ અસર થઈ. તે તો આ રંભાનું રૂપ, તેની ક્રોધના આવેશમાં ખીલી નિકળેલી આકૃતિનેજ જોવા લાગ્યો. તેને નખશીખ નીરખવા લાગ્યો, અને તેથી પોતાના મનમાં દાખલ કરેલા પાપી કામને વધારવા અને તેને વધારે આધીન થવા લાગ્યો. અને એ પાપી વિકારથી એવાતો બહેરો અને આંધળો થઈ ગયો કે, તેના મનપર આ દયામણો દેખાવ જરા પણ અસર કરી શક્યો નહીં! અને તે ક્યાંથી કરે ! આ વખત તે સિદ્ધરાજજ નહોતો. પોતાના સ્વાર્થને સારૂ, પોતાની ઇચ્છા પૂર્ણ કરવા સારૂ, તે એટલો બધો આતુર હતો કે તેની જ્ઞાનેંદ્રિ ક્યાંહીં દબાઈ ગઈ, તેની વિવેક બુદ્ધિ, સારાસારની સમજણ જતી રહી. અને તે પાપી કામદેવને પોતાના મનની માલીકી સોંપવાથી, તેનો અમલ રગેરગ પૂરજોરથી આપવાથી એવો મુર્ખ ક્રૂર ને પાપી થઈ ગયો કે, તેના જ્ઞાનનું, અનુભવનું, વિદ્યાનું, સદ્બુદ્ધિનું કાંઈજ ચાલ્યું નહિ. જેમ જેમ વખત જતો ગયો,તે આ સુંદરીને ધારીને જોતો ગયો, તેમ તેમ તેને દુષ્ટ વિચારો વધતા ગયા, તેની મતિ બદલાતી ગઈ, અને તેની આંખ કામાતુર સ્પષ્ટ દેખાવા લાગી. બિચારી રાણકદેવી! તેનો ડોળ જોતાંજ તેના મનના વિચાર સમઝી ગઇ અને છોકરાને ઉચકી ઝડપકરી ચાલી નિસરવા પાછાં ફરી બે કદમ પણ પૂરાં નહોતી ગઈ, કે સિદ્ધરાજ ઉઠ્યો, તેના હાથમાંથી કેળના ગર્ભ જેવો દીઠો ત્યારથીજ આંખમાં આવેલો છોકરો ઘાતકી રીતે બાહુડું પકડી જેમ ગાય પાસેથી વાછડું ઝોંટી લે, જેમ મુરઘી પાસેથી-તેની પાંખો નીચેથી તેનું બચ્ચું પડાવી લે, જેમ બકરી પાસેથી તેનું કુમળું, ધાવતું તેની આસપાસ ગેલ કરતું બકરૂં ખાટકી ગરદન કાપવા ખુંચી લે, તેમ સિદ્ધરાજે નિર્દયપણે છોકરાને ખેંચી લીધો. નતો તેની માની સોડમાં લપાઈ ગયેલો પ્યારથી તેને ચોંટી ગયેલો જોઈ તે ખંચાયો, કે ન તો તેના મનપર આવી આફતમાં આવેલ અબળાને તેની જીવન દોરી, તેના હૈયાનો આધાર, તેના બળતા મનને જરા ઠંડક કરનાર, તેના દુઃખથી કાયર થયેલા તોબા પોકારી ગએલા આત્માને વિસામો દેનાર પુત્રને ખેંચી લેવાથી,તે તેની માછે, તેના ઉપર કુદરતી તેણી-

નો અનુપમ પ્યાર છે, અને એટલા માટે તેના દાઝેલા શરીરપર ડામ રૂપ, તેના લાગેલા જખ્મને મીઠા રૂપ, તેના હૈયાના બળતામાં ઘી હોમવા રૂપ અને તે દુઃખથી પડી ગએલીને પાટુ રૂપ દુઃખ દેવાથી તે કેવી રીબાશે,તેનું કાળજું કેવું ભેદાશે, તેને કેટલું લાગશે એ વિ. શેનો કશો વિચાર ન આવ્યો. ખરેખાત વારંવાર કહેવું પડેછે કે કામાતુર થએલ તેથી આવખત તે સિદ્ધરાજ જયસિંહજ નહોતો. તેને આ વખત તે સારૂ તો જે હલકું વિશેષણ લગાડીયે તે ચાલે. કારણ તેણે આટલેથી બસ રાખ્યું નહિ. તેના મનમાં આ સ્વરૂપવાન તેજસ્વી પ્રતાપી દેખાતા છોકરાને જોઇ અદેખાઇ આવી. તેમાં પણ જો તે રાણકદેવીને પરણયો હોત તો, પોતાને એવા પુત્ર થાત, એવા દ્વેષભાવથી પોતાની આશા ભંગ કરનાર, પોતાની કહેવાએલી અનુંપમ અપ્સરાનું હરણ કરનારનો પુત્ર તેની આંખમાં વધારે આવ્યો. વળી તેણે નક્કી કર્યું કે, મારૂં આવું મોટું અપમાન કરનારના કુળનો તો નાશજ થવો જોઇએ. આ મહા અપરાધના બદલામાં એવીજ સજા કરવી જોઈએ કે જે જગત જાણે, જેથી મારા દુશ્મનોના દીલમાં ત્રાસ પેસે, આજ પછી મારા સામી કોઈ ઊંચી આંખ કરવાનું મન ન કરે. આવા મનસુબા તેના મનમાં ઉઠતાંજ તેણે પોતાનું તગતગતું ખાંડું ઉઘાડ્યું અને રીબાતા રાડો પાડતા ચોધાર આંસુએ રોતા તથા થરથરતા બાળક નિર્દોષ પ્રાણીને એકજ જખ્મથી અરે તેની દુઃખમાં ડુબતી માના દેખતાં જોતાં જોતાંમાં પૂરો કરી ફેકી દીધો!! શું તેનો નિર્દોષ આત્મા આવી ક્રૂર સજા ખમવાને ગુન્હાગત હતો? શું તેનું સુંદર શરીર આવી રીતે નાશ પામવાને લાયક હતું? શું આવી રૂપાળી ગુલાબી ફુલની કળી આમ ફોકટમાં ખરી પડવાને યોગ્ય હતી? તેનું કોમળ સુવાળું નાજુક રૂપાળુંગળું આવી સખત લોઢાની તલવાર ખાવાને, અરેરે!! તેમાંથી લોહી તેને પાવાને માટેજ સૃજેલું હતું??હરિ હરિ!! કેવો અનર્થ કેવો અન્યાય!! અને કેવો ત્રાસ દાયક દેખાવ!!! આફતમાં ઘેરાઈ ગએલી, દુઃખના સમુદ્રમાં ડુબતી, મોટા શૂરા રાજાની રાણી,હજારોની માલીક,સુનીતિવાન, સ્વરૂપા માતાને પોતાના વહાલા

પુત્રનું આવી રીતનું થયેલું મૃત્યુ હાય હાય! તેનું છૂટું લોહીની ધાર કાઢતું હાથ પગ તરફડાવતું અવાચક ધડ, તથા નિર્મળ ચળકતી પાણીથી ભરેલી રોઇને રાતી થએલી આંખોવાળુ, ગુલાબી લોહીથી લદબદ થએલું બીજી તરફ પડેલું માથું જોઈ, શું નહિ થયું હોય?! આ વખત તેના મનમાં શું લાગ્યું હશે એ લખવાને મારી કલમ અશકતછે. જોતાં જોતાંમાં વિના કારણે કાંઇપણ બોલ્યા ચાલ્યા શિવાય તેની પાસેથી અમુલ્ય રત્ન લઈ લેઈ તેના કટકે કટકા કરી નાશ કીધો! આ ગુલાબી કળી તોડી લઈ તેને મસળી નાંખી! એ જોઇ તેની મા-જનેતા તેને જગતમાં સહુથી વધારે ચહાનારી સ્ત્રી જ્યાં હતી ત્યાંજ સ્થંભી ગઈ! નતો તે રોઈ શકી કે નતો તે કાંઈ બોલી શકી! નતો તે તેની આંખ બંધ કરી ગઈ કે નતો તે મટમટાવી શકી! જ્યાં હતી ત્યાંજ સ્થંભી ગઈ, અને ગાંડી જેવી ઉભી રહી! તેનું દીલ આ વખત ખસી ગયું, તે ચિત્તભ્રમ થઈ ગઈ અને ટગર મગર દયામણે ચહેરે જોવા લાગી. તે ઉંઘેછે કે જાગેછે, મરી ગઈ છે કે જીવતી છે, આ ખરૂં જુવે છે કે જાદુછે, એ બાબતની ભ્રાંતિમાંજ રહી, તેને કાંઈ સાચું લાગ્યુંજ નહિ, અને તેમાં કાંઇ આશ્ચર્ય જેવું પણ નહોતું. તે શું જાણે કે એકજ ઘોઘડીયામાં તેના ઉપર આવી રીતે ઇશ્વર કોપ થશે, કાળો કેર ગુજરશે, અને સત્યાનાશ વળશે? જે વાત થવી તેણે સ્વપ્નામાં પણ નહોતી ધારી તે અચાનક થઈ પડી. નતો તેને આગળથી કાંઈ તેનો ડોળ ડાળ જણાયો કે નતો તેને કોઇપણ વખત એવી કલ્પના આવી. તેના જોતાં જોતાંમાં તેના માથા ઉપર આવેલ સુખનો સૂર્ય અસ્ત થઈ ગયો. તે ક્રમવાર ઉતરવાને બદલે એકદમ ઘડી પહેલ જે આશાના પર્વતની ટોચ લગભગ હતી ત્યાંથી તેના તળીયામાંજ આવી પટકાણી. જે સુખોમાં જે વિચારોમાં, જે સ્થિતિમાં તે સૂતી હતી તેથી ઉલટોજ ડાળ તેણે જાગીને જોયો, અને જેમ વખત જતો ગયો તેમ જોવા લાગી. એથી તેનું કાળજું ખસી ગયું, અને તે હતી ત્યાંજ ઉભી રહી. એટલામાં વળી અધુરામાં પૂરૂં થવા જેવું થયું. જે બારણાના થડમાં રાણક દેવી ઉભી હતી, અને જેમાંથી તેને સટકી જવાનો ઇરાદો હતો તે

ઉઘડ્યું. અને તેમાંથી બે વડારણો તથા એક છોકરો નિકળી આ-વ્યાં. પણ તેઓનો આ ધોંધાટ જોતાંજ, આ ડોળ સામું તાકતાંજ સ્થંભ્યાં અને અચક્યાં. તેઓના ચહેરા ઉપરથી સમજાતું હતું કે તેઓ ધરનાં બળ્યાં વનમાં ગયાં તો વનમાં લાગી આગ જેવી હાલ-તમાં આવી પડ્યાં.

જે વખત સિદ્ધરાજ આ ખાસ મહેલ ઉપર ચઢ્યો તે વખત મહેલમાં કોઇ ચોકીદાર છે કે નહિ એ વિશેનો બંદોબસ્ત પ્રથમથી કર્યો હતો. તેનાં માણસો આ ખાસ મહાલયની આજુબાજુ તમામ ઠેકાણે ચોકી કરવા ફરી વળ્યાં ત્યારે, તેની બે વૃદ્ધ ખવાસણો તથા આ છોકરો છુપીને ખાસ મહેલમાંના અંધારા ઓરડામાં ભરાયાં ને જ્યારે તે સીપાઇયો તમામને પકડી નીચે ગયા ત્યારે તેઓ પોતાના મોટા રાજપુત્રને તેની માને સોંપવાને છાનાંમાનાં આવ્યાં અને કાંઈ પણ ખડબડાટ કર્યા વિના બારણાં ઉઘાડી અંદર પેઠાં. તેઓએ જાણેલું કે રાણકદેવી એકલી હશે માટે તેને તેની થાપણ ચુપચુપ સોંપીએ, અથવા તે કહે તેમ મદદ આપીએ. આવી રીતે તેઓ જે બ-લાથી દૂર જવા માગતાં હતાં તેના મોં આગળ આવી સપડાયાં. જે શખસોથી તેઓ છુપતાં હતાં તેનીજ પાસે રજુ થયાં. જેનાથી તેમને આ અમુલ્ય પાટવી છુપાવવાનો હતો તેનાજ પાસે હાજર કીધો, એ તેઓએ જાણ્યું તેવાંજ ચમક્યાં, આકુળવ્યાકુળ થયાં, પણ તે સાથે જ્યારે તેઓએ પોતાના નાંના હસમુખા-કાલું કાલું બોલનાર વગર બોલાવે આવી વળગનાર આખા ને મન ગમતા-બાળપણથી પૂર્ણ પ્રતાપી નિવડે એવી ખાતરી આપનાર અહા! મીઠડા ડગાયચાનું મુડદું જોયું! તેનું ધડ અને માથું લોહીમાં તરબોળ જુદાં જોયાં, ત્યારે તેઓ પણ રાણકદેવી જેવાં થઈ ગયાં. નતો તેઓ કાંઈ બોલી શક્યાં કે નતો કાંઈ કરી શક્યાં, અજ્ઞાન રાજકુમાર જે અગીઆર વર્ષનો હતો તે પણ પોતાની માની ઓથે ઉભો રહ્યો. દુશ્મનના હાથમાં ઉઘાડી તલવાર જોઇ, પોતાના રમતગમતના સોબતી ભાઈને મરેલ જોઈ, પોતાની જોડ ખંડીત થઇ, અને બાંહે ટુટી પડી જાણી, ડસી ગયો અને તેને વળગી ગયો. આ છોકરાને જોતાંજ સિદ્ધરાજ

તેને ઓળખી ગયો, અને તેને પણ જમપુર મોકલવા જેવો આગળ ધશી ખેંચવા લાગ્યો તેવી છોકરે કાળી રાડ પાડી અને તે એવી કારમી ડરામણી તથા અસરકારક હતી કે સિદ્ધરાજનો હાથ તેથી ધીમો થયો અને છોકરો છૂટી પાછો પોતાની માની સોડમાં લપાઇ થરથરવા લાગ્યો.

આ વખત રાણકદેવીનો ડોળ જુદોજ તરેહનો હતો. તેના મનમાં જે નિશ્ચય થવાનો તે આ ખેલ જોઈ થઈ ચુકયો હતો. પોતાનું મુકામ સંસારમાંથી ઉઠવાનું તેણે જાણી લીધું, અને તેથી હવે લૂટાણા પછી ભય શો ? એવી કલ્પના કરી અડધી ગાંડી તથા અડધી ડાહી મનોવૃત્તિથી બોલી ઉઠી.

"માણેરા તું મ રોય, મ કરચ આંખ્યો રાતીયો"
"કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીયે"

પણ આ ભયંકર ખેલ તેની વડારણોથી ઝાઝીવાર જોઇ શકાયો નહિ. તેઓતો પોતાના પ્રાણ ખોવા કરી કૂદી પડી અને છોકરાને છાતી સરસો લઈ ઉપાડી ચાલી. સિદ્ધરાજ પણ તેમને ખાળતાં અટકયો અને તે માત્ર એટલાજ અક્ષર બોલ્યો "કાંઇ ચિંતા નહિ. જો રાણકદેવી ખુશીથી મારી સાથે પાટણ નહિ આવે તો પછી એ છોકરાને પણ જોઈ લઇશું. હાલ ભલે એને લઇ જવાદો." આટલું બોલતાં નીચેથી તેના સરદારોની બૂમ આવી અને તમામ વાતની વ્યવસ્થા કરવા, કપાએલ ફોજની ખબર લેવા અને બીજો ઉચિત બંદોબસ્ત કરવા દાદર નીચેથી વિનંતિ કરી અગત્ય બતાવી તે તેણે સાંભળી. વળી તેણે જોયું કે આ વખત રાણકદેવીને શબ્દ કહેવા વૃથાછે, માટે હાલ જે મનની વાત થોડા શબ્દોમાં જણાવી છે તે બસછે. એટલે તેને તેના છોકરા સમેત છાવણીમાં સખત પહેરા નીચે લઈ જવી અને પછી જોઇ લેવું. આવી રીતે વિચાર કરી તે નીચે ઉતર્યો. મહેલનો પરીપૂર્ણ જાપતો રાખી તેમાંથી રાણકદેવીને તથા તેના જીવતા રહેલા છોકરાને છાવણીમાં લઇ જવા

બંદોબસ્ત કર્યા અને પોતાના સરદારો સાથે સોરઠના સરદારો સોરઠના મુલક અને લશ્કર અને રૈયત વગેરેની વ્યવસ્થા કરવાની કડાકુટમાં રોકાયો.



## प्रकरण १८मुं.

સિદ્ધરાજની છાવણીના એક તંબુની અંદર પલંગ ઉપર આપણી રાણકદેવી બેઠી હતી. આ વખત તેની સ્થિતિ દયા ઉપજાવનારી હતી. તેની કાયાનો માલીક, તેનો શિર છત્ર, સૌભાગ્ય રક્ષક, પ્રાણનાથ તેને રોતી બેચેન થતી મૂકી ગયો તે પાછો આવ્યોજ નહિ. નતો તેણે કાંઈ સંદેસો કહાવ્યો કે નતો કાંઈ તેના સમાચાર બારોબાર સાંભળવામાં આવ્યા. તેના હૃદયમાં ઘા ઉપર ઘા વાગે જતા હતા. તેના પ્રાણનાથનો વિયોગ, તેના પ્રાણાધિક પુત્રનું મરણ અને પોતાના કટ્ટા દુશ્મનના કબજામાં તેનું સપડાવું એ તેના હૃદયને કોરી બેચેન કરનાર અને નિદ્રાને ભયંકર સ્વપ્નાંથી ઝેરી કરનાર થઈ પડ્યાં હતાં. આ વખત તે એકલી નિરાધાર અનાથ બેઠી બેઠી મનને સમજાવતી હતી. તેને દીલાસો આપનાર, તેની દયા આણીને મદદ કરનાર, તેના મનમાં ધુંધવાતો બળાપો સાંભળી ઠંડી પાડનાર કે તેની આંખનાં આંસુ લોહી છાંની રહે કહેનાર કોઈજ નહોતું. તેનું જે હતું તે હમેશને સારૂ ગયું હતું. તેથી તેના મનનું સમાધાન કરવાને તે એકલી શી રીતે સામર્થ્યવાન થાય? જ્યારે તે પોતાની કલ્પના શક્તિથી પોતાના પતિનું શૂરાતન જે મેદાનમાં ગયો તેની તે વખતની સ્થિતિ અને સિદ્ધરાજનો જય સંભારતી, ત્યારે તેને લાગતું હતું કે તે હવે એકલીજ રહી ગઈ. તેનો સ્વામી કુળ ધર્મ પ્રમાણે યુદ્ધમાં દેહાર્પણ કરી શાસ્ત્ર આધારે સ્વર્ગના દરવાજા આગળ અપ્સરાઓને નાપસંદ કરી તેની વાટ જોતો હશે; કારણ હજારો તલવારોમાં કુદી પડેલ શૂરો ક્યાંથી જીવે! અને તેથી પોતાના પતિવૃતપણાના આધારે પોતે ભવજાળથી તરવા અને સાત પેઢીને તારવા લાગ આવ્યો જાણી, પોતાના પ્રાણનાથને અનંતકાળને માટે મળવા જવા તત્પર થઈ જતી અને

તેથી તેના શરીરમાં સત ચઢી આવતું; પણ જ્યારે કદાચ તે સારા વખતની વાટ જોઈ ફોગટમાં પ્રાણ ન ખોતાં "જીવતો નર ભદ્રા પામે" એ ગોખી નાશી ગયો હોય, આ દુનિયાંના કોઈ ખૂણામાં સંતાઈ પાછા સુખી થવા પ્રયત્ન કરતો હોય, અથવા ઘાયલ થઈ નગર રાજ્ય કુટુંબ અમીરોને લશ્કર છોડી પોતાના કટ્ટા શત્રુના કબજામાં બેઆબરૂ બંધવા તરીકે, ઘાયલ થઈ પાંજરામાં પુરાએલા સિંહની પેઠે અકળાતો, માથું પટકતો, તેના વિયોગમાં નિસાસા નાંખતો, આંસુનો વરસાદ વરસાવતો હોય તો તેને આ દુનિયાંમાં એમને એમ મૂકી પતિ મૂવા વિના સતી થવા ચાહ્ય તો તે કેમ બને? કદાચ તે કષ્ટાઇને પ્રાણ ત્યાગ કરે તો આ લોક અને પરલોકમાં હમેશને માટે વિખૂટી પડે, એવી કલ્પના ઉઠતી ત્યારે તે ધીમી પડતી, વધારે તજવીજ અને ખાતરી કરવા આતુર થતી, અને ધૈર્યતાથી જે બને તે વેઠવાને તૈયાર રહી પોતાના સ્વામીનું કલ્યાણ થવા, તેનાં દુઃખો દૂર કરવા, ઇશ્વર પ્રાર્થનામાં લીન થતી હતી. તેમ છતાં તેના મનની વિકળતા અસહ્ય હતી. તેને એકે વાત કરવી સૂઝતી નહોતી. તેનું મન કશામાં પરોવાતું નહોતું, અને તેથી તે પાણી બહાર પડેલ માછલીની માફક તરફડતી હતી. તેના મનમાં એવો ઘા લાગેલ હતો, તેના શરીરમાં એવો અગ્નિ પ્રકટેલો હતો કે તેની વેદના તેણીનાથી ખમી શકાતી નહોતી. તે ઘણીએ ધૈર્યતા રાખતી, ગુરૂનો ઉપદેશ સંભારતી, આફતમાં રડી દુશ્મનને રાજી કરવા, ઇશ્વર મરજી હશે તેમ થશેજ એવો નિશ્ચય કરવા, બુદ્ધિને દોડાવતી પણ તેનાથી ઘબરાઈ જવાતું, રડી પડાતું, અને ડસકે ડસકાં નિસાસે નિસાસા મુંકી બેભાન ગાંડા જેવું થઈ જવાતું હતું. જ્યારથી તેનો સ્વામી તેના પાસેથી ગયો ત્યારથી તેના શરીર પર વિયોગ રૂપી ભૂત ભરાયું હતું, તે ભૂત કાઢનાર ભૂવો, તેની વેદના મટાડનાર વૈદ્ય દુનિયાં ઉપરથી ઉડી ગયો હતો; અને તેણીનું સંસારીક સુખ પોતાની સાથે લેતો ગયો હતો, એટલે બીજું તેને કોણ સુખી કરે? તે શી રીતે ઠંડી થાય અને શાન્તી પામે? અને ટુંકામાં તેની અવસ્થા જેમ જેમ સ્વામીનો વિયોગ વધતો ગયો, સંકટનો સમય લંબાતો ગયો, તેમ તેમ વધારે દયા લાવવા જેવી થતી ગઈ.

સિદ્ધરાજે તેના પ્રિય પુત્રનો પ્રાણ લીધા સુધીની હકીકતથી આપણે વાકફ છીએ એટલે તે આંહી શી રીતે આવી એ વગર કહે સમજાય એવુંછે, તો પણ ટુંકામાં કહેવું ઘટીત લાગે છે,કે જ્યારે શહેરમાં ઠામ ઠામ ચોકી બેઠી, હથીયાર બાંધનાર નાંના મોટા સરદાર, નોકર હાથ આવ્યા, તે કેદ થયા અને દંગો ફિસાદ ન ઉઠે એવા મનમાન્યો બંદોબસ્ત થયો કે, રાણકદેવીને લેવા રથ અને કેટલાક સરદારો આવ્યા. રાયખેંગાર અને રાણકદેવી સાથે મરી ગયાં હોય અને તેમનાં મુડદાંને અગ્નિસંસ્કાર કરવા કાઢી જતા હોય તે વખત શહેરની વસ્તી અને દરબારીઓની હાલત થાય, તે કરતાં પણ અધિક ભયંકર -હૃદય ભેદક સ્થિતિ આ વખત આખા શહેરની થઈ રહી. જ્યારે રાણકદેવી પોતાના પુરાતન મહાલયમાંથી બળાત્કારે ઉઠી પોતાના એકના એક પુત્ર–દુનિયામાં બાકી રહેલ માયાપુંજી–નો હાથ ઝાલી જ્યારે દરબારની ડહેલી ઉપર આવી ત્યારે તેને એજ મહાલયમાં પેસતાં આજથી બાર વર્ષ ઉપર વાગેલી ઠેશ યાદ આવી. તેને પોતાનો માનીતો મહેલ, પોતાની પ્રિય પ્રજા અને શાણી સાહેલીઓ અને સુંદર શહેર સદાને સારૂ આવી સ્થિતિમાં મુંકતાં એવું માઠું લાગ્યું, એટલું દુઃખ ઉપજ્યું કે તે પોકે પોક મુંકી નાંના છોકરાની પેઠે રડી પડી. પાંચ પાંચ મિનિટ સુધી પોતાની વહાલી વિશ્વાસુ વડારણોને તે ચોંટી રહી. પોતાનાં જે વસ્ત્રાભુષણ તે વખત હાથ આવ્યાં તે તમામ છૂટે હાથે વહેંચી આપ્યાં. અને પોતાના શરીર ઉપરનાં આભુષણ પણ ઉતારી સાધ્વી સ્ત્રી જેવી થઈ ગઈ, તે વખત તેના મહાલય માંહેની દરેક નાંની મોટી દાસીઓ, વડારણો અને છોકરાં તથા નોકર ચાકર ત્યાં આવી પહોચ્યાં; તેઓ પોકે પોક મુંકી રડવા, બેભાન અવસ્થામાં આવી છાતી માંહેથી લોહી ચાલ્યાં જાયએટલા જોરથી ઉઘાડે માથે,ઉઘાડે દીલે કુટવા પીટવા,વાળો તોડવા,માથામાં ધૂળના ખોબા ઘાલવા,ભોંયથી પછાડીઓ ખાવાઅને ભીંતોથી ટક્કરો લેવા મંડ્યાં.તમામ રાજ્યમહાલય શોકકળથી ગાજી ઉઠ્યું.અને તેની અસર સિદ્ધરાજના સામંતોના દીલપર પણ એટલી થઈ કે તેઓની આંખમાંથી પણ ચોધાર આંસુ ચાલવા લા-

ગ્યાં; પરંતુ તે બિચારાઓને છાવણીમાંથી તાકીદ ઉપર તાકીદ આવવા લાગી, તેથી આખરે તેઓએ મહા મહેનતે વજ્ર જેવી છાતી કરીને આ દુઃખી ટોળામાંથી આપણી દેવીને ઊંચકાવી ટપકતે આંસુએ જૂદી પાડીને રથમાં નાંખી અને રથ ચલાવવા હુકમ કર્યો. નિમક હલાલ દાસીઓ દોડી દોડીને રસ્તામાં રથના ચીલામાં આડી પડવા લાગી, અને "અમને મારીને જાઓ! અમારી માતા પહેલાં અમને પૂરાં કરો!!" એવું પોકારી બેભાન થઈ કહેવા લાગી. પાંચ સાતને તો બળધોએ ઠોકરો પણ મારી અને તેમને રથથી જુદાં કરતાં સીપાઇઓને ઘણોજ શ્રમ અને વખત પહોંચ્યો. આ દુઃખદાયક વાત આખા શહેરમાં ફેલાઈ. ઘરોઘરથી બૈરાંનાં ટોળાં પોતાનાં મુડદાંને પડ્યાં મુંકી પોતાની વહાલી રાણીને ભેટવા તેનું સુખદ મહોડું છેલ્લીવાર જોવા દોડી આવ્યાં. પણ રથના પડદા બંધ અને તેની આસપાસ ખૂલી તલવારે સીપાઇઓનો પહેરો જોઈ પોકે પોક મુકી પોતાની વહાલી રાણીને બોલાવવા, તેના નામથી રડવા તથા દુષ્ટ દેસલને ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યાં. આખા શહેરમાં જે રસ્તેથી રાણીનો રથ ગયો તે રસ્તાની બંને બાજુએ એવી સ્ત્રીઓ અને પુરૂષોની હાર લાગી રહી. દરેકની આંખમાંથી લોહીના પ્રવાહ વહ્યા જતા હતા. કૂતરાં અને બીજાં જાનવર પણ રોકકળ કરવા લાગ્યાં અને એવી દુઃખદાયક સ્થિતિમાં આખા શહેરને મુકી "ઓજાય, ઓજાય" કરતાં સોરઠની અનુપમ રાણી જોતાં જોતાં ગીરનારનો કિલ્લો મુકીને ગઈ તે હમેશને સારૂ ગઈ!! નતો ફરી એવો રાય ખેંગાર થયો કે નતો રાણકદેવી જેવી સોરઠની કોઈ રાણી નિવડી ! એ જોડું તો ઈશ્વરે એકજ વખતને સારૂ સોરઠનું રાજ્ય કરવા, તેનું નામ દેશોદેશ પ્રસિદ્ધ કરવા, ઇતિહાસમાં તેના દબદબા અને રાજ્યપાટના વૈભવની નિશાની રાખવા, વિધિએ એકજ પેદા કર્યું હતું. એ જોડાંની વર્તણુંક અને રીતભાતનાં વખાણ સાંભળવાનો તો આજ વખત હતો. જવાન અને વૃદ્ધ, દેશી અને વિદેશી, પુરૂષ અને સ્ત્રી પોતાના રાજા રાણીનાં રૂપ, ગુણ, મીલનસારીપણું, ન્યાય, સાદાઈ અને પ્રજા ઉપરના પ્રેમનાં ઢગલે ઢગલા

વખાણ કરવા, ભાટ ચારણ કરતાં પણ તેમની સાચી કીર્ત્તિ વધારે ગાવા લાગ્યાં, અને દરેક માણસ પોતાના ઉપર જણાએલી કૃપા અને થએલ અહેસાન સંભારી રડવા તથા ત્રાહિ ત્રાહિ કરવા લાગ્યાં. આ વાતની ખબર જ્યારે કારાગૃહમાં પૂરાએલા શૂરા ક્ષત્રીઓને પડી ત્યારે જેમ નવા પૂરાએલ વાઘ પાંજરાથી ટક્કરો લે છે તેમ તેઓ પછાડા મારવા ઊંચા નીચા થવા લાગ્યા. હોઠ અને કાંડાં કરડી કરડી અને દાંત પીસી પીસીને પોતાના ભાગ્યને નિંદવા, પાજી દેસલ વીસલને ભાંડવા અને અકળાવા લાગ્યા. પણ તેઓનું શું ચાલે? નતો તેમના પાસે દાતરડાં કે છૂરી સરખું પણ કાંઈ હથીયાર હતું, કે નતો તેમની જ્યાં હતા ત્યાંથી આગળ એક ડગલું પણ વધવાની શક્તિ હતી. તે બિચારા પરાધીન, પરતંત્ર હતા એટલે પોતાના દેશની દુર્દશા અને પોતાની રાજધાની દુશ્મનોના કબજામાં થતી જોઈ પેટમાં બળ્યા શિવાય બીજું શું કરી શકે? પોતાનાં રાજારાણી સારૂ ઘણું દાઝ્યું, પણ તેઓ શું કરે? જો તેઓ છૂટા હોતતો બેશક તેઓમાંનો એકજણ જીવત ત્યાં સુધી રાણકદેવીના સામું કોઇને જોવા ન દેત. પણ તેમના ઉપર ઇશ્વરનો કોપ હતો. તેઓ આફતના ચક્કરથી ઢળી પડ્યા હતા. તેઓ ઊંઘમાં ગફલતમાં છેતરાયા એટલે શું કરે? રોઈ પીટી, પેટ બાળી, ઊંચા નીચા થઈ ઘડી પછી ઠંડા થયા, અને રાણકદેવી જોતાં જોતાંમાં ગઈ તે ગઈજ ગઈ.

આ બધું જોઈ રાણકદેવીને કેવું લાગ્યું હશે તેનો વિચાર વાંચનારેજ કરવો. જ્યારે તેણે પોતાના સ્વામીનાં વહાલાં વાહનો દુશ્મનના કબજામાં જોયાં, જ્યારે તેણે સામટા સમય સુધી જે બાગોમાં જે મહાલયોમાં અને જેજે જગ્યાએ પોતાના પ્રાણનાથ સાથે મોજમજા માણેલ તે રસ્તે જતાં જોયાં, હમેશને સારૂ તેમને છોડ્યાં, અને તેમાં દુશ્મનોને મ્હાલતા દીઠા, ત્યારે તેને બારે વર્ષનાં સુખ, મોજમજા અને રમત ગમત તેના મનમાં મૂર્તિમાન થઈ આવ્યાં. તેની યાદ દાસ્તમાં દરેક દિવસની હકીકત તરી આવી, અને તેથી તેની વિકળતામાં જે વૃદ્ધિ થઈ, તેની છાતીના ધબકારામાં જે ઉમેરો થયો,

તેથી તેનો પ્રાણ કેમ નિકળી ન ગયો, તેની છાતી કેમ ફાટી નગઈ એ વિશેની તે અજાયબીમાંજ રહી.

આવી રીતે દુઃખ પામતી ગીરનારના કિલ્લાને આવી સ્થિતિમાં મુંકી રાણકદેવી આંહી આવી હતી. અને જેવી તે પોતાના વહાલા પુત્રનાં આંસુ લોતી, તેને છાંનો, રાખતી તથા ધૈર્ય આપતી, હાથ ઝાલી નીચે ઉતરી કે તેના દુઃખમાં વધારો થયો. એક મજબુત ખવાસણ અચાનક પડખા ઉપરથી આવી તેના હાથમાંથી છોકરાને પડાવ્યો અને મા તથા દિકરાને રડતાં તથા રાડો પાડતાં મુંકી બંનેને વિયોગ પડાવ્યો. દિકરે ન જાણ્યું કે મા ક્યાં ગઈ અને માએ ન જાણ્યું કે દિકરાનું શું થયું!! આ નવો ઘા પડવાથી તેને લાગ્યું કે જરૂર તેનો દિકરો હમેશને સારૂ તેના પાસેથી ગયો. અરેરે! આખી દુનીઆમાં બાકી રહેલી એકજ વસ્તુ–તેના મનને વિસામો દેનાર સ્વરૂપવાન, ચંચલ, રાય ખેંગારની બાલ્યાવસ્થાની છબી રૂપ, તેનો પ્યારો પુત્ર પણ તેની પાસેથી આવી ઘાતકી રીતે ખેંચી લેવાયો! તેણે માની લીધું કે તેણીના હાથમાંથી તે બાળકનો જમ-મૃત્યુ રૂપકાળ–ખેંચી ગયો ને પોતે જનેતા, જોતી, હાથ ચોળતી અને પોતાના ભાગ્ય ઉપર વિચાર કરતીજ રહી!! આ નવા ઘાથી તેના દુઃખમાં જે કાંઈ બાકી રહ્યું હતું તે પરિપૂર્ણ થયું, અને તેથી તે આપણે ઉપર વાંચ્યું એ જગ્યાએ એવી સ્થિતિમાં બેઠી હતી.

તેનાથી વધારે વાર શત્રુનો તંબુ જોઈ શકાયો નહિ. ધીરજથી આંસુ થોભાવી શકાયાં નહિ, તેથી તે રડતી ડસકાં ભરતી પોતાના પ્રિય, તેમનાં સુખદ મુખડાં, મીઠીવાણી અને નિર્મળ પ્રેમ સંભારતી માથે ઓઢી લાંબી થઈ સુતી. હજી તેની પથારી ઉપર ગણતરીનાંજ આંસુનાં ટીપાં પડ્યાં હતાં, એવામાં તેને માણસનો પગ સંચાર સંભળાયો. તંબુનો પડદો ઉઘડ્યો અને તેનું માથે ઓઢેલ લુગડું ધીમેથી ખેંચાયું એટલે ઝબકીને બેઠી થઈ ગઈ. પણ તે આંખ ઉઘાડીને શું જૂવે ! તેને આવી સ્થિતિમાં નાખનાર, સોરઠની આંતરડી બાળનાર સિદ્ધરાજ પોતેજ તેની સામે નિર્લજપણે હસતે મોંહે, શણગાર સજી, લટકાળો બની, મુંછો વાંકી વાળી વરરાજાને વેષે આવીને

ઉભા હતો. આ વખત જો તેને પૃથ્વીએ માર્ગ દીધો હોત તો તે તેમાં પેસી જાત. તેની પાસે છરી પણ હોત તો તે તેના ઉપર ધસી પડત. પણ બાપડી અબળા દુઃખથી ઘેરાએલી એકલી શું કરે? ક્રોધાયમાન ચહેરે કરડી નજરથી થરથરતી તેને જોતાંજ નીચું મોં કરી ગઈ. આ વખત જો કોઈ ચતુર ચિતારો હોય તો તેને ચિત્ર જોતાં હૃદય ભેદે એવો સારો દેખાવ ચિતરવાનો હતો. એક કીનખાબના સોનાની ચોબોવાળા ડેરામાં ગુજરાતનો મહારાજા પોતાના સરવે શણગાર સજી, વિષયી આંખો અને કામાતુર નમ્ર હસતું મોં કરી ઉભેલો તથા તેની સામે ટપકતે આંસુએ ક્રોધાયમાન ચહેરે સાદા પોશાકમાં વગર આભુષણે નિચું મોં કરી સુંદર પદ્મણી બેઠેલી જોઇ, તેનો સોરઠી પહેરવેશ, મર્યાદાથી પગની પોંડલી પણ ઢાંકીને માત્ર બે આંખો તથા થોડુંક કપાળ દેખાય એટલું મોં ઉઘાડું રાખેલ, એથી અસરકારક દેખાવ આ વખત થઈ ગયો હતો. થોડીવાર સુધી બંને ચુપચાપ રહ્યાં. અંતે સિદ્ધરાજ ધીમે સાદે નમ્રવાણી અને આતુર તથા ઓશિયાળા ચહેરાથી તેના સામું જોઈ બોલ્યો "અનુપમ અપ્સરા! મારાં ધન્ય ભાગ્ય કે આજ તારી સાથે વાત કરવા પ્રસંગ આવ્યો. જ્યારથી મેં ભાટોનાં કહેલાં તારાં વખાણ તારા વિચાર અને સંદેશા સાંભળ્યા હતા, ત્યારથી તને મળવા વરવા અને મારા હૈયાનો હાર કરવા મારા મનમાં ચટપટી લાગી રહી હતી. પણ ઈશ્વરની મરજી મને તલસાવી, સામટા સમયસુધી લલચાવી, મારી આશા લંબાવી ને તે પૂર્ણ કરવાની હશે, તેથી મને આટલી મહેનત થઈ, આટલા દિવસ બેચેની રહી અને આટલું નુકસાન થયું. મારા મોટા મોટા અમીરો, સેંકડો શૂરાઓ કપાયા અને મને લાખોરૂપિયાનો ખર્ચ માત્ર તારા સારૂ થયો. બાર વર્ષસુધી મારી આખી ફોજે તથા મેં ઘરબાર અને દેશ મુંકી સુખ અને આરામ તજી, તારે સારૂ ટાઢ તડકા અને વરસાદ વેઠ્યાં, અને અંતે મોતની ઘાંટી ઉઠાવી ત્યારે તને મળ્યો. એ બધું તારાસારૂ કર્યું. પણ ઈશ્વરનું મોટું સપાડું કે તે કાંઈ વ્યર્થ ગયું નથી. તારૂં રૂપ, તારી લાયકી, તારી મિઠાશ અને સૌંદર્યતાની જે હું અટકળ કરતો હતો તે કરતાં પણ અધિક

છે. એવી રંભાદેવી કે અનુપમ રતિ મેળવવા પાછળ આખું ગૂજરાતનું રાજ્ય જાય તોપણ વધારે નથી, એમ મેં જ્યારથી તને ધારીને જોઈ ત્યારથી લાગ્યું, ત્યારથી મારો થાક ઉતરી ગયો ને મને અનહદ આનંદ થયો. માટે હવે આપણા પ્રથમના કોલકરાર પ્રમાણે થએલી સગાઈ પ્રમાણે તું મને આનંદથી ગાંધર્વ વિવાહે વરચ. મને ઉઠીને વળગ અને મારી આશા પૂર્ણ કરવા, મારી મહેનત ખરચ અને નુકસાનનો સંપૂર્ણ બદલો વાળવા ગૂજરાતની પટરાણી થઈ મહારાણી પદ ધારણ કર. એટલે તારો દેહ તથા મારી દેહ સાફલ્ય થાય. મારૂં કૂળ, મારૂં બળ, મારો વૈભવ અને મારી કૃતિ વિશે મારે મોંહે કહેવું અયોગ્યછે; પરંતુ તે જગત જાણેછે. તું મને વરવાને વચને બંધાએલી છતાં કેમ બીજે ગઈ એ મેં જાણ્યુંછે. એમાં કાંઈ તારો પોતાનો અપરાધ નહોતો, અને એટલા માટેજ હું આનંદથી તારા દોષ માફ કરી તને સ્વીકારવાને તૈયાર બેઠો છઉં. માટે વધારે વિલંબ રગઝગ અને માથાફોડ કર્યા વિના થોડામાં ઘણું માની કબુલ કર. હું તને કોઈ રીતે દુભવાનો નથી." આટલું તે બોલી તેની તરફ વધારે તાકી જોઇને એક કદમ ઢુકડો આવ્યો, કે તુરત રાણકદેવી સજ થઈ ઉઠી સંકોચાતી અલગ ખૂણામાં જઇ ઉભી, અને તેની તરફ ભ્રકુટી ચઢાવી બોલી ઉઠી, "બસ! મુર્ખ કામાંધ અને દગાખોર સિદ્ધરાજ! તને મેં જ્યારથી જોયો ત્યારથી મને સમજાયું કે મારાં મોટાં સદ્‌ભાગ્ય કે જે મારા લાયક હતો તેનેજ મેં મારો હાથ આપ્યો. હજી તું એટલું પણ નથી જાણતો કે હું પતિવ્રતાછું? કદાચ પૃથ્વી રસાતાળ જાય, પશ્ચિમમાં સૂર્ય ઉગે, અને દિવસે તારા દેખાય કે મેરૂ ડગે, તોપણ હું એક ભવમાં બે ભવ કરવાની નથી. જેણે મને ચાહી, પોતાના પ્રાણથી અધિક રાખી, શાસ્ત્ર પ્રમાણે અગ્નિ બ્રાહ્મણ અને સૂર્યદેવની શાક્ષીએ જેની સાથે મારાં લગ્ન થયાં, તેજ મારો સ્વામી. આ ભવને માટે નહિ પણ અનંતકાળને માટે મેં મારા મનકર્મ અને વચનથી એ વીરપુરૂષ, યાદવકુળનાપતિ, ક્ષત્રી નામને યોગ્ય શૂરા કામદેવને મારી દેહ અર્પણ કરીછે. મારો આત્મા તેના તાબામાંછે; તેની માલીકી મારી પોતાની નથી, ત્યાં તું મારાથી ક-

ખુલાત લેવાની આશા શી રીતે રાખેછે ! તને નુકસાન ખર્ચ અને શ્રમ થયો એ ઘણોજ થોડોછે. કોઇના સુખમાં ભંગ પાડવા, દંપતીને વિજોગ પાડવા, પારકી પ્રજા તથા સૈન્યને વિના કારણ વિના અપરાધ રંજાડવાનો ઇરાદો કર્યો, તેથી તને જે નુકસાન થાય તે ઓછુંજ ગણાય. પારકાનું જેવું ઇચ્છીએ તેવું આપણું થાય એ તે જોયું, અને હજી પણ યાદ રાખજે અને વિચારીને ચાલજે નહિ તો જોઇશ. તારૂં શૂરાતન મેં બારવર્ષ સુધી જોયું. તારી બુદ્ધિ તથા ક્ષત્રીવટ મે હમણાંજ મારા અજ્ઞાન બાળકને મારતાં, વિશ્વાસઘાત કરી રાંડીરાંડની પેઠે કિલ્લામાં છચોક પેસતાં, મારા શૂરા સિંહથી ડરી જવાથી તેને નિદ્રામાં ઠગતાં જોયા ત્યારથી જાણ્યુંછે. એટલે નજરે જોએલી અને અનુભવેલી વાત વિસારી બીજી શું કામ યાદ લાવું? જગતને વધારે શું પૂછું ! જે લુચ્ચા વિશ્વાસઘાતિ, લૂણહરામ, કુળઅંગાર દેસલ જેવા રાક્ષસોને આશ્રય આપે, નિશામાં ચરવા નિકળે તે નિશાચર જેવાં કૃત્ય કરે, કપટથી હજારો સુતેલા શૂરાઓને ઠગે અને તેમનો ઘાત કરે તે કેવું કહેવાય એ સહુ સમજેછે ! ! પરંતુ કાંઇ નહિ, થનાર થયું. એ બધા અપરાધોને બદલે પણ જો તું વેળાસર મારા પ્રાણનાથને જીવતા હોય તો તેમ અને સ્વર્ગ ગયા હોય તો તેની દેહનો મેળાપ કરાવીશ, તો હું ખોળા પાથરી અને આજીજી કરીને કહુંછું કે તને ક્ષમા કરી આશિર્વાદ દઇશ. હવે હદ થઈ કાંક વિચારીને દયા કર. તું મહારાજાધિરાજછે તો હું તારા પાસેથી માગી લઉંછું તે આપ. પ્રેમપીડિત, પુત્રવિયોગી અનાથ અબળા ઉપર દયા કરવી એ તારા જેવાનો ધર્મછે. એમાં કાંઈ નવાઇ નથી માટે કૃપા કર એટલે તારી વાત રહી ને મારૂં પણ રહ્યું. તારી કહેવાએલી સ્ત્રીનું હરણ કરનારને તેં પકડ્યો હવે તેને ક્ષમા કર એમાં તારી શોભા, નામના અને કલ્યાણછે. ક્ષમા કરવી એ મહાત્માઓનો ખાસ ધર્મ છે. શત્રુ નમે એટલે છોડવો એ દયાળુ નૃપતિનું ભુષણછે. અબળાપર દયા કરવી, તેની વહારે ધાવું એ ક્ષત્રીની ફરજછે, માટે તું જો એવી રીતનો હોય તો મારી નમ્રવિનંતિ ઉપર ધ્યાન દે" આટલું બોલી તે દીન ભાવથી ટપકતે આંસુએ હાથ જોડી સિદ્ધરાજ તરફ જોઈ ચુપ

રહી. એટલે તેના સામો જમણો હાથ કરી જુર્સાભિર સિદ્ધરાજ બોલ્યો "પ્રિયતમ પદ્મણિ! હવે તારા પતિનો દુનિયાંમાં પત્તો નથી માટે તેને વિસાર. તે ગમે તેવો હતો તોપણ હવે કદી મળવાનો નથી માટે ગ-એલ વસ્તુનો મિથ્યા શોક તજીદે. અને શાસ્ત્રોક્ત મારી સાથે યથા વિધિ પુનર્લગ્ન કર. દમયંતી જેવી પતિવૃત્તા સતીપણ તેમ કરવાને તત્પર થઇ હતી. તો તનેપણ તેમ કરવામાં કશી હરકત નથી. હાથે કરીને નાહક દુઃખી જીંદગી ગાળવા કરતાં સંસારના અનંત સુખોનો સ્વાદ ચાખ્ય. મારૂં અંતઃકરણ ચીરીને બતાવાતું હોયતો બતાવું કે મારા મનમાં તારે માટે કેટલો પ્યારછે. નિશ્ચય માનજે કે માત્ર એ તારા પ્યારની ખાતર મેં જે જે તને માઠાં લાગ્યાં તે કામ કર્યાંછે. અર્થાત એ કામ કરાવનાર તારૂં દિવ્ય મુખાર્વિંદ તારી કાંતિનાં વ-ખાણજ હતાં. તારી આપેક્ષામાં મેં સાહસ કર્યું તો તેનો અપરાધી હું નથી. તારા સ્વામીને મેં રઝળાવ્યો, તારા પુત્રને માર્યા પણ તે નિકેવળ તારો પ્યાર મારા ઉપર ચોંટે માટે તારી રતિ જેવી કા-યાથી મોહ પામી બેભાન થવાને લીધેજ. એટલે એમાં મારો કિંચિતે સ્વતઃ દોષ નથી. કદાચ એ કામ મેં કર્યાં એમ માને તોપણ તે તારા કલ્યાણસારૂ. તને મળ્યો હતો તે કરતાં વધારે ઉત્તમ સ્વામી, તને હતું તેથી વિશેષ સુખ, અધિક ઇજત અને વૈભવ મેળવી આપવા માટેજ થએલછે. એ બાબતની તારી કહે તેવી ખાતરી આપું. થનાર વાત થઈ ચૂકી માટે હવે તેનો મિથ્યા શોક તજી દઈ, ભવિષ્યમાં આવતા સુખના સાગરને પ્રેમે સ્વીકાર. દુઃખ પામ્યા વિના સુખ નથી મળતું તેમ આ ક્ષણિક સંકટ વિસારી અવિચળ સુખ શા-ન્તિમાં લીન થવા તત્પર થા, અને મારૂં કહ્યું હશી ખુશીથી માન નહિતો વિમાસણ પડશે."

આ શબ્દો સાંભળી રાણકદેવી રાતી ચોળ થઇ ગઈ. તે ક્રોધના આવેશમાં ટટાર થઈ, અને જરા મોટા પણ ખોખરા ઘાંટાથી બોલી, "કામાંધિ પતંગીયા! નિશ્ચય તું દિવામાં પડી બળી મરવાનો છું. હવે તારૂં સુખ પરવારી રહ્યું હોય એમ મને લાગેછે. શું તને તારાં કરેલ મહા દુષ્ટ કર્મનો પશ્ચાતાપ નથી થતો!! હરિ! હરિ! દેવી તારી

મતિ ફરી ગઈ છે?!! નિર્દોષનો વધ કરનાર, ખુની! પતિવ્રતા પર કુદ્રષ્ટિ કરનાર પાપી! રાક્ષસની રીતે શૂરા ક્ષત્રીઓના પ્રાણુ લેનાર નીચ! તું મારા શૂરા, પ્રજાના પિતા ધર્મ જેવા, શ્રેષ્ઠ અર્જુન જેવા બાણાવળી, યાદવકુળના મહારાજાની બરાબર થવા યોગ્ય નથી. ત્યાં શ્રેષ્ઠ થવા ચાહે છે!! હાડે મોટો, પ્રભુની કૃપાથી સત્તાએ મોટો, પણ કૃતિથી રાક્ષસ જણાએલ, મારા દેવતાઈ સ્વામીની સાથે તુલના કરે છે? એ સંસારમાં લુબ્ધ થએલા, માયાના પાશમાં બંધાએલા પ્રાણી! તું રાંક તારૂં પોતાનું સુખ પૂર્ણ કરી શકતો નથી, એક નામનું પણ સંતાન પ્રાપ્ત કરી શકતો નથી ત્યાં બીજાંને શું સુખી કરવાનો હતો? તારા હાથમાં છે શું? તું સંસારમાં સારૂં ખાવા પીવામાં, ઓઢવા પહેરવામાં, સામટા માણસોમાં વસવા કે ઉપભોગ લેવામાં સુખ માને છે એ બધું ક્ષણિક, કર્તાને ભૂલાવનારૂં, નર્કમાં ગરક થવાના સાધનરૂપ તુંજ ભોગવ. જમના માયીક પંજાની જાળમાં તુંજ તારાં કુકૃત્યોથી ફસાયો રહે. મેંતો પ્રભુ કૃપાથી સોરઠ જેવી સ્વર્ગ ભૂમિમાં બાર વર્ષ સુધી એ મઝા જોઈ બે બાળકોનું મહાસુખ જોયું છે એટલે હવે તૃપ્ત છું. કદાચ આ રહેલો પુત્ર મરશે તો પણ મારે ને તેને શું સંબંધ રહ્યો? તે કાંઈ મારી સાથે આવવાનો નથી. તેમ તેના વિધિએ નિર્માણ્ય કરેલા ભાગ્ય અને આયુષ્યમાં કોઈ મીનમેષ કરનાર નથી. મતલબ કે તું ન ધારીશ કે હું દુઃખમાં છું નહિ. મારા ઉપર પ્રભુની પૂર્ણ કૃપા થઈ, મારા સ્વામીની વિશ્વમાં નામના થઈ કે તું ગૂજરાતનો મહારાજા પણ તેને ધર્મ યુદ્ધમાં જીતી ન શક્યો. તેના ઉપર પ્રજા પૂર્ણ પ્રસંન રહી અને તેનો એક પણ અપરાધ કે નીચ કર્મ કર્યા વિના નિષ્કલંક ગુરૂદત્તાત્રયે રાજા તરીકેનો બોજો તેને માથેથી ઉતાર્યો. પોતાનું રાજા તરીકે કર્તવ્ય કર્મ સાંગોપાંગ્ય આચરી પ્રભુને પ્રસંન કરવા સાથે રાજ્યપદ માણી જાણ્યું. પોતાનું અવિચળ નામ ગીરનારની ટોચ ઉપર સોનેરી અક્ષરે ચંદ્ર સૂર્યની શાક્ષીથી લખી દીધું. સારાંશ કે અમે આ લોકના સુખથી તો પૂર્ણ તૃપ્ત થયાં છીએ અને પરલોકનું અવિચળ સુખ પામવા, મારો સ્વામી પૃથ્વી ઉપર છે કે સ્વર્ગમાં વાટ જુવે છે, એ જાણવાનીજ ઉત્કંઠા હતી. એ વિશે ખાતરી કરવાજ મારો આત્મા આ ખો-

ણીયામાં ટકી રહેલોછે, તે તારા કહેવા ઉપરથી સમજાયું કે તે દુનીઆંમાં પર નથી, તો નિઃસંદેહ સ્વર્ગના દરવાજામાં ઊભો હશે. મારી વાટ જોઈ મારા શિવાય અવિચળ સુખ ન ચાખવા રોકાયો હશે. માટે મારે જલદી જવું જોઇએ. જે અવસર અનેક તીર્થ યાત્રાને સત્કર્મ કર્યા છતાં પણ મળવો મુશ્કેલ, જે અવસરને માટે મોટા જ્ઞાની ત્રષિ અને ભક્તો પણ આતુર છે, જે અવસર વિશ્વના પાપી જીવને દુર્લભ છે, તે અવસર આવી પહોંચ્યો છે. માત્ર મારા સ્વામીના શબથી મેળાપ થવા ઉપર મુલતવી રહ્યો છે. મારી વૃત્તિઓ ઇશ્વર ઇચ્છાથી એ અવસરનો લાભ લેવાને જોઇએ તે કરતાં વિશેષ તૈયાર છે. હવે એક ઘડી એક પ્રહર જેવી જાય છે. દુનીઆંના કરતાં વધારે સારે ઠેકાણે, વધારે સુખ પામવા, (અને તે વળી સજોડે) મને ક્ષણે ક્ષણ હોંશ વધતી જાયછે. અને તેથી મારાથી હવે રહી શકાતું નથી, માટે તું હવે મારા વિશેના વિચાર રદ કર, તું મને ન સમજીશ કે હું જીવતી છું. અલબત જ્યાં સુધી મારા સ્વામીના શબનો મેળાપ નથી ત્યાં સુધી મારી ગંદી કાયામાં મારો આત્મા કેદ રહેશે, પણ તું એ કેદી પ્રાણીથી તારી આશા લેશ માત્ર પૂરી પાડી શકવાનો નથી. હું તને મોંહેમાં અપશબ્દ કહી ભાંડું છું, એથીજ તું સમજ કે મારે તારી કાંઈ પરવા નથી. આથી તું મને શું વિશેષ કષ્ટ આપવાનો હતો? સર્વનું પરિણામ મૃત્યુ તેને ભેટવાને તો હું ટમટમી રહી છું. પછી મારે ચક્રવર્તીની પણ શી તમા? મારે આ જગતનુંજ કામ નથી પછી તેમાંના લાભથી કે ત્રાસથી હું પલળવાની હતી શું? માટે હવે એ નહિ જેવા પ્રાણનો તરસ્યો થઈ કાળી ટીલી ન લે. મૃગજળ જેવી મારી કાયા જોઈ તું ભુલાવો ન ખા! ધૂમાડામાં બાચકા ભરવાથી હાથમાં કાંઈ ન આવે એમ સમજી હવે મને વરવાની આશા બાળી મુંક. તારા બળાત્કારથી કદાચ મારી દેહ તુ જાળવીશ પણ મારો પ્રાણ તારો રોક્યો રોકાવાનો નથી. એ કોઈ કાળે અનંત સુખ મુંકી, મન ગમતા પ્રાણનાથનો સદાનો સુખદ સંજોગ થવો છોડી, આંહી ક્રોડ ઉપાય કરે પણ રોકાય એવો મુર્ખ નથી. ઘણા આનંદથી તેણે આવો પ્રસંગ સ્વીકાર્યો. આ પ્રસંગેજ મારા સ્વામીને સ્વર્ગ આપ્યું, આ પ્રસંગેજ થોડા દુઃખ

ધભરાટ અને વિજોગથીજ સદાનો અવિચળ સુખમાં સંજોગ સિદ્ધ કરી આપ્યો. આ પ્રસંગેજ અમારાં નામ અમર કર્યાં અને અમારી સાત પેઢીઓ તારી. તે બધું શું હું હાલ ખોઉં? આ પળ જવા દઊં તો તે શું ફરીને પાછી આવવાની હતી?! માટે ભલો થઈ તારૂં પોતાનું શ્રેય ચાહી મારો આશિર્વાદ લેવા, તારા ઉપર આવેલ કલંક ધોવા, અને પ્રભુને પ્રસંન રાખવા મારી વિનંતિ લક્ષમાં લઈ, કામાતુર વૃત્તિ દબાવી જ્ઞાનેન્દ્રિ લગાડી વિચારીને મારા પ્રિય સ્વામીનું પવિત્ર શબ મારે હવાલે હાલને હાલ કર, નહિ તો હું મારે સૂઝતો ઉપાય લઉં. કાંઈ એટલા સારૂ પણ હું અચકું એ બનવાનું નથી. એતો દ્દઢ, દ્દઢને દ્દઢ નિશ્ચય છે. માટે વિચારીને જવાબ આપજે. હવે મારી મુડદા રૂપ દેહને દુઃખ આપવામાં તારી અપકીર્તિ, પ્રભુનો કોપ અને હાની છે. માટે લોકોમાં કહેવાયું છે તેમ ડાહ્યો હોય તો મારા નિશ્ચય સામું જોઈ તારી બુદ્ધિનો ઉપયોગ કર. તારા જ્ઞાન, અનુભવ સદગુરૂની સંગત રૂપી દવાઓનો તારા કામ પીડિત શરીરપર ઉપયોગ કર. પ્રથમ દ્દઢ ચિત્ત થા. અને પછી તને ઉત્તમ લાગે તે કર." આટલું બોલી તે ચુપ થઈ ગઈ. કારણ તેને સિદ્ધરાજની મુખાકૃતિ ઉપરથી ઊંડો ઉતરતો જતો હોય એમ લાગ્યું. અને તેથી તેણે કલ્પના કરી કે મારા બોલવા ઉપરથી તે પોતાની વિચાર શક્તિનો સદઉપયોગ કરેછે. પણ હકીકતમાં તેમ નહોતું. કારણ જોકે તેની રૂબરૂ રાણકદેવી આ બધું બોલી તો પણ સિદ્ધરાજે એક શબ્દ પણ સાંભળ્યો નહોતો. તેની તમામ લાગણીઓ બીજા કામમાં તલ્લીન થઈ ગઈ હતી. અને તે એકે, જ્યારથી રાણકદેવીએ તેની સાથે વાતો કરવા માંડી ત્યારથી તેનું મન તેના શરીર, તેના જુસ્સા, તેના ચહેરાપર દેખાતી કાન્તિનું અવલોકન કરવામાં ગુંથાયું હતું. તે જેમ જેમ ઊંડો ઉતરતો જતો તેમ તેમ સાનંદાશ્ચર્ય પામતો હતો. તેના મનમાં વારંવાર આવતું કે અહા! આવી નાજુક, સ્વચ્છ, સુઘડ, શાણી અને મર્યાદશીળ સ્ત્રી મને વરે તો કેવું સારૂં? એવી સ્ત્રી બીજી જેમ આજ સુધી મેં જોઈ નથી, તેમ ફરી જોવાનો પણ નથી!! જેનાં પૂરાં પુન્ય હોય તેને આવી સ્ત્રી પ્રેમથી ચાહી પ્રાણનાથ કબુલે. તે તેના શબ્દોના અર્થ તરફ લક્ષ ન આપ-

તાં તેના સ્વરની મિઠાશ, તેની મનહર આંખનું ફરકવું, તેનું બોલતાં થતું વદન ધ્યાનમાં લેતો હતો.

આવી રીતે કામિક પ્રેમની આંખથી તેણે જેમ જેમ જોયું અને વિચાર્યું, તેમ તેમ તેનો મોહ, ચાહના અને ઉત્કંઠા વધતાંજ ગયાં. તે ફરી ફરીને વિચારવા લાગ્યો. 'પ્રભુ એના મનમાં વસે અને એ મારૂં કહ્યું કોઈ પણ પ્રકારે માને તો કેવું સારૂં! અરેરે! આવું અનુપમ રત્ન મહા શ્રમે કબજામાં આવેલ, રહેશે કે નહીં? શું એ અપ્સરા કોઈ યુક્તિથી મને નહિ સ્વીકારે!' આવા વિચારથી તે આકુળ વ્યાકુળ થયો, અને તેથી તેને એકજઈંદ્રિનું જ્ઞાન રહ્યું. તેના વિચાર તથા બુદ્ધિ કેવી રીતે તેનો ગુસ્સો ઉતારવો તથા વશ કરવી એ શોધવામાં એટલાં બધાં ગુંથાયાં હતાં કે તેણે બીજું કશું ધાર્યું વિચાર્યું કે ધ્યાનમાં લીધુંજ નહિ. અને થોડીવાર વિચારી બોલી ઉઠ્યો 'રંભા!! તારો પતિ મરી ગયો હોત તો આ તારા વિચાર કામે લાગત, પણ તે તો મારા કબજામાં ઘાયલ થએલો પડ્યો છે. હવે કદીએ પોતાનું સોરઠ પામવાનો કે તારૂં મો જોઈ શકવાનો નથી. મેં કાંઈ અન્યાય કર્યો નથી. અલબત એણે મારૂં મોટામાં મોટું અપમાન કરયું, તારા જેવું અમુલ્ય રત્ન હરણ કરી લીધું અને તેને એટલું બધું ભોળવી વશ કરી લીધું છે કે' મને તે કબજામાં લેતાં આટલો બધો શ્રમ પડ્યો. એ બધાનો જવાબદાર તે લૂચ્ચો લૂટારો છે. અને આ બધું નુકસાન એની મદોન્મતાઇથી લાગ્યું. મેં તો તેના ઉપર મારા દરવાજાની ઈંટો પાડી છતાં ક્ષમાજ કરી હતી, પણ એણે હાથે કરીને પોતાનું પુન્ય પરવારી ચુક્યો તેથી સુતા સિંહને જગાડ્યો, અને અંતે કરેલ કૃત્યનો બદલો પામ્યો. પછી એમાં શું આશ્ચર્ય? નીચકર્મ કે અન્યાય માટે મારી ચાલ વિશે કશો દોષ નથી. હવે તું મારૂં કહ્યું નહિ માને એથી પણ કાંઈ લાભ મેળવી શકવાનો નથી. નતો તને તારો સ્વામી આખી ઉમરમાં મળવાનો કે નતો તું એને સ્વર્ગમાં પણ સતી થઇ મળીશ. તેના સુખનો સૂર્ય અસ્ત પામ્યો, તેનું પુન્ય પરવારયું અને તેનું ભાગ્ય ફૂટયું, એટલે તે દુર્ભાગી દુઃખીના સંગમાંથી તને પ્રભુએ છોડવી. બરેબાત તારી

કોમળ કાયા દુઃખ પામવાને વિધિએ ઘડી નથી. ઇશ્વરની મરજી હોય છે તેમ દરેક કામ થાયછે, એવીજ રીતે આ પણ થએલ છે માટે તેને તાબે થા. ગઇ વાતનો મિથ્યા શોક ન કરતાં ભવિષ્યનું ચિંતવન કર. હું તને કદી મુંકવાનો નથી. તું રોઇ રોઇને તળાવભર કે કષ્ટાઈ કષ્ટાઇને સુકાઈજા. તારાં હાડકાં રહેશે તો તેને પણ હું મારી કોટમાં વળગાડીશ એટલી તારા રૂપથી મને મોહની લાગી છે. તું ના પાડે છે એથી મારા મનમાં કારી ઘા વાગે છે, માટે મારા ઉપર દયા કર. તારૂં નામ પ્રસિદ્ધ કરવાનું કહે તેમ હું કરૂં. સત્કર્મ પુન્યદાન આદી કરી આ લોક અને પરલોકમાં સુખી થવાના શાસ્ત્ર આધારે માર્ગોમાં તું ઇચ્છે તેટલા દ્રવ્ય, માણસ અને મારી પોતાની મદદ આપું. પણ તું મારૂં કહ્યું માન. તેં પાટણ કાને સાંભળ્યું છે પણ નજરે જોઇશ, ત્યાંનો વૈભવ, રિદ્ધિ સિદ્ધિ ભોગવીશ, મારી રીતભાત, મારા વિચાર, અને પ્રેમ, તું ન્યાયી અને પ્રેમી દીલથી અનુભવીશ, ત્યારે તને ખાતરી થશે કે હું તને લાયક છઊં કે નહિ. અયોદ્ધામાં સેંકડો રાજપુત્રો વચમાં સ્વયંવરમાં હું જીત્યો, એથી શું તું મારા વિશે અટકળ નથી બાંધી શકતી? તને જે વાતનો શોક હોય તે હું પૂરો પાડું. તારી પાસે રાખવું હોય તે તને મેળવી આપું, પણ તું મારી વિનંતિ સ્વીકાર. હું તને વધારે વિચારવાની આજની મુદત આપુંછું. પછી મારી ખાતરી થશે કે તું નહીંજ માને તે હું તારા પુત્રના, સ્વામીના અને તમામ વહાલાંઓના ગોતાવી ગોતાવીને તારા દેખતાં કટકે કટકા કરી ફેંકાવી દઇશ. એ બધાંની હત્યા કરાવવા ખૂશી હોય તો ભલે! એમાં મારૂં શું જશે? દુનિયાં સારૂં કહે કે નઠારૂં પણ મારૂં કહ્યું ન માન્યાથી કેટલું સહેવું પડેછે એ હું તને સિદ્ધ કરી આપીશ. દુઃખ શું પદાર્થ છે અને મહારાજાનો ગુસ્સો શું કરી શકે છે તે તું જાણીશ. વળી હું કદી પછીથી તારી કરગર આજીજી કે કબુલાત માનવાનો નથી. માટે પૂર્ણ વિચાર કરીને નિશ્ચય કરજે. ડાહી હોય તો ડહાપણનો ઉપયોગ કરજે, નાહક પ્રાણ સુખ અને સામટાં વહાલાં માણસોનો નાશ કરાવવામાં શું લાભ મળશે

તેની તૂલના કરજે. અને અંતે તું મારી નહિજ થાય તો પછી તારો વિનાશ કરતાં પણ મને શું અડચણ છે? બસ હાલ એટલુંજ."

આટલું બોલી તેતો ચાલતો થયો, પણ બિચારી રાણકદેવીની હાલતનો તો વિચાર કરવો પણ કઠણ છે. તેના ડોળાએલા અંતઃકરણને નહીં સમજાયું કે સાચું શું માનવું. ફરી ફરીને તેણે સિદ્ધરાજના એક વખત કાંઈ અને બીજી વખત કાંઈ બોલવાની તૂલના કરવા ચાહ્યું, પણ તેના અસ્થિર મનને કશું ચોકસ જણાયું નહિ. તેથી તે ઘભરાટમાંજ રહી, તેની આંખોમાંથી મોતી જેવા આંસુની ધારા પાછી ચાલી, અને તે બે હાથ પટકી, વાંકી ડોક નાંખી, હોઠ કરડતી ઊંચી નજરે બડબડવા લાગી, "હરિ! હરિ! આમાં મારે શું સમજવું અને શું કરવું! પ્રાણનાથ! ઓ પ્રાણનાથ! અરે મારા હૈયાના હાર! માથાના મૂગટ તમે ક્યાંછો અને શું કરોછો, એ હું કેમ જાણી શકું? મને આંહી ખરી હકીગત કોણ આવીને કહે! જો તમે સ્વર્ગમાં હોતો મને વેળાસર આવીને માત્ર ચેતાવી જાઓ, કે તુરત હું તમારી પાસે દોડી આવું. પણ કદાપી પેલા દુષ્ટના કહેવા મુજબ દુનીઆંમાં હો તો આપણી કેવી દુર્દશા!!! અહા! શું એનું કહેલું સાચું હશે, ને તે એ મુજબ કરશે! શું હું એ ભયંકર દેખાવ જોવા સારૂ જીવતી રહીછું? મારે એજ જોવા દહાડો આવશે? ત્રાહિ! ત્રાહિ!! ભલે પ્રભુ! સહુના કર્મની ગતિ અસ્થિર હોયછે પણ મારા ભાગ્યની તો વાતજ ન્યારીછે. મારૂં કહ્યું મારા સ્વામીએ ન માન્યું અને સહસા ઉઠી મને પૂરૂં મુખારવિંદ પણ બતાવ્યા વિના, મને છેલ્લી વારની પેઠે ભેટી લેવા પણ ન દેતાં કદી નહિ ને તે દિવસ તરછોડીને ગયા, તે શું હમેશને સારૂ તજવાને? સ્વામિનાથ! એમ ન ઘટે! પણ તમે શું કરો!! હાય હાય! તમે ઠગાણા!!! તમે શું જાણો કે એ બે દુષ્ટ ભાણેજ નથી પણ પુર્વના શત્રુ છે? આપણે દુધ પાઇને સાપ ઉછેર્યા, હાથનાં કર્યાં વિના અપરાધે હૈયે વાગ્યાં. ધર્મ કરતાં ધાડ ઉઠી. એ ચંડાળોએ આપણા અપાર અહેસાન, લાડ અને પ્રીતિ ભૂલી વિશ્વાસ ઘાત કર્યા!! ટાઢા પાણીએ ઘર બાળ્યું, આપણાંજ કહેવાએલાં સંતાનોએ આપણું સત્યાનાશ વાળ્યું!! મને ખાતરી હતી કે આ દુષ્ટોનું આવરદા

પૂરૂં થતાં સુધી તમે કિલ્લામાં પગ ન મુંકવા દત, અને મને જેવાં લાડ આજસુધી લડાવ્યાં તેમજ અંતકાલ સુધી રાખત. પણ ઇશ્વર મરજી એમ નહિ હોય, એટલે ઘર ફૂટે ઘર જાય ત્યાં શું કરવું? એક મહીના અવલ પણ હુંજ હતી અને આજે પણ હુંજછું. ભલે. પ્રભો! સહુનો ન્યાય તારે ત્યાં છે!!" આવી રીતે રાણકદેવીને કષ્ટાતી મુંકી આપણે આપણા તંબુમાં રૂંધાએલા મનને છાવણીના બીજા ભાગમાં ફેરવીએ.

કચેરીના મોટા તંબુના બારણા આગળ સો ડોઢસો હથીયાર બંધ યોદ્ધાઓ સમેત બે સરદાર સ્વારો ઘોડા ઉપરથી ઉતરી અંદર જઈ બેઠા, કે તુરત સિદ્ધરાજના છડીદાર તેમને ત્યાં રોકી મહા રાજાને તેઓના આવી પહોંચવાની વરદી દેવા ગયો. આ બંને માણસોના ચહેરા મળતા અને તે આ વખત કાંઈક આનંદિ દેખાતા હતા, તોપણ તેમના મનની આજ કાલની સ્થિતિ જાણવા લાયક હતી. તેઓના મનમાં જ્યારથી મોટામાં મોટી આશા ઉત્પન્ન થઈ, ત્યારથી ઝાંઝવાંનાં પાણીથી તૃષા મટાડવાની પેઠે ધારેલ ધારણા સફળ કરવાને તેમની વૃત્તિઓ જાગૃત, ચંચળ અને અધીરી થઈ ગઈ. ત્યારથી ભવિષ્યના કલ્પેલા સુખ સમૃદ્ધિ અને સાહેબીના ચિતાર તેમના મનપર એક પછી એક આવતા ગયા. ત્યારથી તેઓનું કામ એટલું સંભવિત, તેઓની આશા એવા છેડા ઉપર, તેઓની ધારણા એવી યોગ્ય જણાતી હતી કે, તેઓએ ધાર્યું તે થશેજ એમ માત્ર તેઓજ નહિ પણ જે જાણતા તે સાચે મને માનતા, તેથી તેમના મનમાં અખંડ સુખ શાન્તા અને આનંદ ઉપજે જતાં. પરંતુ જ્યારે તેઓ જરા બહાર ફરવા જતા, તે દેશના લોકોને મળતા, ત્યારે તેઓની શાન્તતા ડોળાઈ જતી, તેમનું સુખ નાશીને આનંદ દીલગીરી રૂપ થઈ જતો. ગણતરીનાજ માણસો તેમને ચાહનાર, માન આપનાર અને મોટા ગણનાર હતા. પણ હુજારો માણસો તેમને આંગળી ચીંધી, કેટલાક તેમને મોંહે, કેટલાક પુંઠે, અને કેટલાક મનમાં ગાળો દેતા, નિંદતા, ક્રોધાયમાન થતા અને તેમનો નાશ કરવાને તત્પર થતા. કુળના અંગારનું વિશેષણ

જ્યારે પોતાના નામ પહેલાં લાગેલું કોઇક માથા ફરેલ દેશાભિમાની-ના મોંથી સાંભળતા, ત્યારે તેમને પોતાનું કૃત્ય સાંભરી આવતું, તે-મના ચહેરા ઉપર કરેલ કુકર્મની કાળાશ પથરાઈ જતી, અને થો-ડીવાર તેમના મનમાં જે પશ્ચાતાપ થતો તેનું વર્ણન કરવું જરૂરનું નથી. તેઓ પોતાની આશા પાર પડશે એમ જાણતા, તોપણ તે પાછી તુરત વિનાશ પામશે એમ લાગતું. એક પણ હથીયારબંધ દેશી માણસને સામો આવતો જોતાંજ પોતાને મારવા આવતો હોય એમ ધારી ડરતા. ખાતાં પીતાં, સુતાં ફરતાં, ખૂણે ખોચરેથી આવી કોક પણ પૂરા કરશે એવો ભય એટલો બધો થઈ ગયો હતો કે, મૃત્યુ તેઓની પછવાડે ખાઈ પીને પડ્યું હોય એમ તેઓને લાગતું. પોતા-ની કૃતિથી દરેક વખતે દરેક જગ્યાએ શત્રુઓ હાજરજ હોય, પોતા-ના કુકૃત્યના બદલા રૂપ કાળ તેમને સપડાવવા બીવરાવતોજ હોય એમ તેઓને ભ્રાન્તિ થતી. તેમની આસપાસ પુષ્કળ ગૂજરાતી મા-ણસો આઠ પ્રહર ચોકી કરવા તેમના રક્ષણાર્થે ફરતાં હતાં. ઘણાં ખરાં માણસો રૂબરૂ તેમનાથી ડરી પરાણે માન આપતાં, પરંતુ સરવાળે તેમના મનમાં શાન્તતા કરતાં વિકળતા, સુખ કરતાં દુઃખ, કુશળતા કરતાં ભય વધારે રહેતાં, અને તેથી તેઓ ઘણોખરો વખત ફિકર દીલગીરીને પ્રશ્ચાતાપમાં ગાળતા. તો પણ આ વખત તેઓ પોનાની આશા પૂર્ણ થવા અવસર આવી ચૂક્યો, પોતાના ભાગ્યનો સૂર્ય પાંચ મિનિટમાં ઉદય થશે, આ તંબુમાંથી પૂરી સા-હેબી ઠાઠમાઠ અને દબદબાથી તેઓ નિકળશે, એમ કલ્પી આનંદમાં એક બીજાથી ધીમે ધીમે વાતો કરતા હતા. તેવામાં છડી-દારનો આવાજ કાને પડ્યો, તેઓ ઉભા થયા અને મહારાજા પ-ધાર્યા. સંકેત પ્રમાણે આવીને બેઠા કે તુરત આ બંને સરદારોને પોતાના સામા ઉભા કર્યા, અને જોતાં જોતાંમાં બાજુ ઉપરથી બે માણસો ઉઠી આવી પોતાની પાસેની છરીથી તેમનાં નાક કાપી તેમને બોડા ફીકા અને વિક્રાળ ચહેરાના કરી નાંખ્યા, કે તુરત મહારાજા બોલી ઉઠ્યા, 'જાઓ એ વિશ્વાસઘાતીઓને છાવણી પાર કરી, કરી રાખેલ પ્રસિદ્ધપત્ર આખા પુરમાં ફેરવો, તથા તે

અનુસારે અમલ કરો, તુરત ચાર માણસો ને એક સરદાર આ બંને નાક કટ્ટાઓને પકડી શબ્દ પણ બોલવા ન દેતાં એમ્નો ચાલ્યા, અને મુખ્ય અમીર પ્રસિદ્ધપત્ર તથા તેને લગતા બીજા હુકમો અમલમાં આણવાને નિકળી પડ્યો. અહા! આ વખત આ બે જવાન સરદારોની અજાયબીનું શું પૂછવું? પણ ખરૂં પૂછો તો તેમને પંડને અને તેમને જોનારાઓને અજાયબી પામવાનું કાંઈ કારણ નહોતું. કેમકે આમ થવાનાં કેટલાંક કારણો હતાં.

આપણે તે જાણવાને ચાહીએ તો કહેવુંજ જોઇએ કે, આ બે માણસ દેસલ તથા વીસલ હતા. આજે સિદ્ધરાજની છાવણીનું મુકામ ઉપડવાનું હતું, ને તેથી તેઓ પોતાને પુર્વના કરાર પ્રમાણે ગાદી મળશે એવી આશાથી આપણે ઉપર જોયું તેમ આવ્યા હતા. પણ તેમને તો એથી ઉલટું અણધાર્યું થયું. જો કે સિદ્ધરાજની જીત થઇ હતી તોપણ દિનપ્રદિન ચોતરફ લોકો ઉશ્કેરાતા હોય એમ તેને લાગતું હતું. તેમને શાન્ત કરવા, પોતાના ઉપરથી પ્રજાનો ઉઠી ગએલો પ્યાર સંપાદન કરવા અને ચિરકાળ સુધી આ જીતેલો અનુપમ વિશાળ મૂલક સ્વતંત્ર કબજામાં રાખવાની તેને જરૂર જણાઈ. તેણે પોતાના અમીર, કામદાર અને શાણા સલાહકારોની સભા મેળવી પૂછતાં સ્પષ્ટ બહુ મતથી સમજાયું, કે જે લોકોએ પોતાના મ માથી ખૂટામણ કરતાં વાર ન લગાડી તેમના ઉપર આપણે કેમ ભરોંસો રાખીએ? આપણાથી એવા અધમ આદમીઓને દગો રચતાં શું વાર થાય? આથી સિદ્ધરાજનો વિચાર પલટાયો. વળી તેણે જોયું કે પ્રજાનો ગુસ્સો આ બંને તરફ અધિકછે અને તે વ્યાજબી છે, માટે એ બંને શખ્સનો પક્ષ છોડી તેમને યોગ્ય શાસન આપેથી લોકની કાંક પ્રીતિ સંપાદન થશે અને એટલા માટે તેણે પ્રસિદ્ધપત્રમાં તથા થાળી પીટાવીને સાફ જણાવ્યું કે, રાયખેંગારે પોતાનો અપરાધ કર્યો હતો માટે તેને સજા કરી. પણ તે ગુનાહીતને નથી છોડી દેતો, ને પ્રજાના અપ્રીય માણસોનો સંગ છોડી તેમને યોગ્ય સજા કરવા ખૂશી છે આવો આશય બતાવવા સાથે પોતે કોઇના હક કે જાન માલને હરેકત નહિ કરે, તેમને રાયખેંગાર પાળતો તેમજ

પાળશે, એ બધું ખાતરીથી બતાવવામાં આ પણ ગોઠવ્યું. અને આવી રીતે માત્ર પ્રજાપ્રિય થવા અથવા દેશ કબજે રાખવા સારૂજ તેમના ઉપર નિમકહરામીનો આરોપ મુંકી ભ્રષ્ટ કર્યા એમ નહિ, પણ સિદ્ધરાજ તથા તેના અમીરોને પણ ન્યાયી વિચારથી તેઓની અધમ ચાલ ઉપર અંતઃકરણથી ધિક્કાર હતો, અને તેથી તે પ્રથમથી નક્કી ધારેલ તે અમલમાં આવ્યો, કે તુરત સિદ્ધરાજે વાંસેથી ગીરનારગઢનો બંદોબસ્ત કરીને તે છોડ્યો. અને તે વખત લોકો કહે છે કે આપણી રાણકદેવી નીચેના સોરઠાના જેવું બોલી.

સોરઠા.

"ઊંચો ગઢ ગીરનાર, વાદળથી વાતો કરે;
જાતાં રાયખેંગાર, ખરેડી ખાંગો નવ થયો!"

પછી રસ્તે જતાં થોડા ગાઉ ગયા પછી ગીરનારની બીજી બાજુએ પાછું વાળીને જોયું ને જાણ્યું કે તે વળાવવાને આવે છે તેથી ફરી બોલી.

"ગોઝારા ગીરનાર, વળામણ વેરીને કરે;
જાતાં રાયખેંગાર, ખરેડી ખાંગો નવ થયો"

જ્યારે તે ઘણે આઘે ગઈ ને ક્ષિતિજમાં ઢંકાઈ જતો ગીરનાર તેને દેખાયો, ત્યારે તેણે જાણ્યું કે તે પડી જાયછે, અને કેટલાક ભોળા લોક માનેછે કે ઉપરનો સોરઠો કહેતાંજ તે પડવા માંડ્યો તેથી તે બોલી ઉઠી.

"મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે;
ગયા ચઢાવણ હાર, જીવતો જાતર આવશે."

---

## प्रकरण १९मुं.

માણસના મનમાં સમજણ આવતાંજ પ્યાર ઉત્પન્ન થાય છે. જેમ તેની અવસ્થા વધતી જાય છે, તેમ તે પ્યાર પણ જોર ઉપર આવે જાય છે. પુરૂષનું મન દુનિયાની અનેક તરેહની ધામધૂમમાં કુદરતી રીતે દોરાઈ તેમાં લીન રહ્યા કરે છે, તેથી તેને જવાનીમાં પ્યાર માત્ર એક શણગાર રૂપ, નાટકમાં આંતરે આંતરે ગવાતાં ગીતોની પેઠે બીજી બાબતોથી કંટાળે તૃપ્ત થાય, અથવા થાકે ત્યારે સુ-

ખ ભોગવવા વિસામા રૂપ હોય છે. ઘણું કરીને તેના મનમાં બીજી પણ બાબતોની અસર તેવીજ ચાલે છે. પણ સ્ત્રીની તો આખી જીંદગીની હકીકત પૂછો તો પ્યાર વિશ્વનીજ છે. પોતાનાં તમામ સુખો વહોરી પુરૂષનો પ્યાર ખરીદવા તે તત્પર રહે છે, અને એવી રીતે સામટા સમય સુધી આતુર, વિકળ અને આશામાં રહ્યા બાદ, મહા મહેનતે પોતાનો મન પસંદ સ્વામી મળી જાય છે. તેનો પ્યાર પોતાનું તન મન અને ધન અનંત કાળને સારૂ લાબું ટુંકું વિચાર્યા વિના અર્પણ કરી ખરીદે છે, અને તેમાં છેવટ દેવાળું નિકળે છે, તેના તમામ સુખોના તત્વ રૂપ વસ્તુ તેના ભાગ્યરૂપી વહાણના ફૂટવાથી ગરક થાયછે, ત્યારે તેની સ્થિતિ ઘણીજ દયા ઉપજાવનારી થઈ પડે છે. જે ખલાસીની સાથે જેની હિંમત મદદ અને ભરોંસાથી, જેનાથીજ માત્ર મોજ માણવા તે સંસાર સાગરમાં નિકળી પડે છે, તે ખલાસી ભર દરિયે અધવચ્ચ ગયા પછી, તેને સારી પેઠે મોજ મણાવી સુખ આપ્યા પછી, અને તેનું મન વશ કરી લીધા પછી, તેની પાસેથી ઉઠીને ડુબી જાય છે, તેને ભર દરિયામાં એકલી મુકી તેના પડખામાંથી ગેબ થઈ જાય છે, ત્યારે તેને જે ઘભરાટમાં સંસાર સાગરમાં એકલું રહેવું ભયભીત, આકરૂં તથા દુઃખકારક લાગેછે તે તેજ જાણે છે. કારણ સ્ત્રી જાતીને હમેશ પોતાની મનોવૃત્તિઓ તથા વિચારોજ સોબતી રૂપ હોય છે. તે વિચારો અને વૃત્તિઓ જ્યારે દિલગીરીના દિવાન થઈ પડે, ત્યારે તેણે કોની પાસે દિલાસો લેવા જવું? તેના હૃદય રૂપી કિલ્લાને પુરૂષ તાબામાં કરી જીતી લૂટી અને છેવટ તજી દે ત્યારે તે ઉજડ થઈ અંતે નાશ પામે એમાં શું આશ્ચર્ય? જ્યારે તેના હૃદયમાં આવી રીતનો ઘા વાગે છે, ત્યારે તે કદી રૂઝાતો નથી. તેના શરીરમાં આવો વિયોગ રૂપી અગ્નિ પ્રકટે છે, તે તેને તમામ સુકવી બાળીનાંખતાં સુધી શમતો નથી. જેમ એક વિશાળ સુંદર આકારના માંડવા ઉપર સારાં ફુલો, પાંદડાં અને લીલાશથી શોભીતી નાજુક વેલ પથરાઈ જોનારનું મન રંજન કરતી બાગની શોભાનું નાક થઈ પડી હોય, તેના મૂળમાં કીડો પેદા થવાથી તેને પુષ્કળ પાણી તથા જોઈતી બરદાસ્ત મળ્યા છતાં તેની જડમાં કીડો ખોતર્યા કરે તેથી તેનાં લીલાં પાંદડાં એક પછી એક પડતાં જાયછે, તેની કોમળ ડાળીયો સુકાઈ ખરતી જાયછે, અને છેવટ તે પોતે સુકાઈ

ઝાંખરા જેવી થઈ જઈ નાશ પામેછે, તેમ સ્ત્રી જાતના હૃદયમાં પણ જ્યારે તેના જીવના આધાર પ્રિયતમના વિયોગ રૂપી કીડો ઉત્પન્ન થાય છે, ત્યારે તેને ખાવાપીવા, લુગડાં ઘરેણાં અને તમામ જાતનાં સુખો મળે, છતાં તેને કશું સારૂ લાગતું નથી. આજ સુધી તેને જે સુખનાં સાધન લાગતાં તેજ દુઃખરૂપ થઈ પડે છે. સંજોગીને જે ચીજ સુખી કરે તેજ વિજોગીને દુઃખી કરે છે. તેમ તેને કોઈ વાતથી સુખ ચેન કે સંતોષ તો મળતાંજ નથી. પણ તેના હૃદયમાં ઉત્પન્ન થએલ વિજોગ રૂપી કીડાના દરદથી તેની ચલકતી મનહર પ્રેમરસથી ભરેલી આંખો ઝાંખી પડી ઊંડી ઊતરી જાય છે. તેના ગુલાબી સુંવાળા ગાલ ફીકા પડી ધોળા ફક થઈ જાયછે. તેની સુંદર કાન્તિ ધીમેધીમે ઓછી થઈ તેની મુખાકૃતિ બદલાતી લુખી થઈ જાયછે. દિનપ્રદિન તે ગળતી અને અશક્ત થતી જાયછે, અને છેવટ તે ઝાંખી પડતી પડતી અંતે જડરૂપ બની નાશ પામે છે. જ્યારે તેને ખાતરી થાય કે તેની તમામ આશાઓ, સઘળાં સુખો અને વિશ્રાંતિ પાછાં આવવાનાં નથી, જેને સારૂ તે પીડાય છે તે તેને આ દુનિયામાં આ દેહે ફરી દેખાવાનો નથી, એટલે તેનું દુઃખ આ જગતમાં રહેતાં સુધી કદી મટવાનું નથી, ત્યારે તે પોતાની દેહને માટીમાં મેળવી ધારેલ વસ્તુને શોધવા જેના વિયોગમાં આવું દુઃખ સોસ્યું તેનો સંજોગ કરવા, બીજી દુનિયાંમાં દોડી જાય તેમાં શું આશ્ચર્ય? તેના આ ક્ષયરોગને મટાડવાને દુનિયામાં એકજ વસ્તુ એકજ વાર ઇશ્વરે પેદા કરેલ હોય તે તો નાશ થાય, ત્યારે તે મોટા વૈદ્ય, રાજા કે યોગિથી પણ શી રીતે સાજી થાય! તે કેવી રીતે પૂર્વની સ્થિતિએ આવે? આવી રીતે જેના દીલમાં રોગ થયો હોય, જેના ઉપર આવું દુઃખદ વાદલ ચઢી આવે, જેના સુખનું વહાણ આવી રીતે ભર દરીયે ભાગે, તેની સ્થિતિ જોઈ જરા પણ અનુભવ, સંસારનું જ્ઞાન કે બુદ્ધિ હોય, તો દુશ્મનની આંખમાં પણ આંસુ આણનારી વજ્ર જેવા હૃદયપર પણ અસર કરનારી છે. તેની ખરેખરી કદર તો અનુભવીજ જાણે, બાકીના જોનારાઓની તો કલ્પનાજ સમજવી. આવી હાલતમાં આ વખત સોધશું તો આપણી રાંક રાણકદેવી તુરત સાંભરી આવશે. તેને સંસારીક સુખોમાં તો હતો તે કરતાં પણ વધારો થવાનો હતો, તે એકલા સોરઠની મટી

આખા ગૂજરાતના મહારાજાધિરાજની પટરાણી થવાની હતી. એ મહાન પદ્વી તેને મળે તે સારૂજ આ બધી ધૂમધામ, મારકૂટ, અને લઢાઈ થઈ, અને અંતે તે વખત આવી પહોચ્યો. પણ તેના હૃદયનો પ્યાર સ્વાર્થી ન હોતો. તેણે પોતાના સ્વામીને પ્યાર દેહ અને જીવ ખરા મનથી અર્પણ કરેલ હતા એવું જે કહેતી હતી તે આ વખત કરી બતાવવા તૈયાર થઈ હતી. એજ કારણને લીધે તેના મનમાં ઉપરનો રોગ ઉત્પંન થયો હતો. તેનો પ્યાર નિર્મળ, તેની પ્રીતિ સાચી અને વૃત્તિ શુદ્ધ અને તે પતિવ્રતા સત્યવાદી સ્ત્રી જાતને દીપાવનારી હતી એ સાબીત કરવાને આ રોગ બસ હતો. પણ તેને તો આટલેથી પણ બસ નહોતું. તેનો એક પુત્રતો માર્યો ગયો અને બીજો પણ તેની પાસેથી લઈ લેવામાં આવ્યો હતો. એથી તેને જે દીલગીરી થતી હતી તેનું વર્ણન વધારે કરવું અશક્ય છે. સાધારણ માતાને પણ પોતાના પુત્ર ઉપર એટલો પ્યાર હોય છે કે તે તેના સુખમાં પોતાની જીંદગી ખોવા તૈયાર થાય છે, તો આવી દુઃખી સ્ત્રીને પોતાના દુનીયાંમાં બાકી રહેલ બે સુખના રોપનો વિજોગ આવી રીતે થયાથી તેને પોતાની પૂર્વની સ્થિતિ સંભારી કેવું લાગ્યું હશે!

આવા અંતઃકરણના દર્દથી રાણકદેવી બાર દિવસમાં જૂદીજ તરેહની થઈ ગઈ હતી. જો કે તેના સુંદર સ્વરૂપમાંથી ઘસાતાં ઘસાતાં હજી ચિત્તાકર્ષક કાન્તિ રહી હતી તોપણ તેના રૂપમાં ઘણોજ ફેરફાર તેના હૃદયની વ્યથાએ કરી નાંખ્યો હતો, એ કહેવું ખોટું નહોતું. આ પ્રમાણે ઝાંખી થતી અપ્સરા અંતે નાશ પામી જશે એવી સિદ્ધરાજને ફિકર થયા કરતી હતી. તેને સૂઝતા એટલા પ્રયત્ન તે કરતો પણ તે જેમ જેમ નિષ્ફળ થતા જતા, તેમ તેમ તેના મનમાં આતુરતા અને અધિરતા વધી ગઈ. તે સામ દામ ભેદ અને દંડ કરીને કાયર થયો, એટલે હવે છેલ્લો ઉપાય આજે કરવા રાણકદેવીના તંબુમાં આવી તેને અનેક રીતે વિનવવા લાગ્યો. પણ હમેશની પેઠે જ્યારે આજે પણ પોતાનું કહેવું હવામાં ઉડી જશે એવું માલુમ પડ્યું, ત્યારે તેણે અકળાઈ ને તેના એકના એક માણેરાને બોલાવ્યો. જેવો તે તંબુમાં પેઠો તેવીજ પોતાની માને જોઇને "ઓ માડી" કહેતો તેની તરફ દોડતો જવા માંડ્યો. અને રાણકદેવી પણ તેને

ભેટવા, પોતાથી વિખુટા પડેલ પુત્રને વહાલો કરી છાતીએ દાબી બચા કરવા, તેનાં આંસુ લેવા આતુર થઈ, પણ બંનેના મનની મનમાંજ રહી. ને સિદ્ધરાજે પોતાનું ખડગ કહાડી રાણકદેવીને છેલ્લું કહ્યું કે "કેમ તું માને છે કે આને પૂરો કરૂં ?" બિચારી અબળા! આ વખત તેણે શું કરવું!! તેને ખાતરી થઈ કે જો તે, આ દુષ્ટને હા નહિ પાડે, તેની મરજી મુજબ કબુલાત નહિ આપે, તો જરૂર આગલા પુત્રનો પ્રાણ લીધો તેમ આજે આ કોમળ કુસુમનો પણ નાશ કરશે, પણ શું તે એટલા સારૂ પોતાનું પતિવ્રત ખુવે! તે એક ભવમાં એ ભવ કરી આ વખત સુધી ઉઠાવેલ આપદા ફોગટમાં ગાળે! અને પોતાની જાળવી રાખેલ કીર્તિનો છેલ્લે નાશ કરે! શું તે સ્વર્ગના દરવાજામાં ગએલી શિયળવ્રત તોડી શીરા સારૂ શ્રાવક થવાની પેઠે પાછી નર્ક ખાડમાં હમેશને સારૂ ઝીકાવાને, પોતાનું નામ ધૂળધાણી કરવાને, પોતાના પતિને આપેલ વચનો રદ કરવાને સ્વાર્થિ પ્યાર જાહેર કરે! નહીં, કદાચ એક કરતાં અધિક માણેરા મરે તો પણ તે સતી કદી સત ચૂકે નહિ!! તેના દ્રઢતા, સત્યતા, પવિત્રતા અને પતિવ્રતપણાની પરિક્ષા આ પ્રસંગેજ હતી. તેનાથી આ ક્રૂર કર્મ જોવાઈ શકાયું નહિ. તે આંખ મીંચી થરથરવા લાગી. પણ અંતે હિંમત રાખી મનમાંનો વિચાર મજબુત કર્યો કે પ્રાણ જાય ત્યાં સુધી એ પાપીને મન કર્મ કે વચનથી સ્વીકારવો નહિ. અને તેથી તેણે ભૃકુટી ચઢાવી, ખોખરે ગળે કહ્યું કે, એ નિરઅપરાધી પશુનો વધ હત્યારાની પેઠે કરવા કરતાં મારા કટકે કટકા કર. પ્રથમ મારા હાથ કાપીજો, આંખો ફોડી જો, કાન કાપ અને મને રીબાવીને પરિક્ષા લે કે મારો પ્યાર મારા એકજ સ્વામીનાથ તરફ રહે છે કે જરા પણ ડગે છે." ઘણી વાર રમઝગ થઈ પણ અંતે સિદ્ધરાજે ગુસ્સાના આવેશમાં- રાણકદેવીનાં વચન બાણથી તપી- થરથરતા, રાડો પાડતા, આંસુનો અખુટ પ્રવાહ ચલાવતા કુમળા બાળકના ગળા પર એવા તો જોરથી જખમ માર્યો કે તેનું ઓ! ઓ! કરતું માથું દૂર જઈ પડ્યું, અને ચક્કર ખાઈ ધડ પણ ધબ દઈને ભોંયપર પડવા સાથે અડધી મિનિટ સુધી તરફડી હાલતું ચાલતું બંધ પડ્યું. તેની આંખમાં પાણી ભરેલાંજ રહ્યાં. તેનું મોં ફાટેલુંજ રહ્યું અને તેનો

અમર આત્મા આ પાપી દુનીઆ મૂકી સદાને માટે ચાલ્યો ગયો!!! લોહીથી ટપકતું ખડગ ઝાલી સિદ્ધરાજ બોલી ઉઠ્યો, "અલબત મેં તારા પતિને માર્યો છે અને હવે તું નહિ માને તો તને પણ બળાત્કારે ભ્રષ્ટ કરી પૂરી કરીશ. તું ન સમજીશ કે હું તને હવે છોડી દઉં. આખા કુળનો નાશ તેં તારી હઠથી કરાવ્યો અને હવે જોકે તારા શું હાલ થાય છે!" સિદ્ધરાજ વધારે કહેવા જતો હતો, એવામાં તેણે રાણકદેવીના ડોળમાં એકદમ ફેરફાર થતો જોયો. જ્યારથી તેનો છેલ્લો આધાર પણ દુનિયામાંથી ગયો, ત્યારથી તેની વૃત્તિ સાફ દુનિયા ઉપરથી ઉઠી ગઈ. હવે તેને દુનિયામાં કાંઈજ ન રહ્યું, અને તે સાથે તેના પ્રાણપતિના મરણની ખાતરી પૂર્વક ખબર સાંભળી, એટલે તેની મુંઝવણ પલકમાં મટી ગઈ. તે રાતોચોળ થઈ ગઈ. ટપ ટટાર ઉભી થઈ અને લાજ મર્યાદની પણ દરકાર તજી. તે જેવી સિથિલ હતી તેવી ચંચળ તેની મુખાકૃતિ રોબ પમાડે એવી, અને જાણે તે દુઃખી હતીજ નહિ એવી દેખાવા લાગી. તે આગળ ધસી આવી, અને બોલી, "દુષ્ટ લાવ જલદી મારા પ્રાણપતિનું પવિત્ર શબ. બસ હવે બહુ થઈ. મારા શરીરમાં રગે રગ સત ચઢી ચુક્યું. આકાશમાં દેવનાં દુંદુભી વાગવા લાગ્યાં તે સાંભળ. વિમાન મને તથા મારા પ્રિયતમને લેવાને જો ચાલ્યાં આવે છે તે નિહાળ, અને હવે મને વધારે વાર ખોટી ન કર. તું ન સમજીશ કે હવે હું તારા રોક્યાથી ક્ષણ પણ વધારે આ તંબુમાં રહું. મારા પ્રાણનાથના રાજની આ વઢવાણે સિમા આવી તે સાથે મારા દુઃખની પણ સિમા આવી. મારા પ્રાણનાથ મને દેવના દેહથી બોલાવે છે— આવી પ્રાણનાથ! આ આવી!!—માટે વાર લગાડી વધારે પાપી ન થા. ચેત અને મારા પતિ સહ મને સતી થવા દે. ચાલ ઊઠ જલદી કર." આ શબ્દો સાંભળી તથા રાણકદેવીની મુખાકૃતિ,તેના શરીરની ચંચળતા, અને તેના આ અચાનક દિવ્ય ફેરફારથી સિદ્ધરાજને સમજાયું કે તેને હવે ખરેખાત સત ચઢ્યું એથી તે મનમાં કંઈક ડર્યો અને બોલી ઉઠ્યો. "વારૂ હું પેલા તંબુમાંથી તારા પતિનું મુડદું મંગાવી તને હવાલે કરૂં છું પણ જો તું ખરી સતી હોઈશ તો વગર અગ્નિએ બળી મરીશ."

અદ્યાપી સિદ્ધરાજે એવો ડોળ ધાલ્યો હતો કે, રાય ખેંગાર પો-

વાની સાથે કેદી છે, અને જો કે તેના શબને મીઆંનામાં સંભાળથી રાખેલ હતું અને ઘણા માણસ તે જીવતો નહિ પણ મરેલ છે એમ જાણી ચુક્યા હતા, પણ રાણકદેવીના મનપર ત્રાસ બેસાડવા, તેનું સત અટકાવવા અને શત્રુનું માથું ફતેહની નિશાની દાખલ પાટણમાં પેસતાં આગળ ચલાવી બીજાઓના મનપર પોતાનો ત્રાસ બેસાડવા તેણે આ પ્રપંચ કરી સાથે રાખ્યું હતું. અને જે તંબુમાં તે વિશ્વાસુ માણસોના હવાલામાં હતું તેણીગમ જેવો તે રાણકદેવીના તંબુમાંથી નિકળી ચાલ્યો કે તુરત સતી તેની સાથે ચાલી. નતો તેને બહાર નિકળતાં મર્યાદાથી આંચકો આવ્યો કે નતો બીજો કાંઈ સંદેહ કે વિચાર આવ્યો. તે તો પોતાના પ્રાણનાથનું ધ્યાન ધરતી આતુરે ઉભી હતી. સિદ્ધરાજે તંબુમાંથી મુડદું બહાર કઢાવ્યું અને લાકડાંની એક મોટી ચિતા ભોગાવાના કિનારાપર ખડકાવવા હુકમ કર્યો. પવનની પેઠે આખી છાવણીમાં વાત પ્રસરી અને હજારો માણસો સોરઠીયાણીનું સત જોવાને એકઠાં થવા લાગ્યાં. સતી પોતાની મેળે ભોગાવામાં ચાલી ગઈ. અને ત્યાં નાહી ભીંને શરીરે ચિતા આગળ આવી સૂર્યસામી ઉભી રહી. નતો તેને આ વખત કોઈએ યથાવિધિ નવરાવી પીયળ કરી શણગારી કે નતો તેના પતિના શબની યથાશાસ્ત્ર વ્યવસ્થા કરી. તેતો ઉલટું ઘણી સંભાળ રખાએલ છતાં સામટા દિવસ થવાથી ગંધાઈ ઉઠ્યું હતું. અફસોસ! જેના કબજામાં તેઓ હતાં તેજ તેનો દુશ્મન કોઈ પણ રીતે તમને લાચાર કરવા આતુર હતો, તેથી શાસ્ત્ર પ્રમાણે તેને સતી થવાની કશી વિધિ કરવા ન દીધી. પરંતુ ઇશ્વર સાચાનો બેલી છે, તે અંતરયામીછે તે શુદ્ધ મનનો સાક્ષી સહાયકારીછે. તેણે રાણકદેવીની પક્કી પરીક્ષા લીધી, અને તે અંતલગી પોતાનુ સત્ય, પતિવ્રતપણું જાળવી શકી, તેથી તેને અનંત સુખ આપવા સહાય કરી. ચિતા ખડકાઇને તૈયાર થઈ, કે રાણકદેવીને સિદ્ધરાજે કહ્યું, "તું સાચી હોય તો વગર અગ્નિએ બળીમર" સતી તુરત પલોંઠી વાળી ચિતાપર ચઢી બેઠી, પોતાના પ્રિયતમનું શબ ખોળામાં લઈ બીલકુલ ખુલ્લે મોંહે કાંઈ પણ શરમ કર્યા વિના છૂટે સાદે ઊંચા હાથ કરી પ્રભુને પોતાની લાજ રાખી વહારે ધાવા પૂરી પાંચ મિનિટ પણ પ્રાર્થના નહોતી કરી, તેવામાં એકદમ તેના જમણા પગના અંગુઠા

માંથી અગ્નિ નિકળ્યો, અને જોતાં જોતાંમાં ચિતાનાં લાકડાને લાગ્યો કે હજારો જોનારાની અજાયબીનો પાર રહ્યો નહીં. "જય જય સતી જય અંબે! જયમાતા ! જય સોરઠીયાણી! જય દેવી!" આવા શબ્દો લોકો તાળીઓ પાડી ચારે તરફથી બોલી ઉઠ્યા. આ વખત સિદ્ધરાજના પશ્ચાત્તાપ, સંતાપ અને ભયનો શું વિચાર કરવો? તુરત તેના હૃદયનાં કમાડ ઉઘડી ગયાં. તેણે પોતાનાં કામાંધિપણામાં કરેલાં કુકર્મોની સંકળના અથથી ઇતિ સુધી ધ્યાનસ્થ થઈ, અને તે થરથરવા, ગાલે તમાચા મારવા તથા સતીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ધૂળ ચાટી તેની ક્ષમા માગવા લાગ્યો. અને જ્યારે ઘણી કરગર કરી ત્યારે સતી મોટે સાદે બોલ્યાં" આ જગ્યાએ મારે માટે એક દેવાલય બંધાવજે. તારી ગાદી ઝાઝા દિવસ ટકશે પણ તેં જે ઘાતકીપણાથી બે બાળકોનો વધ વિનાઅપરાધે કર્યો છે, તેને માટે હું તને શ્રાપ દઉંછું કે તારી પછવાડે ગાદી ઉપર બેસનાર પુત્ર થયા વિના તું મરણ પામીશ" આટલું કહેતાં તો અગ્નિ ચારે તરફથી પ્રદીપ્ત થયો, અને મોટા આગના ભડકામાં સતીમા અદ્રશ્ય થયાં તે ફરી દેખાયાંજ નહિ.!! ગઈ! ગઈ!! સતી શિરોમણી! સાચી પતિવ્રતા! પતિસહ સદાને માટે સ્વર્ગ સુખ પામવા પરલોકમાં અમર થઈ!! તેમ આ લોકમાં પણ પોતાનું નિર્મળ નામ અને અવિચળ કીર્તિ અમર કરી ગઇ !! ધન્ય છે! એનાં માતપિતાને.! એની સાત પેઢીનો આજ ઉદ્ધાર થયો!! અરેરે! સિદ્ધરાજ જેવા મહારાજાને આવી મતિ કેમ સૂઝી? ખરેખાત એની કીર્તિને આ કલંક લાગ્યું! એના વિષયાશક્ત પણાએ એનું સત્યનાશ વાળ્યું?!! આ પ્રમાણે લોકો અનેક રીતે બોલતા અને જેઓ જેટલું જાણતા હતા તેટલું આ આપણા વૃત્તાંતનું બયાન બીજા અજાણ્યાને "રાણકદેવી" વિશે કહેતા વિખેરાવા લાગ્યા, અને તે તો આપણે સહુ કરતાં વધારે જાણીએ છીએ એટલે તેમનાં આવાં વાક્યોથી શું વધારે જાણવાનું હતું! તેમ જેના માટે આપણે આ બધું જાણ્યું તેની આવી રીતે અચળ સુકીર્તિમાં સમાપ્તી થઈ એટલે આપણે પણ આ પ્રસંગે જે વાંચ્યું તેનું મનન કરતાં. ઇતિ કહીએછીએ.—

**સમાપ્ત.**